# આઇવેન્હો.

(ભાગ ૨ લો.)



ગુ. વ. સોસાઇટી.



સ્વ. સૌ. ગુલાબ બહેન તે રા. મંછુભાઈ સાકરચંદ ઝવેરીના પત્ની

સ્વ. સૌ. ગુલાબબાઇ તે શા. મંછુભાઇ સાકરચંદ ઝવેરીના
પત્ની સ્મારક ગ્રંથમાળા નં. ૨.

સર વોલ્ટર સ્કોટકૃત

# આઇવેન્હો.

ભાગ ૧ લો.

( પ્રકરણ ૧ થી ૨૨ સુધી. )

સચિત્ર

અનુવાદક,
સૌ. વિમળાગવરી મોતીલાલ સેતલવાડ,
નેપીયન સી રોડ, મુંબઇ.

પ્રકાશક,
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી
હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.
આસિ. સેક્રેટરી, અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૫૦૦.

સન ૧૯૨૬. સંવત ૧૯૮૨.

કીંમત બાર આના.

स्व. ગુલાબબાઈ તે રા. મંછુભાઈ સાકરચંદ ઝવેરીના
પત્ની સ્મારક ગ્રંથમાળા નં. ૨.

---

# ઉપોદ્ઘાત.

સન ૧૯૧૯ માં રા. મંછુભાઇ સાકરચંદ ઝવેરી તરફથી રૂ. ૩૫૦૦ નું ફંડ તેમના પત્ની સ્વ. બાઈ ગુલાબના સ્મરણાર્થે મળ્યું હતું; એવી શરતે કે રૂ. ૩૫૦૦ ની મુડી કાયમ રાખી તેનું જે વ્યાજ આવે તેમાંથી વખતોવખત સ્ત્રી ઉપયોગી સામાન્ય જ્ઞાન, નીતિ અને ધર્મનાં પુસ્તકો લખાવી પ્રસિદ્ધ કરવામાં આવે તેને 'સ્વ. બાઈ ગુલાબ તે રા. મંછુભાઇ સાકરચંદ ઝવેરીના પત્ની સ્મારક ગ્રંથમાળા' એવુ નામ આપવું. તે પ્રમાણે એ ફંડમાંથી નીચેના પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છેઃ—

| | | |
|---|---|---|
| ૧. સ્ત્રીઓનો કાર્યપ્રદેશ. | કીંમત. | ૦-૮-૦ |
| ૨. આઇવેન્હો ભાગ ૧ લો. | „ | ૦-૧૨-૦ |
| ૩. „ ભાગ ૨ જો. | „ | ૦-૧૨-૦ |

# ચિત્રોની યાદી.


| | |
|---|---|
| આઇવેન્હો | પૃ. ૧ |
| લેડી રોવેના | પૃ. ૪૪ |
| આઇઝાક (જ્યુ) | પૃ. ૪૯ |
| આઇવેન્હો લેડી રોવિનાના ચરણે મુગટ ધરે છે તે દૃશ્ય | પૃ. ૧૨૦ |
| બ્લેકનાઈટ અને સાધુ | પૃ. ૨૦૮ |




મૂળ ગ્રંથકર્તા

# સર વોલ્ટર સ્કોટનું જીવનવૃત્તાંત.

---

સર વોલ્ટર સ્કોટ એડીનબરોમાં ઇ. સ. ૧૭૭૧ માં ઓગસ્ટની પંદરમી તારીખે એમના પિતાના માલિકીના ઘરમાં જન્મ્યા હતા. એમના બાપ લહીયાનું કામ કરતા હતા. એડીનબરોની યુનિવર્સીટીમાં વૈદક ખાતાના પ્રોફેસર ડૉ. જોન રૂધરફોર્ડની દીકરી એન રૂધરફોર્ડ એમની મા થતી હતી. દરેક સ્કોટ પોતાની વંશાવલી રાખે છે. સ્કોટમાં રહેલા ગુણો કયા પૂર્વજોમાંથી ઉતરી આવ્યા એ જાણવા એના કુટુંબની વંશાવલી જાણવી જરૂરની છે. વોલ એોફ હાર્ડન નામે ઓળખાતા સરહદ પરના લડવૈયા અને ફલાવર એોફ યેરો નામની સ્ત્રીના વંશમાં એમના પિતા જન્મયા હતા. વોલ્ટર સ્કોટના દાદાના બાપની સ્ટુઅર્ટ વંશ તરફ એવી મમતા હતી કે જ્યાંસુધી આ સ્ટુઅર્ટો દેશપાર રહ્યા ત્યાંસુધી એમણે દાઢી મુડાવી નહિ અને આ કારણસર એમને બીઅરડી ઉપનામ મળ્યુ હતું. એમના દાદા રોબર્ટ સ્કોટે સેન્ડી-નોએનું ખેતર પટે રાખ્યુ હતું. એને લગતી હકીકત જાણવાજેવી છે. એમના દાદાએ તે ખેતર સારૂ ચીજો લાવવા ૩૦ પોંડ દેવા કાઢી તે પૈસા લોખંડી ચાબુક લેવામાં ખર્ચી નાખ્યા હતા. તે તથા પાછળથી આ લોખડી હથીઆર બેવડી રકમે વેચ્યું, એ હકીકતનુ સ્કોટે બહુ રમુજી વર્ણન આપ્યુ છે. વોલ્ટર સ્કોટના પિતામાં આવું ઉડાઉપણું ન હતુ. એમના બાપનો દેખાવ સુંદર હતો. પણ રીતભાત કાંઇક તોછડી હતી. સ્વભાવે એ પ્રમાણિક, ન્યાયી અને સત્યપ્રેમી હોવા સાથે કુટુંબ તરફ એમને ઘણી લાગણી હતી. કાંઇક અરસિક હોવા સાથે એમની કલ્પનાશક્તિ પણ ઓછી જણાતી હતી. એમની ટેવોમાં સખ્ત મિતાહારીપણું નજરે પડતું. કડક ગણાતો 'કેલ્વીનીઝમ' ધર્મ એ ચુસ્તપણે માનતા. દેવળ અને ધર્મ સંબંધી ઇતિહાસ એ જ એમનો મુખ્ય અભ્યાસનો વિષય હતો. પાછલા વખતમાં કવિએ પોતાના સ્વભાવનું

નિરીક્ષણ કરતી વખતે કહ્યું છે, કે "દાદાના સટોરીઆ સ્વભાવનો ગુણ મારામાં પણ છે," પણ પિતાના કડક અને નિયમસર વર્તનની છાપ અને પ્રમાણિકપણું કવિમાં ઠેકાણે ઠેકાણે નજરે પડે છે. એમની મા વિષે એ કહે છે, કે "એ આનંદી અને રમુજી સ્વભાવના હતા. એને કાલ્પનિક બનાવો અને કવિતાઓના અભ્યાસનો ઘણો શોખ હતો. એ ધાર્મિક હતાં પણ સ્ત્રીજાતિના સ્વભાવ મુજબ એ મારા પિતાના જેટલાં ચુસ્તપણે ધર્મને વળગી રહેતાં નહિ."

વોલ્ટર સ્કોટને ઘણા ભાંડુ હતાં. એમાનાં ઘણાં તો નાની ઉમરમાં મરી ગયાં હતાં. એમને અઢાર મહિનાની ઉમર થતાં સુધી કોઇપણ જાતની માંદગી આવી ન હતી, પણ દાંત આવવાને લીધે અઢારમે મહિને જે સખ્ત તાવ આવ્યો તેણે એમનો જમણો પગ હમેશને માટે નબળો કર્યો. આ નબળાઇથી એમનો આ પગ જન્મભર લંગડો રહ્યો. તે સુધારવા જાતજાતના પ્રયત્ન કર્યા પછી ખુલ્લી હવામાં રહેવાથી કાંઇ ફાયદો મળે એ વિચારથી એમને ગામડે મોકલવાનુ ઠર્યુ, ને એ સેન્ડી–નોએમાં જઇને રહ્યા. એમના કહેવા મુજબ પોતે એક માણસ છે, એવું ભાન એમને પહેલીવાર ત્યાં થયું. ત્યાં તે ચાર વર્ષના થતા સુધી રહ્યા. આમ ખુલ્લી હવામાં રહેવાથી એકદરે એમની તબીયત સુધરી અને ધીમે ધીમે ઉભા રહેવાનું, ચાલવાનુ અને દોડવાનું શરૂ થયુ. ત્યાંના સુંદર દૃશ્યો અને આજુબાજુના દેખાવોની એમના મન પર પડેલી છાપ 'મારમીઓન' અને 'લેડી ઓફ ધ લેક'માં સ્પષ્ટ જણાઈ આવે છે. સેન્ડી–નોએમા એ રહ્યા ત્યારથી સ્ટુઅર્ટ રાજાઓ સારૂ એમને ખાસ પક્ષપાત બંધાયો અને ગામડાની ગાથાઓ અને કવિતાઓ સાંભળી સાંભળી સરહદપરના લૂટારાઓની વાતોમાં રસ ઉત્પન્ન થયો. પાછળથી આ વાતની શોધ કરવા એમનુ મન લલચાયું, તેનુ પણ આ જ કારણ છે. એમને મઝા પડે તે સારૂ ચોપડીઓમાંથી કેટલુક કોઇને કોઇ વાંચી સંભળાવતુ ત્યારે લાંબા લાંબા ફકરાઓ મોઢે બોલી જઇ પોતાની યાદશક્તિ એમણે બતાવી આપી હતી. આવી રીતે એમને 'હાર્ડી ન્યુટ'

નામનું એક ગીત શીખવવામાં આવ્યું હતું. તેને વિશે એ લખે છે, કે "આ હું પહેલું શીખ્યો છું અને છેલ્લું ભુલીશ."

સન્ડી નોએથી બાથ પાણી અજમાવવા એમને મોકલવામાં આવ્યા. ત્યાં લગભગ એક વરસ એમને રાખ્યા હતા. અહીં જ એ પ્રથમ વાંચતા શીખ્યા. ત્યાં જોન હોમ અને કેપ્ટન રોબર્ટ સ્કોટ નામે ઓળખાતા, 'ડગ્લાસ'ના ગ્રંથકર્તા એમને મળ્યા.

બાથથી એડીનબરો અને ત્યાંથી સેન્ડી નોએ એમને લઇ ગયા. આ પછી આઠ વર્ષની વયે દરિયાના પાણીમાં નહાવાનું અજમાવવા પ્રેસટોનપેન્સ મોકલ્યા. અહીં ડેલજેટી નામના વૃદ્ધ સેનાપતિ એમને મળ્યા. એમનું નામ એમણે 'લીજન્ડ ઓફ મોન્ટરોઝ'ના કાવ્યમાં અમર કીધું છે. બીજા એક વૃદ્ધ માણસની પણ એમને ત્યાં ઓળખાણ થઈ હતી. એ માણસના સર્વ ગુણો 'એન્ટીકવેરી'માં વર્ણવેલા જોનાથાન ઓલ્ડબકમાં આલેખ્યા છે. આટલી બાળવયથી એમની યાદશક્તિએ, કલ્પનાશક્તિને ખોરાક આપવા ભાથુ ભરવા માંડયું હતું.

જ્યોર્જ સ્કેવરમાં આવેલા એમના બાપને ઘેર એમને લઇ ગયા. ત્યાં એ ઇ. સ. ૧૭૯૭ માં એમનું લગ્ન થતાં સુધી રહ્યા. અહીંયા ઘણાં ભાઇભાંડુ સાથે એમને રહેવાનું થયું. આ કામ કાંઇક અઘરૂં હતું પણ તે એમને લાભકારી પણ હતું. માતાના અતિશય વહાલને લીધે એમને તે મુશ્કેલ ન લાગ્યું. હોમરના પુસ્તકનો પોપે કરેલો તરજુમો એ માને વાંચી સંભળાવતા. અને કાંઈ વિચિત્ર અને ભયાનક બનાવોમાં તલ્લીન થઇ જતા ત્યારે ઉદારતા અને ઉત્તમ લાગણીથી ભરપુર ફકરાઓ તરફ એમની મા એમનું ધ્યાન દોરતી.

ઇ. સ. ૧૭૭૯ માં સ્કોટને એડીનબરોની નિશાળે મુકયા. સ્વાભાવિક રીતે બને તેમ એ એમની સાથેના વિદ્યાર્થીઓ કરતાં નિશાળના લેસનમાં પાછળ જણાયા. કવિએ જણાવ્યું છે, કે હાઇસ્કુલમાં એ કદી હોંશિયાર ગણાયા નહોતા. એમના અભ્યાસમાં કાંઇ ઢંગધડો ન હતો. "હું વારંવાર કલાસમાં એક છોકરા તરફથી બીજા તરફ નજર નાખ્યા કરતો. મારા

માસ્તરને મારી બુદ્ધિ અને શક્તિ જોઈ જેટલી ખુશી ઉપજતી તેટલોજ મારી બેદરકારી અને રમતીયાળપણાના લીધે ક્રોધ ઉપજતો." કલ્પનિક વાતો કરવાની ટેવ તથા સારા સ્વભાવને લીધે શિષ્ય વર્ગમાં એક વાર્તાકારની માફક એ વહાલા થઇ પડયા હતા. આ ઉમરે પણ એક પ્રખ્યાત વાર્તાકાર કરતાં એ વધારે રસ જમાવી શકતા. પાદરી ડૉ. આદમની કલાસમાં છોકરાઓ ચડયા ત્યારે અત્યાર સુધી નકામા ને અઘરા જણાતા અભ્યાસક્રમમાં કાંઇક જાણવા લાયક છે એમ એમને લાગ્યું અને જ્યારે આ પાદરીએ કહ્યું, કે લાટીન ભાષા સમજવામાં સર્વ છોકરાઓ હોશિયાર છે, પણ લેખકના વિચાર પૂર્ણપણે વોલ્ટર સ્કોટના જેટલું કોઇ સમજી શકયું નથી, ત્યારે હર્ષથી એ ફુલાઇ ગયા. હોરેસ અને વર્જીલના પુસ્તકની કવિતામાં તરજુમો કરવાનો પ્રયત્ન કરવાનું છોકરાઓને એકવાર સોંપાયુ, ત્યારે સ્કોટનું લખાણ સર્વોત્તમ નીવડયું હતું. આમાનો એક ફકરો એની માયે "મારા વોલ્ટરે લખેલી પહેલી કવિતા-૧૭૮૨ "એ શબ્દો ટાંકી વહાલથી સઘરી રાખ્યો હતો. સ્કૂલ છોડી ત્યારથી જ એમની કલ્પનાશક્તિ, એકદમ ગ્રહણ કરે તેવી સમજશક્તિ અને તીવ્ર યાદશક્તિ જણાઇ આવતી હતી. નવરાશને વખતે હાથમાં આવતા ઇતિહાસના, કવિતાના, મુસાફરીના વર્ણનનાં પુસ્તકો એ આતુરતાથી વાંચતા. એમણે શેકસપીયરના કેટલાક પુસ્તકો લક્ષથી વાંચ્યાં હતાં. અને ઓસેઇન તથા સ્પેનસરનાં પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો. આમાં સ્પેનસરના પુસ્તક તરફ એમને ખાસ પક્ષપાત હતો. "સ્પેનસરનાં પુસ્તકો વાંચતાં મને કદી કંટાળો નહિ આવે. આ રીતે હાઇસ્કુલ છોડતી વખતે મેં મેળવેલું સામાન્ય જ્ઞાન ધોરણ વગરનુ અને જુની પદ્ધતિથી મેળવ્યું હતું. છતાં એની છાપ મારા મગજ ઉપર સચોટ પડી. મારી ચંચળ ને ઝાંખી કલ્પનાશક્તિ તેમ યાદદાસ્તશક્તિને બળે મે આના જલદીથી જુદા વર્ગ પાડી નાખ્યા, એમ કહીશ તો તે અતિશયોક્તિ નહિ કહેવાય."

કોલેજ જતાં પહેલાં સ્કોટ થોડો વખત કેલ્સો રહ્યા. આ વખત દરમ્યાન એમણે લાટીન તેમ અંગ્રેજી સાહિત્યનો સારો અભ્યાસ કર્યો.

આ વખતે એમણે વાંચેલા પુસ્તકોમાંથી બીશપ પરસીની 'રેલીક્સ ઓફ એનસ્યટ પોએટ્રી' નામની ચોપડીએ એમના મગજ પર ઉંડી છાપ પાડી. આ વાંચવામાં એ જમવાનુ પણ ભુલી જતા. ધીમે ધીમે આ પુસ્તક એમને પાડે થઇ ગયું. ઐતિહાસિક ખંડેરો, અને કુદરતી દેખાવો તરફ એમની લાગણી પણ આજ વખતમાં ખીલી હતી એમ એમનું ધારવું છે. "આ વખત પછી સૃષ્ટિસૌન્દર્ય જોવાનો મને શોખ ઉત્પન્ન થયો, અને આવાં દૃશ્યો સાથે કાંઇક ઐતિહાસિક ખંડેરો યા બનાવો, અને અમારા પૂર્વજોના ઇશ્વરભક્તિના સ્મારક યા શૌર્યસ્થાન સાથે સંકળાએલા હોય તો તે જોવા જવા મારૂ મન રોકી ન શકાય એટલા વેગથી તલસી રહ્યું હતું. જો સંજોગો અનુકૂળ હોત તો મારી આ લાગણી સંતોષવા હુ અર્ધી દુનિયાની મુસાફરી કરત."

ઈ. સ. ૧૭૮૩ માં સ્કોટ એડીનબરોની યુનિવર્સીટીમાં જોડાયા. ગ્રીક ભાષા આવડતી ન હોવાથી, એમણે ગ્રીક અભ્યાસ કરવા ના કહીને ફક્ત થોડા જ વિષયો શીખવા શરૂ કર્યા. નિબંધ લખવાનો સોંપાતાં એરીઓસ્ટો અને હોમર વિષે નિબંધ લખવાની હિંમત કરી હતી. અભ્યાસ કરવાની આવી મળેલી ઉત્તમ તકનો લાભ ન લેવા બદલ સ્કોટને પાછળથી ભારે પસ્તાવો થતો, અને તે વખતે કોઇ જ્ઞાન આપી શકે તો પોતાને મળેલી કીર્તિ અર્ધી આપી દેવા તૈયાર થતા. એ કહેતા કે. "અર્ધી કીર્તિ આપી દઇને પણ જો સાહિત્ય ને વિજ્ઞાનનું મારૂં જ્ઞાન સંપૂર્ણ થતું હોય તો તે લેવા હુ તૈયાર છું." આટલું છતાં આવી રીતે પોતાના શોખ મુજબ અભ્યાસ કરવાથી એમનું મન અને શક્તિ વધારે ખીલ્યાં હતાં. ઈ. સ. ૧૭૮૬ માં એમના બાપની સાથે કરારનામું કર્યું. આ કામ વિષે એ કહે છે કે, "હું હવે રૂઢી અને નિયમ પાલનના નિરૂપયોગી કામમાં જોડાયો છું." પણ આ કામ એટલુ નિરૂપયોગી નીવડયું ન હતું. આ કામ કરવાથી પામર મનુષ્ય સ્વભાવ ઓળખવાનું બન્યું ને નીચી મુંડી ઘાલી કામ કરવાને લીધે ઉદ્યોગી થવાની ટેવ પડી. આ ઉપરાંત એમાંથી મળતી જુજ રકમને લીધે ફરતી લાયબ્રેરી અને

નાટક જોવા જેટલા પૈસા મળવા માંડયા. ધીમે ધીમે એમની એકસામટી કામ કરવાની શક્તિ વધી અને એક વખતે ખાવાપીવા અથવા આરામ લેવા બીલકુલ ઉઠયા વગર ૧૨૦ 'ફોલીઓ' (પાના) ઉતાર્યા. આ વખત દરમ્યાન તેઓ અદ્ભુત કાલ્પનિક સાહિત્ય વાંચ્યા કરતા અને આ સારૂ ફ્રેન્ચ અને ઇટાલીયન ભાષાઓનો એમણે અભ્યાસ કર્યો હતો. કંઇક વિચિત્ર પ્રકારે વાર્તા કહેવાનું જ્ઞાન મેળવવું એમણે શરૂ કર્યું હતું. એ અને એમના દોસ્ત આર્થર સીટ સુધી ફરવા જતા અને વારાફરતી પોતે રચેલી વાર્તા એકમેકને કહી જતા. આ અરસામાં લોહીની નસ તૂટવાથી એમને સખ્ત માંદગી આવી હતી, પણ આ માંદગી પછી ઘણાં લાંબા વખત સુધી એમની તબીયત ઘણી સારી રહી, અને દવાને તથા માંદગીને તિલાંજલી આપી શક્યા. આ વખતમાં પગે ચાલીને અગર ઘોડા ઉપર બેસીને આસપાસના ઐતિહાસિક બનાવો સાથે સંકળાએલા અદ્ભુત દેખાવો જોવા જવાનુ શરૂ કર્યું. એ કહેતા કે બનાવોની રમણિયતાનુ વર્ણન, દ્રશ્યોના વર્ણન કરતાં વધારે થઇ શકતુ. "જો પાછળથી મારી કવિતાઓમાં સુંદર દ્રશ્યોનુ વર્ણન કરવામાં હું ફળીભુત થયો હોઉં તો તેનું કારણ એની જોડે રહેલી નીતિ ભાવનાને લીધે જ, અને આટલું કરવામાં પણ મારે ઘણો અભ્યાસ કરવો પડયો છે." ચિત્રકળા અને સંગીત શીખવાના એમણે પ્રયત્ન કર્યા હતા. પણ આ કળાઓ માટે જરૂરી શક્તિ એમનામાં ન હતી.

લહીઆનો ધંધો શીખતા હતા, તે ખાતર એમને આ અરસામાં હાઇલેન્ડસમાં મુસાફરી કરવી પડી, અને આ પ્રદેશના સુંદર દ્રશ્યો, અને લોકોનો પરિચય થયો. ઇ. સ. ૧૭૪૫ માં જેકોબાઇટના બળવા વખતના કેટલાક માણસો હજુ જીવતા હતા, આમાંના ઇનવરનેહીલના સ્ટુઅર્ટ એલેકઝાન્ડરને સ્કોટ આનંદથી મળ્યા. એના મુખ્ય લખાણોમાં આ છાપની સારી અસર જણાય છે.

આ વખત દરમ્યાન એમના મનપર 'લીટરરી સોસાયટી'એ પણ અસર કરી હતી. જુદા જ પંથના યુવાન માણસો સાથે આ

મંડળીના વાદવિવાદ વખતે ઓળખાણો થઇ. એમાંના કેટલાક મિત્રો જીવનપર્યંતના મિત્ર થયા. આ બધા મિત્રોએ એમના ભાષાજ્ઞાનની રહીસહી ખોટ પુરવામાં સારી મદદ કરી હતી. "જો કોઇ વિષયથી મારૂં હૃદય હલમલી જતું, તોજ હું સારૂં બોલી શકતો." પોતાના અને પોતાના મિત્રોની આ વખતની વાત લખતાં એ કહે છે, કે "અમનચમન કરવામાં, અને આળસમાં અમે વખત ગાળતા. પણ અમારામાં એકબીજા સારૂ લાગણી હતી, અને સાહિત્ય તથા જ્ઞાનની શોધમાં અમે હંમેશ મચ્યા રહેતા."

એમના બાપનો પોતાના ધંધામાં એમને ભાગીદારી આપવાનો વિચાર હતો. પણ એમને આ ધંધો કરવો ન હતો. બારીસ્ટર થવું યા કાયદાની કઇ શાખામાં જવું એ નક્કી થઇ શકયું ન હતું. દીવાની કાયદો અને સ્કોટલાંડના કાયદા એમણે એમના અંગત મિત્ર વીલ્યમ કર્લાક ઓફ એલ્ડીનની સાથે ગોખવા શરૂ કર્યા. આ વિષે એ લખે છે, કે "આખી જીંદગીમાં મેં જો સીધી રીતે, દૃઢ નિશ્ચયથી ને અતિશય મહેનતથી જો કદી અભ્યાસ કર્યો હોય તો તે આજ હતો. આની બે પરીક્ષાઓ આપી આ બને જણા ઇ. સ. ૧૭૯૨ ની ૧૧ મી જુલાઇએ ધારાશાસ્ત્રીના ઝભ્ભા પહેરવા ભાગ્યશાળી બન્યા. એમણે પોતાને મળેલી પહેલી ફી એમની મા સારૂ રૂપાની મીણબત્તી ખરીદવામાં વાપરી.

આ વખત દરમ્યાન એમના મન પર ઉંડી અસર કરનાર બીજી એક વ્યક્તિની પણ નોંધ લેવી જોઇએ. મીસ સ્ટુઅર્ટ બેલ્જીસ નામની એક યુવતી સાથે એમને પરિચય થયો, અને તેથી એના તરફ લાગણી ઉત્પન્ન થઇ. લાંબા વખત સુધી આ પ્રેમ લાગણી એમના હૃદયમાં રહી પણ આમાં એમને નિષ્ફળતા સિવાય કાંઇ મળ્યું નહિ.

આ પ્રમાણે બારીસ્ટર થયા પછી ટુંક વખતમાં સ્કોટ લીડસ ડેઇલમાં ખૂબ ફર્યા. આ જગ્યાએ જવું મુસ્કેલ તથા કાંઇક જંગલ જેવું હતું. ત્યાં જઇ જુના રાસરાસડાઓ એકઠા કરવાનું, પુરાણા કિલ્લાઓ અને મિનારાઓના ખંડેરો તપાસવાનું, અને ત્યાંના લોકોના રીતરિવાજ

અને રહેણીકરણી જાણવાનું કામ કર્યું. આવી રીતે સાત વર્ષ આ પ્રવાસ પાછળ એમણે ગાળ્યાં. મોજશોખ ને જુદા જુદા પ્રદેશો જોવાના શોખ પાછળ એ ભમે છે એમ સર્વને લાગતું, પણ ખરૂં જોતા આ પ્રવાસ દરમ્યાન એમના કામ સારૂ એમણે સારૂં જ્ઞાન મેળવ્યું, અને એમને તો કદાચ તે વખતે ખબર પણ નહિ હોય પણ 'મીન્સ્ટ્રલસી ઓફ ધ સ્કોટીશ બોરડર' સારૂ સારૂ ભાથું મેળવ્યુ. આ વખતે એમની જુવાની ખીલી રહી હતી. એ ઉંચા ને દેખાવડા હતા, અને લગડા હોવા છતાં મજબુત અને ચંચળ હતા. એમની ભુરી આંખો પરથી એમનો આનંદી ને દૃઢ નિશ્ચયી સ્વભાવ જણાઇ આવતો. એમનો ચહેરો જરા ભાવહીન હતો પણ લાગણી ઉભરાઇ આવતાં ચળકી રહેતો, અને એમના મુખ પર હાસ્ય પથરાઇ રહેતુ.

પાર્લમેટ હાઉસમાં આ પછી નવેમ્બર મહિનાથી સ્કોટે નિયમિત હાજરી આપવા માંડી, અને બાપની લાગવગથી થોડુંઘણું કામ પણ મળતુ શરૂ થયું. પણ આ ધંધામાં એમની કમાણી કદી પણ ટોચ સુધી પહોંચી નહતી. કાયદા સબંધી ઊંડુ જ્ઞાન અને ઉદ્યોગ કરવાની હદપાર શક્તિ હોવાથી એ એમના ધંધામાં નામ કાઢત, પણ આ ધધાને અંગે ફતેહમંદ નીવડવા ખાતર સોલીસીટરોની ખુશામત ન થઇ શકે એવો સ્વતત્ર મિજાસ ને અભિમાન તથા મહાન લેખક થવાની અલૌકિક બુદ્ધિને લીધે આ થવું અશક્ય થઇ પડયું.

આ વર્ષના અતભાગમાં જર્મન ભાષા શીખવી શરૂ કરી. બીજા વર્ષના ઉનાળામાં પાછળથી જે પ્રદેશોને એમના પુસ્તકોમાં અમર બનાવ્યા છે તે હાઇલેન્ડસોની મુસાફરી બારીકીથી કરી. આમાં લૉક કેટરીનના સુંદર દેખાવ પાછળ એ ગાંડાજ થઇ ગયા હતા. આ સરોવરનું વર્ણન કરવામાં પડેલી મહેનત-મહેનત ન લાગતાં તે આનદજનક થઇ પડી હતી.

ઇ. સ. ૧૭૯૬માં પોતે જે યુવતીને ચહાતા હતા તેણે બીજા સાથે લગ્ન કરવાનું વચન આપ્યું છે, એવા ખબર મળવાથી એમને સખત આઘાત થયો. એમના જેવા સ્વભાવવાળા માણસના હૃદય પર આ ખબર

આવવાથી કંઇ ખરાબ અસર થશે એવી એમના મિત્રોને દહેશત લાગી હોય એમ જણાય છે. 'ધ વાયોલેટ' નામના ટુંકા કાવ્યમાં આથી ઉત્પન્ન થએલો તિરસ્કાર જણાય છે. પણ એમના ગર્વિષ્ટ સ્વભાવને લીધે એમનું મગજ જલદી શાંત થયું, અને ફરીથી સાહિત્યના કામમાં એમણે વધારે મન જોડયું.

એજ વર્ષના અકટોબર મહિનામાં Burger's Lenone 'બરગરનુ લીનોન'નુ ભાષાંતર અને 'વાઇલ્ડ હન્ટસમેન' નામનું નાનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું. આની અંદરની કડીઓમાં એમણે જે ભાવ ને જુસ્સો પ્રદર્શિત કર્યો છે તે પરથી પાછળથી મેળવેલી કવિતા રચવાની શક્તિના બી જણાઇ આવે છે. બીજે વરસે સ્કોટલાંડની વોલંટીયર ઘોડેસ્વાર ટુકડી ઉભી કરવાનું એમણે માથે લીધું. 'ક્વાર્ટર માસ્ટર'નો ઓદ્ધો લઇ ઘણી ઝુંબેશથી આ કામ કર્યું.

આ વર્ષના ઉનાળામાં ઇંગ્લાંડના કેટલાંક સરોવરો જોવા એ ગયા. એમની આ મુસાફરીએ એમની જીંદગીમાં મોટા ફેરફાર કર્યા છે. આ મુસાફરી દરમ્યાન ફ્રેન્ચ રાજ્યકુટુંબના માણસની દીકરી શારલોટ માર્ગેરેટ કારપેન્ટર નામની એક યુવાન સ્ત્રીને એ મળ્યા. આની સાથે એ એકદમ વિવાહથી જોડાયા, અને ઇ. સ. ૧૭૯૭ની ૨૪ મી ડિસેમ્બરે કાર્લાઇલમાં લગ્નગ્રંથીથી બંધાયા. હટન કહે છે, કે "આ જોડું એક ગરૂડ અને બીજું સ્વર્ગીય પક્ષી જોડાય તેવુ હતું, પણ સારા સ્વભાવ તથા લાગણીવાળા હૃદયને લીધે લગ્ન એકંદર સુખી નીવડયું હતું." આ પછી તરતજ એડીનબરોથી છ માઇલને અંતરે એસ્ક પર લેસવેઇડમાં એમણે એક નાનું મકાન રાખ્યુ. ત્યાં એમણે ઘણાં વર્ષ સુખમાં કાઢયાં, અને ઘણાં સુંદર કાવ્યો લખ્યાં. આ કાવ્યોને લીધે એ સારી પ્રતિષ્ઠા પામ્યા.

હાઇલેન્ડના પર્થશાયરમાંના સુંદર દેખાવો, ગ્લેનફીન્લાસમાં આલેખ્યા છે, અને જે સ્મેઇલહોલ્મના મિનારા પાસે એમણે બાળપણના દિવસ ગાળ્યા હતા તેનો દેખાવ 'ઇવ ઓફ સેંટ જોન અને 'ધ ગ્રે બ્રધર'ના

કાવ્યમાં આમેહુબ ખડો કર્યો છે. સાધુ લ્યુઇસ સાથે ઓળખાણ થઇ. એના 'ટેઇલ્સ ઓફ વન્ડર'ના પુસ્તકમાં મદદ કરવાનું પોતે વચન આપ્યું, તેથી એમની કવિતા કરવાની પ્રવૃત્તિ વધી. આ લ્યુઇસે એમને ગેટીના 'ગોથસ વીથ ધ આયર્ન હેન્ડ' નામના પુસ્તકનો તરજુમો છપાવવામાં મદદ કરી હતી. ઇ. સ. ૧૭૯૯ ના ડિસેમ્બરમાં સ્કોટ સેલકર્કસાયરના શેરીફ નીમાયા. આમાંથી એમને વર્ષે ૩૦૦ પૌંડ મળતા. આ હોદ્દાને અંગે એમને એમના પ્રિય સ્થળ સરહદના પ્રદેશ પર વારંવાર જવાનું થતું.

હવે આપણે સ્કોટના સૌથી પહેલા રચેલા 'મીન્સ્ટ્રલસી ઓફ ધ સ્કોટીશ બોરડર' નામના પુસ્તક વિષે કહીશું. ઇ. સ. ૧૮૦૦ અને ૧૮૦૧ એ બે વર્ષ એમણે આ સર્વ સંગ્રહને વર્ગવાર ગોઠવવા અને છપાવવાના કામમાં ગાળ્યા. આ કામને એમણે 'પ્રિય મહેનત' ગણી છે. શું કરવું તેના એક નિર્ણય પર આવતાં પહેલાં આ કામ કરવામાં જરૂર પડતાં સાધનો મેળવવામાં, પ્રાચીન વિષયજ્ઞ થવામાં અને કહાણીઓ ને દતકથાઓ કહેવાની કળામાં હોંશિયારી મેળવવામાં કેટલાંએ વર્ષો ગાળ્યાં. આ વખતે સરહદવાસી અને અલૌકિક ગણાતા કવિ જોન લીડનના ભાઇ રીચર્ડ હેબર સાથે તેમ એક ક્રુની પણ પ્રાચીન વિષયજ્ઞ જોસફ રીટસન સાથે એમને દોસ્તી બંધાઇ. આમાં એમને લીડનની સારી મદદ મળી. એના રચેલા કેટલાક ફકરાઓ પણ આ મુખ્ય પુસ્તકમાં મુકાયા છે. ઇ. સ. ૧૮૦૨ માં પહેલો અને બીજો ભાગ પ્રગટ થયો ને ત્રીજો ભાગ ઇ. સ. ૧૮૦૩ માં પ્રગટ થયો હતો. છેલ્લા ભાગમાં સ્કોટે રીજેન્ટ મુરેના ખૂન સંબંધીની હુંકો પરથી 'કડીગોર કેસલ' નામનું એક કાવ્ય રચી ઉમેર્યું છે. આ વિષે હટન લખે છે, કે "અપૂર્વ કવિત્વ શક્તિનો ઉચામાં ઉંચો નમુનો છે." આવું પુસ્તક જનસમાજમાં ઘણી જ ખ્યાતિ પામ્યું. પહેલા એક વર્ષની અંદર આ પુસ્તકના પહેલા બે ભાગની સર્વ નકલો ખપી ગઇ. આ પછી કેટલીએ આવૃત્તિઓ છપાઇ ને ટુંક વખતમાં તો બીજી અનેક ભાષામાં આ પુસ્તકના તરજુમા પણ થયા.

સ્કોટની શક્તિનો કાંઇક ખ્યાલ આ 'મીન્સ્ટ્રલસી' ના પુસ્તકમાં પહેલીવાર થયો. આ રાસરાસડા એકઠા કરી પસંદ કરવામાં ને ગોઠવવામાં એમણે વાપરેલી હોંશિયારી ને તુલનાશક્તિ અને સાચી ગાથાઓની શોધ કરવામાં દેખાડેલી ખંત અને એમના પોતાના ફકરાઓમાં જણાઇ આવતી એમની કવિત્વશક્તિ ઉપરાંત એમની ઓળખ આપવા કરેલી નોંધ અને ટીકામાં એમનામાં રહેલા ગુણો—આ વિષયપરનો એમનો કાબુ અને ઉંડું જ્ઞાન, શૈલી ને ગોઠવણીમાં નજરે પડતી ખુબીભરી સાદાઇ અને અર્ધ ભુલી જવાએલા કાળના ઇતિહાસ ને રહેણીકરણી તરફની એમની મમતા અને શોખ—સ્પષ્ટ નજરે પડતાં હતાં. આ પછી પ્રસિદ્ધ થએલા પદ્ય લખાણોમાં જગ્યા ના પામનાર અને આ વ્યક્તિ એક મોટો ગદ્ય લેખક થશે એવી આગાહી આપનાર, શક્તિઓ પણ આ લેખોમાં જણાતી. જ્યારે 'વેવરલી' વાર્તાઓના લેખક કોણ હશે તે જાણવા બધા ઉત્સુક થઇ રહ્યા હતા ત્યારે એક ગૃહસ્થે કહ્યું, કે મને સમજાતું નથી કે બધા લોકો આનો લેખક શોધી કેમ શકતા નથી? શું 'મીન્સ્ટ્રલસીના ગદ્ય લખાણોના લેખકને લોકો ભુલી ગયા?"

'મીન્સ્ટ્રલસી' વિષે લખતાં સ્કોટ લખે છે, કે "પુસ્તકના ત્રીજા ભાગમાં પોતે રચેલું એક કાવ્ય આપવાનો પોતાનો ઇરાદો હતો. આ કાવ્ય સરહદપરના શૌર્ય વિષે રચેલું નાનુ કાવ્ય હોત." "એમણે લખેલું 'લે ઓફ ધ લાસ્ટ મીન્સ્ટ્રલ' નામનુ કાવ્ય આ રીતે આ પુસ્તકમાં ઉમેરવાનો એમનો વિચાર હતો, પણ તે રહી ગયો. આ કાવ્ય લખવાની શરૂઆત કેમ થઇ તે તો જાણીતું છે. કાઉન્ટેસ ઓફ ડાલકેઇથે ગીલ્વીન હોર્નર નામે ઓળખાતા સરહદપરના રાક્ષસ વિષે એક કાવ્ય લખવાની ભલામણ કરી હતી. સ્કોટે આ કામ લેસવેઇડમાં શરૂ કર્યું, અને એર્સકીન અને કાનસ્ટાઉનને થોડીક ટુંકો વાંચી સંભળાવી. આ મિત્રોને આ ટુંકો પસંદ નથી પડી એવું લાગવાથી આ કામ એમણે છોડી દીધુ. થોડા વખત પછી ખબર પડી કે આ ટુંકો સાંભળી એમને કુતુહલ ઉત્પન્ન થયું છે; એટલે પાછું ફરી તે કામ શરૂ કર્યું.

ઇ. સ. ૧૮૦૨ માં મુસેલબર્ગમાં ઘોડેસ્વારની પલટણની કસરતો ચાલતી હતી તેવામાં એક ઘોડાએ લાત મારવાથી ત્રણ દિવસ એમને ઘરમાં સુઈ રહેવું પડયું હતું. આ ત્રણ દિવસોમાં આ 'લે'નો પહેલો ખંડ લખાયો. આ કાવ્યમા સરહદ પર ચાલેલી લડાઇ અને ત્યાંના રીત-રિવાજનુ અચ્છું વર્ણન આપેલું છે. આ કાવ્ય ઘણુ જલદીથી લખાયું છે. કાવ્યનું ખોખું તૈયાર કર્યા પછી અઠવાડિયાના એક ખંડના હિસાબે કાવ્ય લખાયુ છે. પણ ઇ. સ. ૧૮૦૫ ના જાન્યુઆરી સુધી આ કાવ્ય પ્રસિદ્ધ થઇ શક્યુ ન હતું.

આ તારીખ પહેલાં એમણે એમનું રહેઠાણ બદલ્યુ હતુ. સેલ્કર્કશાયરની ફરજો અદા કરવા વર્ષનો મોટો ભાગ એમને ત્યાં રહેવું પડતુ હોવાથી ટવીડની દક્ષિણે આવેલા એક નાના ઝરા પાસે સેલ્કર્કથી થોડે દૂર આવેલુ એશેસ્ટીએલનુ ખેતર ને ઘર એમણે રાખ્યુ ને ત્યાં ૧૮૦૪ ના ઓગસ્ટ મહિનાથી રહેવા ગયા. ઉનાળામાં એમનુ રહેઠાણ ત્યાં થતુ.

અહીં એમણે સાહિત્ય સંબધી ઘણું જ કામ કર્યું. ઇ. સ. ૧૮૦૫ ના જાન્યુઆરી મહિનામાં 'લે' ને મળેલી ફતેહથી લોકો એકી અવાજે કહેવા લાગ્યા, કે "સ્કોટે સાહિત્યની સેવા કરવા પાછળ જીવનનો મોટો ભાગ ગાળવો જોઇએ." પહેલી આવૃત્તિ એકસપાટામાં ખપી ગઇ અને તેની આવૃત્તિઓ ઉપર આવૃત્તિઓ નીકળવા માંડી. ઇ. સ. ૧૮૩૦ સુધીમાં એકલા બ્રિટનમાં જ તેની ચાલીસ હજાર નકલો ખપી અને બ્રિટનના ઇતિહાસમાં "લે ઓફ ધ લાસ્ટ મીન્સ્ટ્રલ" કાવ્યની જેટલી નકલો ખપી છે તેટલી નકલો બીજા કોઇ કાવ્યની ખપી નહિ હોય," એમ કહીએ તો ચાલે. ચારે દિશાએ એના વખાણ પર વખાણ થવા લાગ્યાં.

પણ માણસની ચડતીપડતીનાં બી ઘણુંખરૂં સાથે જ રોપાય છે. જે વખતે કીર્તિ વધારનાર આ કાવ્ય પ્રસિદ્ધ થયું તે જ અરસામાં એમણે જેમ્સ બેલેનટાઇન નામના પ્રકાશક જોડે ભાગીદારી રાખી અને પોતાની પડતીનાં બી રોપ્યાં. સ્કોટને કેવી કેળવણી મળી, અને ધીમે ધીમે કીર્તિને શિખરે પહોંચવાની

શરૂઆત કેમ થઇ તે આપણે જોયું. હવે બાકીનો ભાગ ટુંકમાં કહી શકાશે. 'લે' ના કાવ્યમાં મળેલી ફતેહને લીધે સ્વાભાવિક રીતે બને તે પ્રમાણે બીજા પણ કાવ્યો તેમણે રચ્યાં. એનાં નામ આ પ્રમાણે છેઃ—ઇ. સ. ૧૮૦૮ ના ફેબ્રુઆરીમાં ફલોડનની લડાઇ વિષે રચેલું 'મારમીઓન' નામનું કાવ્ય પ્રસિદ્ધ થયું. આમાં જે વર્ણન છે તેની તુલના થઇ શકે એવું બીજું એક પણ કાવ્ય નથી. ઇ. સ. ૧૮૧૦ માં પ્રેમ, લડાઇ અને શૌર્યરસથી ભરપુર 'લેડી ઓફ-ધ-લેઇક' નામનું કાવ્ય રચ્યું. આ કાવ્ય હાઇલેન્ડસમાં થએલા બનાવપર લખાયું લાગે છે. ઇ. સ. ૧૮૧૧ માં વીઝન ઓફ ડૉન રોડરિક; ઈ. સ. ૧૮૧૩ માં 'રોકબી' અને 'બ્રાઇડલ ઓફ ટ્રીએરમેઇન', ઇ. સ. ૧૮૧૫ માં 'લાર્ડ ઓફ ધ આઇલ્સ,' અને ઇ. સ. ૧૮૧૭ માં 'હેરોલ્ડ ધ ડોન્ટલેસ' નામનાં કાવ્યો પ્રસિદ્ધ થયાં.

ઇ. સ. ૧૮૦૬ માં સ્કોટે ધારાશાસ્ત્રી ન રહેતાં સેશન્સ કોર્ટના મુખ્ય કલાર્કનો હોદ્દો લીધો. ત્યાંનો માણસ પેન્શન પર જવાથી એમને એ જગ્યા મળી હતી. તે માણસ પગાર ખાતો હોવાથી થોડો વખત તો આ કામ એમને વગર પૈસે જ કરવું પડયુ. પણ ઇ. સ. ૧૮૧૨ માં ફરી વ્યવસ્થા થઇ, અને દર વર્ષે ૧૩૦૦ પાઉન્ડ મળવાની વ્યવસ્થા થઇ. આમ શેરીફની નોકરીથી ૩૦૦ પૌંડની રકમને લીધે એમને એમના ધધામાંથી વાર્ષિક ૧૬૦૦ પૌંડ મળવા માંડયા. આ ઉપરાંત એમના બાપ તેમ કાકા એમને થોડો પૈસો આપી ગયા, અને બૈરી પાસે પણ થોડી મિલ્કત હતી, એટલે સાહિત્યમાંથી મળતી ઉપજ ન ગણીએ તો પણ એમની વાર્ષિક આવક ૨૦૦૦ પૌંડની થઇ.

એબોટ્સફોર્ડ... 

એશેસ્ટીએલમાં ગયા પછી સ્કોટે વહેલા ઉઠવાની ટેવ પાડી. તેથી સવારમાં એ લખવાનુ ઘણું કામ કરી શકતા. એમની સાહિત્ય પ્રવૃત્તિ અજબ હતી, અને એકી વખતે બે યા ત્રણ જુદાં જુદાં પુસ્તકો લખવાનું કામ કરતા. કવિતાઓ રચતાં એમને શ્રમ પડતો, પણ કાવ્યો રચતાં થાકે ત્યારે રીવ્યુઓ અને બીજા લેખો લખવાનું કામ કરતા.

આ વખતે મિત્રો, પૂજ્ય ભાવ રાખનારા, વખાણનારા, કુતુહલ જોનારાઓના ટોળેટોળાં મળવા આવવા લાગ્યાં, અને પાછળથી આવા અતિથિઓની સંખ્યા એટલી તો વધી ગઇ કે કેટલીક વખત તો એમને શ્રમ લાગતો અને એમનો વખત પણ ઘણો બરબાદ જતો. પણ એમનો સ્વભાવ માયાળુ હોવાને લીધે એમણે કદી કોઇનો પણ તિરસ્કાર કર્યો ન હતો.

સ્કોટ રાજકીય બાબતમાં ટોરી પાર્ટીના હતા, અને જીવનપર્યંત એ ચુસ્ત ટોરી જ રહ્યા. મધ્યકાળના ઇતિહાસમાં ડુબેલા હોવાથી અને જાગીરદારોની વાતોથી મોહ પામ્યા હોવાથી એમને એકાદ બહોળી જમીનના માલિક થવાનો શોખ થાય એ અસ્વભાવિક ન હતુ. આ હોંસ થવાથી એમની સાહિત્ય પ્રવૃત્તિને સારો વેગ મળ્યો. ઈ. સ. ૧૮૧૧ માં ટવીડની પાસે એમણે એક ખેતર ખરીદ્યુ. બાજુમાં પગે ઓળગી જવાય એવો નદીનો ભાગ હતો; અને આજુબાજુની જમીન મેલરોઝના દેવળની માલિકીની હતી એટલે આ ખેતરને એમણે એબટસ ફોર્ડ નામ આપ્યું. ઈ. સ. ૧૮૧૨ ના મે માં એ ત્યાં રહેવા ગયા, અને ત્યાર પછી એ જગ્યાની શોભા વધારવા ને જગ્યા સારી કરવાનો એમને હદપાર શોખ લાગ્યો. " ઝુંપડાંમાંથી મકાન અને મકાનમાથી મહેલ થયો. ટવીડ પાસે ખેતર લીધા પછી કોલ્ડશીલ્ડ લોક પાસે ખેતર લેવાનો ને તે પુરો પડયા પછી ટોમ્સ રીયેમરની ગ્લીન લેવાનો શોખ થયો. દરેક વખતે એક કરતાં મોટાં મકાન લેવાનો શોખ વધતો ગયો, તેમ પૈસા સબધી સ્થિતિ પણ સુધરતી ગઇ. પણ આ જમીન લેવાના એમના ગાંડા શોખને લીધે એમની સ્થિતિ સબધી એમને અસતોષ જ રહેતો. આમ કરવાથી પોતે પોતાની જ ખરાબી કરવાનાં પગલાં ભરે છે એ વાતનો એમને ખ્યાલ ના રહ્યો.

એસ્ટીટીએલમાં ગાળતા તેજ પ્રકારનું જીવન અહિં પણ સ્કોટે ચાલુ રાખ્યું. એકલા હોય ત્યારે સાહિત્ય પ્રવૃત્તિ અને મંડળીમાં જાતજાતની બહારની રમતોમાં ભાગ લેવાનું એ ચૂકતા નહિ. જ્યારે જ્યારે એડીનબરોમાં કોર્ટ બેસતી ત્યારે ત્યારે એ ધ્યાન દઇને કાયદાના

હોદ્દાનું કામ સંતોષકારક કરતા. માણસની શક્તિ ગમે તેટલી હોય છતાં પણ આ વર્ષોમાં એમણે કરેલું કામ એક માણસ કેમ કરી શકે એ સવાલે દરેકને હમેશ અચંબો પમાડયો છે ને પમાડશે.

આ વખતે સ્કોટની કવિતાઓ વિષે લોકમત જરા નીચો ઉતર્યો હતો. કાવ્યસૃષ્ટિના આકાશમાં બાયરન નામનો ઝળકતો નવો તારો ઉગ્યો હતો. જ્યારે એમ મનાવા માંડયું કે સ્કોટ હવે આનાં કરતાં ઉત્તમ કવિતા રચી નહિ શકે, અને એમનો કીર્તિસ્તંભ ઉચો નહિ જાય તે વખતે એમની કવિતામાં નજરે ન પડેલી સુંદર ને વિધવિધ શક્તિઓથી ભરપુર 'વેવરલી' નામનું ગદ્ય લખાણ પ્રસિદ્ધ થયું. આ વાર્તા ઇ. સ. ૧૮૦૫ માં લખવી શરૂ કરી હતી; પણ તે પડી રહી હતી. આખરે તે ફરી હાથ પર લઇ પુરી કરી. ઈ. સ. ૧૮૧૪ માં તે છપાઇ ત્યારે વાંચનાર દુનિયા એમાં સમાએલી અજબ શક્તિથી છક થઇ ગઇ. આ પછી ઉચ્ચ પ્રકારના આ 'વેવરલી' વાર્તાના મણકા નીકળવા શરૂ થયા. ચૌદ વર્ષમાં સ્કોટે નાના મ્હોટા લેખો લખવા ઉપરાંત આવી ત્રેવીશ વાર્તાઓ લખી. આ દરેક વાર્તાઓમાં સરખા પ્રકારની શૈલી યા લખાણ નથી તેનું કારણ તે લખવામાં થએલી ઉતાવળ નહિ પણ વાર્તાના વિષય તરફના તેમનો ઓછોવતો પ્રેમ જ છે. માંદગી યા દુઃખને લીધે કદિ એ અટકતા નહિ, અને 'બ્રાઇડ ઓફ લેમરમૂર' તો એમને જ્યારે ઉપરાઉપરી તાણ આવતી હતી ત્યારે ઉતરાવી હતી. એમને આ તાણ એવી સખ્ત આવતી કે પોતે શું ઉતરાવ્યું તેની એમને યાદ રહેતી નહિ. આ પુસ્તક સારા થયા પછી જોયુ ત્યારે કયું પુસ્તક છે એમ એમને સવાલ ઉભો થયો હતો.

સ્કોટને પોતાની વાર્તાઓ નનામી છપાવવાનું ભુત ભરાયું હતું અને આ મોટા ગદ્ય લેખકનું નામ જાણવા જનસમાજ તત્પર થઇ રહ્યો હતો, પણ આ ઢાંકપીછોડો થોડા વખતમાં ન જેવો જ થઇ ગયો અને એમની પૈસા સંબંધી સ્થિતિ બગડતાં એમને પોતાનું નામ જાહેર કરવાની ફરજ પડી.

આ સર્વ વાર્તાઓ વિષે ચર્ચામાં ઉતરવુ આ સ્થળે અશક્ય છે. ઐતિહાસિક વાર્તાઓના સ્કોટ પિતા છે, અને આ પછી ઘણાઓએ એ દિશામાં પ્રયત્ન કર્યો છે. પણ એલેક્ઝાન્ડર ડુમાને બાદ કરીએ તો સ્કોટની સરખામણીમાં કોઈ લેખક આવે એમ નથી. એમના વિષયમાં એ રાજા જ રહ્યા છે. એક અહકારી જુવાન લેખકને થેકરે એ ઠપકો આપતાં કહ્યું હતું, કે "મને લાગે છે કે સર વોલ્ટર સ્કોટ આપણા જેવા જ લેખક હોય એવી રીતે વાત કરવી એ શોભતું નથી. મારા તમારા જેવાએ તો સર વોલ્ટર સ્કોટનુ નામ સાંભળતાને વાર પૂજ્ય ભાવથી માથું નમાવવુ જોઇએ."

ઇ. સ. ૧૮૧૩ માં એમને પ્રિન્સ રીજન્ટના હુકમથી 'રાજકવિ' પદ આપવાનો હુકમ થયો, પણ આ પદ એમણે સ્વીકારવા ના પાડી. પણ ઇ. સ. ૧૮૨૦ માં 'બેરોનેટ'નો ઇલ્કાબ સ્વીકાર્યો. ચોથા જ્યોર્જ રાજાએ રાજ્યગાદીએ બેઠા પછી એમને જ આ ઇલ્કાબ પ્હેલો આપ્યો હતો.

પ્રશંસા કરનાર, પ્રેમ રાખનાર, આજ્ઞા પાળનાર અને લાગણીવાળા મિત્રોની વચમાં એબટસફોર્ડમાં સ્કોટે ગાળેલા ઉજ્જવળ કીર્તિના વર્ષો વિષે આપણે જોયુ. હવે આપણે પૈસાની ખાનાખરાબી કરનાર વિપત્તિના વાદળનો સમય જોઇએ. આ વિપત્તિની અસર એમની પાછલી જીંદગી દરમ્યાન રહી ખરી, પણ ફતેહ અને ઝાહોજલાલી જે માન તથા લાગણી ઉત્પન્ન ના કરી શક્યા, તે આ વિપત્તિથી સર્વેના હૃદયમાં ઉદ્ભવ્યાં અને એવા ઉજ્જવળ સમયમાં ન ખીલેલા ઉમદા ગુણો પણ આ આફતને સમયે ખીલ્યાં.

ઈ. સ. ૧૮૨૫–૨૬ માં વેપારમાં મોટી ખોટ આવવા લાગી અને આ આફતમાં સ્કોટની ભાગીદારીવાળી બેલેનટાઇન અને કું. નામની પેઢી પણ સપડાઇ. આ કંપનીમાં આ પહેલાં પણ નાણાંભીડ પડી હતી ત્યારે ઈ. સ. ૧૮૧૩ માં કંપની સારૂ નાણાં લાવવાની ગોઠવણ કરવી પડી હતી. આ પેઢીને ૧૧૭૦૦૦ પાઉન્ડ ભરવાના હતા. એ લોકોએ

દેવાળું કાઢી પોતાની જોખમદારી કાઢી નાંખી હોત તો તેમ થઇ શકત, અને સ્કોટ પોતે કોઇ પણ કુલને આ જ સલાહ આપત. પણ એણે પોતે તેમ કરવા ના કહી. "જો હુ આમ કરૂ તો કાયદાની મદદથી છુટી જાઉં ખરો, પણ માનઆબરૂ ઘટયા વગર રહેજ નહિ". અડગ નિશ્ચય અને દૃઢ મનથી આ મોટું દેવું પતાવવા એમણે સાહિત્ય પ્રવૃત્તિ પર ઘણું જ લક્ષ આપવા માંડયું. લેડી સ્કોટની તબીયત નબળી પડતી જતી હતી, અને ઇ. સ. ૧૮૨૬ ના મે મહિનામાં એ દેવલોક પામ્યાં, પણ આ દુઃખ પડવા છતાં ઇ. સ. ૧૮૨૬ ના જાન્યુઆરીથી ઇ. સ. ૧૮૨૮ ના જાન્યુઆરી સુધીમા એમણે કામ કર્યા જ કર્યું, અને લગભગ ૪૦,૦૦૦ પાઉન્ડનું દેવું પતાવ્યુ. 'વુડસ્ટોક' ૮૦૦૦ પાઉન્ડે અને 'નેપોલીયન બોનાપાર્ટનુ જીવન ચરિત્ર' ૧૮૦૦૦ પાઉન્ડની કિંમતે વેચ્યા. પાંચ વર્ષની અંદર એ ૬૦૦૦૦ પાઉન્ડ કમાયા, અને એમના મરણ બાદ પંદર વર્ષની અંદર, એમણે આપેલા કોપીરાઇટથી એમનું બધુ દેવુ વળી ગયુ. એમની તબીયત જો સારી રહી હોત તો આથીએ ટુંકા વખતમા બધુ દેવુ પતી જાત; પણ તેમ બન્યુ નહિ. ઇ સ. ૧૮૩૦ મા લકવાનો હુમલો આવ્યો, અને આમાંથી એ જલદી સાજા થયા. પણ એમની કલ્પના શક્તિનો વેગ ધીમો પડવા માંડયો. એમનો સ્વભાવ આગ્રહી હોવાથી એમણે કામ કર્યા જ કર્યું. બીજે વરસે આ હુમલો ફરી થઇ આવ્યો, પણ એનાથી ડર્યા સિવાય એ કામ પાછળ મંડયા જ રહ્યા. આ અરસામાં લખેલી વાર્તાઓ પરથી આ હકીકત સ્પષ્ટ જણાઇ આવે છે. "બરફ પર ચાલનાર લગડા થએલા માણસના લથડતા પગલાં હોય, તેજી ઘોડાની ધીમી પડી ગએલી ચાલ હોય, યા અતિશય વેગભરી શક્તિઓ મંદ પડી હોય એવું આમાંથી દેખાઇ જ આવે છે." આ પછી દરિયાની મુસાફરી કરવાની સલાહ મળતાં રાજ્ય તરફથી એક વહાણ એમને સોંપાયું, અને અકટોબરમાં એ માલ્ટા ગયા. માલ્ટાથી નેપલ્સ, અને નેપલ્સથી એરોલ ગયા. ત્યાંથી ઇ. સ. ૧૮૩૨ ના ૨૧ મીએ એ પાછા ફર્યા. ઘેર પહોંચવાની ઉત્કંઠાને લીધે એ

વેનિસ ને ફ્રાન્કફોર્ટને રસ્તે જલદી આવ્યા. ર્‌હાઇન નદીપર સ્ટીમરમાં એમને ફરી રોગનો સખ્ત હુમલો થઇ આવ્યો, અને આરામ આપતાં આપતાં ધીમે ધીમે એમને એમના પ્રિયસ્થાન એબટસફોર્ડમાં આણ્યાં. અહિં એઓ થોડા અઠવાડિયાં માંદા માંદા રહ્યા. સપ્ટેમ્બરની ૧૭ મી તારીખે ભાન આવ્યું ત્યારે, એમના જમાઇ લોકહાર્ટને, પથારી પાસે બોલાવ્યા, અને કહ્યું, "લોકહાર્ટ કદાચ એક જ મિનિટ મારાથી તમારી સાથે બોલાશે, મારા બેટા ! ભલો માણસ થજે—સદ્‌ગુણી થજે—ધાર્મિક થજે—સારો માણસ થજે. મરણ પથારીએ સુવાની વખતે આ સિવાય બીજા કોઇ પણ વિચારથી તને સુખ નહિં મળે" ઇ. સ. ૧૮૩૨ ની સપ્ટેમ્બરની ૨૧ મી તારીખે પાનખર ઋતુની બપોરે એ દેવલોક પામ્યા. એમના શબને ડ્રાયબર્ગ એબીના અસલના કબરસ્થાનમા દાટવામાં આવ્યુ.



# 'સ્કોટનું ચારિત્ર અને અલૌકિક શક્તિ.'

ઇ. સ. ૧૭૬૫ માં બીશપ પર્સીએ 'રેલીકસ ઓફ એનસ્યન્ટ ઈંગ્લીશ પોયેટ્રી' નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું. આ સંગ્રહ એકઠો કરી છપાવવાથી મૂળ પ્રતો એકઠી કરનારને આનંદ થયો, એટલું જ નહિ, પણ એમણે આખા સાહિત્યમાં નવો રસ રેડયો. આ પુસ્તકને લીધે તે વખતે લખાતા પ્રાચીન ગ્રીક અને લોક સાહિત્ય પર કાલ્પનિક સાહિત્યે સ્થાન મેળવ્યું. સર વોલ્ટર સ્કોટના પુસ્તકોમાં રહેલો મુખ્ય ભાવ–અદ્દભુત કાલ્પનિક ભાવ મોટે ભાગે બીશપ પર્સીના આ પુસ્તકને આભારી છે.

શોએ પોતાના 'ઇંગ્લીશ લીટરેચર' નામના પુસ્તકમાં કહ્યું છે, કે પર્સીના 'રેલીક' પુસ્તકની અસર કેટલી થઇ છે, તે બતાવવા અતિશયોક્તિ થઇ શકે તેમ નથી. દરેક જમાનાના કવિઓ આ પુસ્તક અતિશય રસથી વાંચે છે. ઘણા નામીચા કવિઓને શરૂઆતમાં રસ્તો બતાવવાનું કામ એ પુસ્તકે કર્યું છે. સ્કોટ જ્યારે નાનો છોકરો હતો, ત્યારે સરહદવાસી ચારણોએ ત્રુટક ત્રુટક ગાએલાં ગાયનો સાંભળી તે તલ્લીન થઇ ગયો હતો. અને પર્સીનું પુસ્તક ના હોત તો કદાચ, 'લેડી ઓફ ધ લેઇક' અને 'વેવરલી' પુસ્તક લખાત જ નહિ. સ્કોટની વિલક્ષણ બુદ્ધિ પર જ ફકત આ રાસડાના સાહિત્યની અસર થઇ હતી એમ નથી. વર્ડઝવર્થ, કોલરીજ અને ટેનીસનના કાવ્યો પણ આ અસર ના થઇ હોત તો જુદીજ પ્રતિના થાત. કદાચ આ 'રેલીક' પુસ્તકની અસર હજુ ઘણા યુગો સુધી અંગ્રેજી ગદ્ય અને પદ્ય સાહિત્યમાં સીધી યા આડકતરી રીતે થતી રહેશે.'

સ્કોટના ગદ્ય લખાણ અને મધ્યયુગની કાલ્પનિક વાતો તરફના સ્વાભાવિક વલણ તરફ પર્સીના આ પુસ્તકની કેટલી અસર થઇ તે કહેવું મુશ્કેલ છે, પણ એ તો ખરૂં જ છે, કે તે યુગમાં કદી ન લખાયલા ને ધ્યાન ન ખેંચાએલા વિષયો તરફ એમનું લક્ષ પહેલું ખેંચાયું હતું. એમનો સૌથી પહેલો પ્રસિદ્ધ થએલો સાહિત્ય ગ્રંથ, સરહદના રાસડાનો સંગ્રહ, 'ધ મીન્સ્ટ્રલસી ઓફ ધ સ્કોટીશ બોરડર' જેનાં એમની

ગોઠવણ શક્તિ, ઉંડું જ્ઞાન તેમ ઉત્તમ પ્રકારની શૈલી જણાઇ આવે છે. આ ઉપરાંત એમણે અસલ કાલ્પનિક સર ટ્રીસ્ટ્રેમ નામનું કાવ્ય તથા થોમસ ઓફ એરસીલડનની કવિતાઓ પ્રસિદ્ધ કર્યા હતાં. આ પછી સ્વરચિત અલૌકિક પ્રભાવવાળા ‘ લે ઓફ ધ લાસ્ટ મીન્સ્ટ્રલ ’, ‘મારમીઓન’ ‘ લેડી ઓફ ધ લેઇક ’. ‘ રોકેબી ’, ‘લોર્ડ ઓફ ધ આઇલ્સ ’, બ્રાઇડલ ઓફ ટ્રીએરમેઇન નામના કાવ્યો પ્રસિદ્ધ થયાં. આ કાવ્યો વિષે વધારે ન કહેતાં એટલું જ કહેવું બસ થશે કે કાલ્પનિક ટુંક બ્યાનના ઉત્તમ નમુના હોવા ઉપરાંત જુદાજ ભાવોથી ભરપુર આ કાવ્યોએ જનસમાજ પર નવીજ અસર કરી.

ઇ. સ. ૧૮૧૪ થી એમણે વાર્તાઓ લખવા માંડી. આ વાર્તાઓના ‘વેવરલી’ નોવેલ્સ નામથી ઓળખાતા મણકા ઈ. સ. ૧૮૩૧ સુધી વર્ષના બે લેખે નીકળતા રહ્યા. સાધારણ લાંબી ગણાતી આવી ઓગણત્રીસ વાર્તાઓ સોળ વર્ષમાં પ્રગટ થઈ, એટલે એમનાથી બીજું કાંઇ થઇ શક્યું નહિ હોય એમ આપણને લાગે; પણ સ્કોટને એમ લાગ્યું જણાતું નથી. એમણે આજ વખતે ‘ લેટર્સ ઓન ડેમોલોજી ’, ‘ ટેઇલ્સ ઓફ આ ગ્રાન્ડફાધર ’, ‘ લાઇફ ઓફ નેપોલીયન ’ અને ‘ ડ્રાયડેન અને સ્વીફ્ટ ’ જેવા ઐતિહાસિક, જીવનચરિત્રના અને ટીકાના પુસ્તકો પણ લખ્યાં હતાં.

આટલી બધી મહેનત કરવાનું કારણ જુદું જ હતું. સ્કોટ ધન લોભી ન હતા. ઉલટું એ તો પરોણાગતના શોખીન ને ઉદાર સ્વભાવવાળા હતા. પૈસા સિવાય બીજી કોઇપણ રીતે બચવાનો આરો જ ન હતો એવું પણ ન હતું. ઇ. સ. ૧૮૨૫–૨૬ માં પ્રકાશકની પેઢીમાં ભાગીદારીને લીધે ૧૩૦૦૦૦ પાઉન્ડની જવાબદારી આવી હતી, અને આ દેવું પતાવવા એમણે મહેનત શરૂ કરી ખરી; પણ આ વખતે એમના ઉત્તમ પુસ્તકો લખવાનું કામ તો પુરૂં થઇ ગયું હતું. વાસ્તવિક રીતે આનું ખરૂં કારણ તો એ હતું, કે સ્કોટને એક મોટા જાગીરદાર થવાની લાંબા વખતથી ઉમેદ હતી. ખરા પરસેવાના પૈસા જમીન ખરીદવામાં અને ત્યાં મોટું

મકાન બાંધવામાં એ ખરચતા. આવી રીતે ધીમે ધીમે એબટસફોર્ડનું નાનુ મકાન એક મહેલના રૂપમાં ફેરવાઇ ગયું, અને ત્યાં આવનાર દરેક માણસની પરોણાગત ઉત્તમ રીતે થતી. આ સ્થિતિ ચાલુ રાખવા પૈસાની જરૂર પડતી ને તેથીજ એમની સાહિત્ય પ્રવૃત્તિ ચાલુ રહી. પ્રકાશકની પેઢીમાં દેવું થઇ ગયુ એટલે એની ન્યાયપરાયણતાને લીધે આ દેવું પતાવવા એણે દેવાળુ ન કાઢતાં, પુસ્તક લખવાનું ચાલુ રાખ્યું. એમણે મોટા જથ્થામાં પુસ્તકો લખ્યાં, એટલું જ નહિ પણ દરેક પુસ્તક ઉત્તમ રીતે લખ્યુ. અને આને લીધે એમનુ મૃત્યુ વહેલુ આવ્યુ. આથી વધારે ઇમાનદાર સાહિત્યપ્રેમી યા વેપારી થયો નહિ હોય.

આ ઓગણત્રીસ વાર્તાઓમાંથી સત્તર વાર્તા ઐતિહાસિક છે. બાકીની કાંઇક ઇતિહાસ અને કાંઇક ખાનગી જીંદગીઓના વૃતાંતની બનેલી છે. ઘણા અસલના વખતની ઐતિહાસિક છતાં કાલ્પનિક વાર્તા લખવાનો આઇવેન્હો પહેલો જ પ્રયત્ન છે. શોના પુસ્તકમાં આમાં મળેલી ફ્તેહનું વર્ણન નીચે મુજબ છે· “ આખી વાર્તામાં જમીનદારોની વાતોનું ઝળહળતું વર્ણન છે. જંગલમાં વસતા બહારવટીઆઓ, નોર્મન ઉમરાવો. ક્રિડાયુદ્ધ, રંગભૂમિ આ સર્વ વાત એવા તો રસથી અને ઉત્સાહથી વર્ણવી છે કે આપણે અજબ થઇ જઇએ છીએ. અને એમાં જણાતી પોષાક વિષેની અને વખત વિશે થએલી ભૂલો ભૂલી જ જવાય છે. લોક્ષલીના રૂપમાં રોબીનહુડને આબેહુબ ચિતર્યો છે. અને હલકટ સ્વભાવી નિર્દય જોનની સાથે લાયન હાર્ટેડ રીચર્ડનાં શૌર્યની ઉત્તમ તુલના કરી દેખાડી છે. આ નિર્દય ને પાજી પાત્રનું બાયલાપણું, નિમકહરામપણું, વગેરે દુષ્ટ ગુણો વર્ણવતી વખતે પણ રાજવંશી નબીરાને છાજતી રીતભાત એનામાં ટકાવી રાખી સ્કોટે પોતાનામાં રહેલું ઉમદાપણું બતાવી આપ્યું છે. વાર્તામાં રેબેકા નામનું સ્ત્રી પાત્ર સુંદરમાં સુદર અને આદર્શરૂપ ગણાય. સ્કોટે વર્ણવેલાં સ્ત્રી પાત્રોમાં રેબેકા સૌથી ઉત્તમ છે, અને એની બહાદુરીનું વર્ણન કર્યું છે તે અસંભવિત હોય યા

અને વિનોદી સ્વભાવવાળા સાધુ વચ્ચે થએલા અમનચમનનું બ્યાન પણ ઘણુ જ રમુજી ને આલ્હાદક છે. અને એશ્બીના ક્રિડાયુદ્ધનુ વર્ણન જાણે મધ્યયુગમાં થએલા બનાવો જ લખ્યા ન હોય એમ લાગે છે. જ્યુ સ્ત્રીને થએલી શિક્ષા વાંચતાં વાંચનારનું હૃદય હલમલી ઉઠે છે." (ઇંગ્લીશ લીટરેચરમાંથી)

સ્કોટનો ઉદાર સ્વભાવ, સત્ય તરફનો અડગ પ્રેમ, અને એના આગતા-સ્વાગતા કરવાના અને જાગીરદાર બનવાના શોખ વિષે આપણે આગળ જોયું, પણ સ્કોટના ચારિત્ર અને અલૌકિક બુદ્ધિ વિષે ઘણું લબાણથી લખી શકાય તેમ છે, પણ ઉપરટપકેથી જ આપણે તે વર્ણવીશુ. લોકહાર્ટ નામના એમના જમાઇએ એમને વિષે લખ્યું છે, કે "એમના કરતાં ઓછા દુર્ગુણોવાળો માણસ જન્મ્યો હોય એમ મને લાગતું નથી. એમનામાં દ્રઢતાનો ગુણ જેટલો ખીલ્યો હતો તેટલો બીજા કોઇમાં ખીલ્યો નહિ હોય. એમના સ્વભાવમાં જણાતી મગરૂબી સાથે ઉત્તમ પ્રકારની દાનશક્તિ હતી, અને ખરી નમ્રતા પણ સાથે સાથે જણાતી હતી. કોઇ પણ માણસમાં ખરી માયા ને લાગણી હોય તો તે એમનામાં હતી. એમની સંસારિક જીંદગીમાં કોઇ પણ જાતની ભુલો થઇ ન હતી. એ એક ખામોશવાળા, કહ્યાગરા, અને પિતૃપ્રેમી પુત્ર; ઉદાર સ્વભાવના, દયાળુ અને વ્હાલસોયા પતિ, પ્રમાણિક, કાળજીવાળા અને અતિશય વાત્સલ્યપ્રેમી પિતા હતા. એમનો કુટુંબભાવ ઘણી થોડી જ જગ્યાએ જણાય છે. એમની અલૌકિક બુદ્ધિને લીધે આ ભાવ પર અજાણે અસર થઇ હતી. એમની ઉંચા પ્રકારની બુદ્ધિ તથા શાંત ને લાગણીભર્યા ધીર સ્વભાવને લીધે કુટુંબનાં સર્વ માણસો નિયમસર ચાલતાં." આ ગુણો ઉપરાંત એમનામાં ઉંચા પ્રકારની દેશભક્તિ, બીજા લેખકો તરફ સમભાવ, મિત્રાચારી ટકાવી રાખવાની પ્રકૃતિ અને ધાંધલીઓ નહિ પણ ધાર્મિક વલણવાળો એવો સ્વભાવ હતો. મેકોલેએ સ્કોટના ચારિત્ર વિષે સખત ટીકાઓ કરી છે. આ લેખક અને મેકોલે રાજકીય બાબતમાં એકબીજાના કટ્ટા દુશ્મન હતા. સ્કોટના

ઉતાવળા ને અવિચારી સાહસભર્યા સદ્રા તરફના વલણપર એમણે ઘણી જ સખત ટીકા કરી છે.

રેકબીને ઉપોદ્ઘાત લખતાં મી. હર્ટ સ્કોટના ચારિત્ર વિષે નીચે પ્રમાણે લખે છે:—" એમનામાં ઉત્તમ ગુણોની સાથે સાથે કાંઇક હદપારનો ઉદાર સ્વભાવ, જલદ મિજાસ, અસલી ચીજો તરફનો પક્ષપાત, અને દારૂ તરફ વિશેષ પ્રેમ એટલા અવગુણો પણ હતા. પણ આ દોષો એટલા નાના હતા કે એ દેવ નહિ પણ માણસ હતા; એટલે એ દોષો ન હોત તો સારૂ એમ કહેવું ગમતુ નથી. "

ઐતિહાસિક નવલકથાકારોમા સ્કોટ સૌથી અગ્ર પદે આવે. ભૂલો, કાલ્પનિક શક્તિનું ઓછાપણુ, વાકયરચનામાં બેદરકારપણુ, એ અને 'એમના લખાણોમાં તર્કવાળી રચના કરતા સૌન્દર્યપ્રતિ વધારે લક્ષ અપાયું છે'—એવા એવા આરોપો મુકાયા છે, અને આમાં કાંઇક અંશે સત્ય સમાએલુ છે, પણ ગ્રંથકારના વગોવનારા જેટલો આરોપ એમનાપર મૂકે છે તેટલો આરોપ મૂકવા જેવુ નથી. સ્કોટના ગ્રંથોમાં જણાતી ભુલો અને દોષો તરફ રસ્કીનનુ ધ્યાન ખેચાયુ હતું. છતાં રસ્કીને એમ કહ્યુ છે, કે " સ્કોટ આપણા યુગના મોટામાં મોટો માણસ છે. "

થેકરે એમ લખે છે, કે " એ માયાળુ, પ્રમાણિક અને ઉદાર સ્વભાવના હતા—એ કલાકોના કલાકો સુધી આનદ કરાવનાર સાથી હતા. જ્યાં ત્યાંથી સુખ અને રમુજ ઉભી કરતા. અને જુવાનીમાં અમારા પર હમેશ પરોપકાર કરનાર મિત્ર હતા. "

મેસન એમના વિષે લખે છે, કે ' એમની વિલક્ષણ બુદ્ધિમાં સમાએલા ખાસ ગુણો, પુરાણા બનાવો તરફ પ્રીતિ અને પુજ્યભાવને લીધે આ ઇતિહાસકાર સૌથી વધારે પંકાયા છે. '

સ્કોટની કવિત્વ શક્તિ અને ઇતિહાસ તરફની પ્રીતિ એ બેમાં મિશ્રણ થઇ ગયુ છે. એમના ગ્રંથોમાં સ્પષ્ટ ઇતિહાસના અંશો ન જણાતાં કવિતાનો ભાવ વધારે જણાય છે, અને એમના દરેક કાવ્યમાં ઐતિહાસિક બનાવોની અસર જણાય છે. ટુંકામાં પોતાના ઇતિહાસના

લેખોમાં એક તર્કશાસ્ત્રીની કારણ શોધવાની બુદ્ધિ કામે ન લગાડતાં એમણે કલ્પના-કવિત્વ શક્તિનો ઉપયોગ કર્યો છે. એમનું મગજ તર્કબાજ ન હતું. એમનામાં સ્કોટલાંડના માણસોના કરતા માનસશાસ્ત્રીની શક્તિ કાંઇક ઉતરતા પ્રકારની હતી. આજ કારણસર એમનાં ચિત્રેલાં પાત્રો ખરેખરાં જીવત હોય એમ લાગતું નથી. દેખાવ, પોષાક અને ચાળા ચેષ્ટાનું વર્ણન કરવામાં એ શેકસપીયરની સરખામણીમાં બરોબર ઉતરે તેમ છે. પણ એમના હૃદયના ભાવો વર્ણવવા જાય છે ત્યારે એ નિષ્ફળ નીવડે છે. દરેક પાત્રોના સ્વભાવાનુસાર વિચાર કરવામા એ બરોબર ફાવતા નથી. આ પાત્રોના મનોભાવ, સ્વભાવ અને ચારિત્રનુ ધ્યાન એ ઉપરઉપરથી કરે છે. બહાર નજરે પડતી ચીજોને તેજ સ્વરૂપમાં વર્ણવે એવું એમનુ મગજ હતુ. "પોતાની કલ્પના શક્તિથી, દુનિયાના માણસોના મગજમા કાંઇક લાગણી ઉભરાઇ આવતાં શા વિચારો તથા ફેરફારો થાય છે, તેનુ વિવેચન કરવાને બદલે, અથવા તો આ માણસોના હૃદયમાં પોતે શા ભાવો મૂકયા છે તે બરાબર રીતે સમજાવવાને બદલે એ વાંચનારની સમક્ષ આ પાત્રો બરાબર યાદ રહે તે સારૂ એમના વર્ણન કરતી વખતે દરેકે દરેક ભાવ ખુલ્લેખુલ્લા, અને સ્પષ્ટ રીતે જણાવે છે."

પણ માણસોના હૃદયના ભાવો આટલી સ્પષ્ટ રીતે વર્ણવવા તેમાં કાંઇ ઓછી કલ્પના શક્તિની જરૂર પડતી નથી. ઉલટુ સ્કોટની રીતે આલેખેલાં પાત્રો બીજી રીતે આલેખેલાં પાત્રો કરતાં ખરા માણસોને વધારે મળતાં આવે છે.

"પોતે કલ્પેલા મનુષ્યોને ખરા જેવા બનાવવાની જેટલી શક્તિ સ્કોટમાં છે તેટલી જ શક્તિથી એ પુરાણો સમય, તે વખતના બનાવો અને પાત્રોને વર્ણવે છે. આ રીતે સ્કોટની આલેખનશક્તિ શેકસપીયરના ઐતિહાસિક નાટકોમાં જણાતી આલેખનશક્તિને મળતી આવે છે. અને આ બંને ગ્રંથકારોમાં પોતાના નાના નાના પાત્રોને મુખ્ય પાત્રોથી એકદમ અલગ઼ાં રાખવાનો ખાસ ગુણ પણ સરખો જ જણાય છે."

ગ્રંથકારોમાં જણાતી વાકયરચનાની કેટલીક ભૂલો અને જાને

સ્કોચ હોવાથી ઉભા થતા ભાષાના દોષ તથા ખોખુ ઉભું કરવામાં જણાતી બેદરકારીનું એક કારણ લખવામાં કરેલી અતિશય ઉતાવળ હોવા ઉપરાંત કલ્પનાના ઘોડાના તરંગ બળે એકાદ પાત્ર પાસે અતિશય સાહસ ખેડાવી એજ પાત્ર પાછળ તલ્લીન થઇ જવાનો એમનો સ્વભાવ પણ હતો.

એમની શૈલી છટાબંધ, તાદૃશ્ય હોવા સાથે ડોળદમામ વગરની હતી. એમણે દૃશ્યો, પાત્રો ને બનાવોના વર્ણન ઘણાં ને લંબાણથી કરેલાં છે.

આ માણસના ચારિત્ર તથા એની શૈલી વિષે લખેલું ટાંકી આપણે આ વિવેચન બંધ કરીશું, " સ્કોટે દુનિયાને ખાસ કાંઇજ સંદેશો યા જ્ઞાન આપ્યાં નથી. એટલે કાર્લાઇલે પોતાના એક લેખમાં એમને " મોટા લેખક " કહ્યા નથી. " શેકસપીયરના વખત પછી કાંઇ પણ ખાસ મુદ્દા વગરના લેખો સર વોલ્ટર સિવાય કોઇ પણ બીજા લેખકે લખ્યા હોવાનું ધ્યાનમાં નથી. " જીંદગીમાં જે જે એમણે જોયું તેજ એમણે લખ્યું છે. એમની ત્રુટીછવાયી ને ધંગધડા વગરની શૈલીને લીધે એમણે એક જાતની ખૂબી ઉત્પન્ન કરી છે. એમના શબ્દાધિક્યવાળું અને પુનરૂક્તિવાળું લખાણ એમની અદ્‌ભુત કાલ્પનિક શક્તિનો આપણને ખ્યાલ આપે છે. લખાણોમાં એકાદ છેલ્લું વિશેષણ શોધીને મૂકવું એ એમના સ્વભાવથી વિરૂદ્ધ હતુ. સઘળું પહેલેથી કહી દેવામાં એમને મઝા પડતી, પણ પાછળથી આ સારૂ એમને પશ્ચાતાપ થતો. સાદાં અને નિરસ લખાણો બીજાજ યુગમાં થવા લાગ્યાં. હાલના યુગમાં આવી નવલકથા લખનારમાં સ્કોટ પહેલાજ મોટા લેખક છે અને એમની સંખ્યાબંધ નવલકથાઓથી સાહિત્યમાં એક નવો યુગ શરૂ થયો છે.

ગોલ્ડસ્મીથની ખુબીભરી ટીકા દરેક નવલકથાના ઇતિહાસકારોએ જાણવા જેવી છે. બીજા લેખકો માટે કોઇ એ કદાચ કહી શકે કે જો લેખકે વધારે મહેનત કરી હોત તો વધારે ઉત્તમ લખાણ થઇ શકત, પણ ખરા ટીકાકાર હોવાનો દાવો કરનારને સર વોલ્ટર સ્કોટના લખાણના વખાણ કર્યા વગર છુટકોજ નથી.



# 'આઇવેનહો લખાયો તે સમયની દેશની ઐતિહાસિક સ્થિતિ વિષે'.

રીચર્ડ પહેલાના રાજ્ય અમલ વિષે આઇવેનહો લખાયો છે. આ વાતનો ખરો વખત ઈ. સ. ૧૧૯૪ છે. કારણ કે તે જ વર્ષના માર્ચ મહિનામાં રીચર્ડ કેદમાંથી છુટો થઈ ઇંગ્લાંડ આવ્યો હતો. થોડીક હકીકત વાંચવાથી ઇંગ્લાંડની અને બીજા દેશોની તે વખતની વસ્તુસ્થિતિ પરથી આઇવેનહોમાં આપેલાં વર્ણનો સહેલાઇથી સમજાશે.

પોતાના પિતા હેન્રી બીજાના મરણ પછી ઈ. સ. ૧૧૮૯ માં રીચર્ડ રાજ્યગાદી પર આવ્યો. એનો મોટો ભાઇ ઇ. સ. ૧૧૮૪ માં મૃત્યુ પામ્યો હોવાથી એ મોટો રહ્યો હતો. આ ઉપરાંત જીઓફ્રી અને જોન નામના રીચર્ડને બે નાના ભાઇઓ હતા. રીચર્ડને છોકરો ન હતો, પણ જીઓફ્રીના મરી ગયા પછી જીઓફ્રીની સ્ત્રીએ આર્થર નામના પુત્રને જન્મ આપ્યો હતો. ખરૂં જોતાં રાજ્યગાદી પર રીચર્ડ પછી આ આર્થરનો હક હતો, પણ ઈ. સ. ૧૧૯૯ માં રીચર્ડ મરી ગયો ત્યારે આર્થરના કપટી કકા જોને કાવતરૂં રચી ભત્રીજાની ગાદી પચાવી પાડી.

રીચર્ડ જ્યારે યુવાન હતો ત્યારે ડયુક ઓફ એકવીટેઇનની પદવી અનુસાર એ દક્ષિણ ફ્રાન્સમાં રહ્યો હતો. અહીં એ શૌર્ય ને સાહસ ખેડવાનું શીખ્યો અને આની અસર એના આખા જીવન પર થઇ. આઇવેનહોમા એના સ્વભાવનું અચ્છું વર્ણન આપેલું છે.

એ કૃતઘ્ન પુત્ર હતો. સોળ વર્ષની ઉમરે એ પિતાનો વિરોધી થયો; અને ફ્રાન્સના ફીલીપ સાથે મળી જઇ પોતાના પિતા હેન્રી બીજા સામે કાવત્રુ રચવામાં સામેલ થઇ ગયો. આથી એના પિતાનાં પાછલાં વર્ષો ઘણી ચિંતામાં ને દુઃખમાં ગયાં.

હેન્રી અને એના પુત્ર વચ્ચે આવો અણબનાવ થવાનું કારણ રીચર્ડને પાટવી કુંવર તરીકે અમીર ઉમરાવો નમન ન કરે એ મતલબનો

હેન્રીનો હુકમ નીકળ્યો હતો તે, તથા એક્વીટેઇનનું પરગણું પોતાના માનીતા પુત્ર જોનને આપવાની એણે ઇચ્છા બતાવી હતી તે, હતું. આ વખતે આખા યુરોપનુ ધ્યાન ત્રીજી ક્રુઝેડ તરફ દોરાયલુ હતું. બાકી પિતા પુત્ર વચ્ચે લડાઇ થાત, પણ ફ્રાન્સના રાજાની મદદથી રીચર્ડે પોતાની ક્રુઝેડમાં જવાની માગણી પિતા પાસે કબુલાવી હતી. આ પછી બે દિવસ રહી હેન્રી મરી ગયો અને રીચર્ડ ઇંગ્લાંડનો રાજા થયો.

એના રાજ્યઅમલના બે મુખ્ય ભાગ થઈ ગયા હતા. એક ત્રીજી ક્રુઝેડ અને એ કેદ પકડાયો તે, અને બીજો, પહેલાના એના દોસ્ત પણ પાછળથી કટ્ટા દુશ્મન થયેલા ફ્રાન્સના રાજા ફીલીપ ઓગસ્ટસની સાથે થએલી લડાઇનો, છે.

ત્રીજી ક્રુઝેડમા લડવા સારૂ ઇ. સ. ૧૧૮૭ માં રીચર્ડ લશ્કરમાં જોડાયો. એ ઇંગ્લાંડનો રાજા થયો કે તરત જ લશ્કર ઉભુ કરવા, અને તે માટે પૈસા એકઠા કરવાનુ કામ એણે શરૂ કર્યું. ધાર્મિક અને દેવળને લગતું કેટલુંક ખર્ચ કમી કર્યું. હેન્રી બીજાએ ખાલસા કરેલા સ્કોટલાંડના રાજાને છુટો કર્યો. આ રીતે અને કર નાખીને એણે મોટી રકમ ભેગી કરી. એ ઇ. સ. ૧૧૮૯ માં ડિસેમ્બરની બારમી તારીખે કેલે ગયો. ફ્રાન્સ અને ઇંગ્લાડે એકઠા મળી આ હલ્લો કરવાનુ નક્કી કર્યુ હતું. એટલે હોલીલેન્ડ જવા એ માર્સેલ્સથી ઉપડ્યો. શિયાળામાં આ બને લશ્કરે સીસીલીમાં પડાવ નાખ્યો હતો. અહીંયા રીચર્ડ અને ફીલીપની સંતાઇ રહેલી અદેખાઇ એકબીજા તરફના ધિક્કારના રૂપમાં ફેરવાઇ ગઇ. આ તકરારને લીધે રીચર્ડ ફીલીપની બેન એલીસને મૂકી દઇ નાવારેની કુંવરી બેરેનગેરીઆ સાથે વિવાહગ્રંથીથી જોડાયો. ઇ. સ. ૧૧૯૧ ના એપ્રીલમાં ફીલીપ એકર જઇ પહોંચ્યો અને રીચર્ડ સાઇપ્રસમાં આ કુંવરી સાથે લગ્ન કરવા અને તે ટાપુ સર કરવા સારૂ રોકાયલો હોવાથી જુન મહિના સુધી ત્યાં જઈ શક્યો નહિ. આ વખતે પેલેસ્ટાઇનની સ્થિતિ જુદી જ હતી. જેરૂસલમ પોતાની માલિકીનું છે એવી કોનરેડ ડી મોન્ટફેરેટ સાથે તકરાર ઉઠાવનાર ગાય ડી લ્યુસીગનાએ ઇ. સ. ૧૧૮૯ થી એકર પર ઘેરો ઘાલ્યો હતો, પણ હાલ તો ઉલટો

સલાહ્દીનના લશ્કરથી એ જ ત્રાસી રહ્યો હતો. રીચર્ડના આવવાથી સ્થિતિ બદલાઇ ને એકર એને શરણે આવ્યું. લ્યુસીગનાન અને મોન્ટફેરેટ વચ્ચે ફીલીપ અને રીચર્ડે જેરૂસલમ કોનરેડને સોંપી તથા ગાયને બદલામાં સાઇપ્રિસ આપી પતાવટ કરી. આ થયા પછી તરત જ ફીલીપ પેલેસ્ટાઇનથી નીકળી ગયો. આ પછી આ ધાર્મિક લડાઇનો મુખ્ય સરદાર ફક્ત રીચર્ડ જ રહ્યો હતો. ત્યાંથી એ રસ્તામાં અસરૂફની લડાઈ જીતી જાફા ગયો. ઇ. સ. ૧૧૯૧ ના ક્રીસ્ટમસના વખતે એ જેરૂસલમની પાસે જઇ પહોંચ્યો પણ ફ્રાન્સના રાજાને આપેલી કબુલતની રૂએ ત્યાં એ કાંઇ કરી ન શક્યો. તેથી દરીઆ માર્ગે પાછો ફર્યો.

'હોલીસીટી' પર હુમલો કરવા એણે બીજો પ્રયત્ન કર્યો, પણ તે મૂકી દેવો પડ્યો. સલાહ્દીને પાછુ જીતેલુ 'જાફા' એણે ફરી જીત્યું. પેલેસ્ટાઇનમાં એણે આટલુ જ લડાઇ સબંધી કામ કર્યું. સલાહ્દીન સાથે ત્રણ વર્ષની સંધી કરી એ ઇંગ્લાંડ જવા નીકળ્યો.

ફ્રાન્સ જવું ના પડે તે સારૂ એ એડ્રીઆટીકથી નીકળ્યો અને યુરોપખંડમાવીયેના સુધી એક સાધુના રૂપમા એણે મુસાફરી કરી. પણ અહીં આ પાસેના દુશ્મન ઓસ્ટ્રીઆના ડયુક લીઓપોલ્ડ સમક્ષ એ ઓળખાઇ આવ્યો અને ઇ. સ. ૧૧૯૨ ના ડિસેમ્બરની એકવીશમી તારીખે એ કેદ પકડાયો. તે પછીના માર્ચ મહિનામાં સમ્રાટ હેન્રી બીજાને એની સોપણી થઇ ને એ લોકોએ એને કાસ્ટલ ઓફ્ વર્મસમાં પુરી રાખ્યો. ઇ. સ. ૧૧૯૪ માં ભારે ખંડણી ભરવાથી એ છુટયો. ફીલીપ અને જોને લાચો આપી ન હોત તો એ ઇ. સ. ૧૧૯૩ માં છુટત.

રીચર્ડ ઇંગ્લાંડ પહોંચ્યો ત્યારે જોન અને એના સાથી ફીલીપને લીધે સર્વત્ર અંધાધુંધી ફેલાઇ રહી હતી. જોનને મદદ કરનાર અમીર ઉમરાવોને મુશ્કેલીથી પોતાના તરફ ફેરવ્યા, અને નિર્ધન થઇ ગયેલી પ્રજા પાસેથી થોડું વધારે ધન કઢાવી પોતાના રાજ્યમાં પુરા બે મહિના પણ રહ્યા સિવાય એણે ફ્રાન્સપર ચઢાઇ કરી. આ પછી એ ઇંગ્લાંડ કદી આવ્યો નથી. જોન તથા ફીલીપ સાથેની લડાઈ કાંઇ જાણવા જેવી થઇ

નથી. તેની શરૂઆત થતાં જ જોન શરણે આવ્યો ને રીચર્ડે એને માફી આપી. ફીલીપનો વિચાર સામા આવવું જ નહિ એ હોવાથી, શત્રુ આવતાં જ એ પલાયન થઇ જતો. આ યુદ્ધ પાંચ વર્ષ ચાલ્યું. આમાં જીત રીચર્ડની બાજુએ હતી. ઇ. સ. ૧૧૯૯ ના જાન્યુઆરીમાં સંધી થઇ તે વખતે જે પ્રદેશ જેના તાબામાં હોય તેના કબજામાં જ રહે એવા કરારથી પાંચ વર્ષની સંધી થઇ. આ પછી ઘણાં ટુંકા વખતમાં "શાલુઝ" ના કિલ્લાપર ઘેરો ઘાલવા જતાં રીચર્ડના શરીરમાં ભાલો ભોંકાઇ જતાં ઇ. સ. ૧૧૯૯ ના એપ્રીલની છઠ્ઠી તારીખે એ દેવલોક પામ્યો.

રીચર્ડના ચારિત્ર અને બાંધાનું વર્ણન આ મુજબ છે. "એ ઉંચો, મજબુત, સુરખીદાર, ભુખરા વાળવાળો હતો. એ ઉદાર અને બહાદુર હતો. એ હોશિયાર સેનાપતિ હતો પણ એનામાં બહોળુ લશ્કર ઉભું કરવાની શક્તિ નહોતી. ભાઇઓ અને પિતાના કરતાં એ વધારે ધાર્મિક હતો, પણ એમના જેવો જ દુષ્ટ સ્વભાવનો હતો. એના પૂર્વજોનો ઉગ્ર સ્વભાવ એનામાં પણ ઉતર્યો હતો. એ નિદય પતિ ને નિર્દય પુત્ર નીવડ્યો હતો. ટુંકામાં તે વખતના સરદારોમાં જણાતા બધા ગુણો અને દુર્ગુણો એનામાં પુરેપુરા હતા. એના રાજ્યઅમલ દરમ્યાન ખાસ નવા કાયદા યા રાજ્યબંધારણને લગતા સુધારાવધારા થયા નથી. ઈંગ્લાંડ માટે કીર્તિ મેળવવા સિવાય બીજું કાંઇ પણ એ કરી શક્યો નથી.



# ઇંગ્લાંડની સ્થિતિ.

આઇવેન્હોના ઇંગ્લાંડમાં ને હાલના ઇંગ્લાંડમાં આસમાન જમીનનો ફેર છે. બહોળા ભાગમાં જંગલો હતાં, અને ત્યાં હરણ, રીછ, વરૂ, લોંકડી તથા રાની પશુઓ ફરતાં હતાં. ખેતીવાડી પણ ઘણી ખીલી નહતી. કારીગરી જેવી ચીજ હતી જ નહિ, અને વેપાર-વણજ એ શબ્દ જ કોઇ જાણતું નહતુ. એક સ્થળેથી બીજે સ્થળે ઘોડાનાં ગાડાંઓમાં જવું પડતુ. બાંધેલા રસ્તા નો ભાગ્યે જ જણાતા, રોમનોએ બાંધેલા મોટા મોટા રસ્તાઓ ધ્યાન ન અપાવાથી નકામા જેવા થઇ ગયા હતા. નદીઓ ને કાંપવાળી જગ્યાઓ પરથી જવા ભાંગ્યા-તૂટયા પૂલોજ હતા.

આખા દેશમાં છુટીછવાઇ જગ્યાએ અમીરઉમરાવોના મોટા મહેલો આવેલા હતા. આ લોકો પોતાની પાડોશમાં રહેતી અજ્ઞાન ને ગરીબ વસ્તી તથા નાના નાના ગૃહસ્થો પર લૂટ ચલાવતા અને તેમને હેરાન કરતા. જુદાં જુદાં જંગલોમાં બહારવટીઆઓ અને લૂંટારાઓ સંતાઈ રહેતા. આ લોકો અને અમીરઉમરાવો વચ્ચે, તેમ અમીરઉમરાવોમા અંદર અંદર લડાઇઓ ચાલુ જ રહેતી.

આઇવેન્હોના વખતની આટલી બધી અંધાધુંધી રાજકીય સ્થિતિને આભારી હતી. રીચર્ડની લાંબા વખતની ગેરહાજરીને લીધે જોન અને રાજ્યમાતા એલીનોરને જાતજાતના કાવત્રા રચવાની તક મળી ને તે તકનો એમણે પરેપૂરો લાભ લીધો. પોતાની પાછળ ન્યાય આપનાર 'રીજેન્ટ'ના હોદ્દા પર રીચર્ડે મૂકેલા વીલ્યમ લૉગચેમ્પના મૂર્ખાઇભર્યા કામોને લીધે આ કાવત્રાખોરોને પોતાનું કામ કાઢી લેવા સારી તક મળી. પોતાના માલિકનુ કામ કરવાની ગાંડી હોંસમાં આ ઉમરાવે ઘણા સરદારો તથા અમીરોનુ મન રીચર્ડ પરથી ઉઠાડી મૂકયું. તેથી આ અમીરઉમરાવો જોનને જઇ મળી ગયા ને જોનને રાજ્યગાદી

પર લાવવાની તજવીજમાં રોકાયા. આ લોકોને પોતાની તરફેણમાં ટકાવી રાખવા પોતાનો લાભ બગડે નહિ, એટલી જ સભાળ રાખી જોને એમને એમનો ફાવતો રસ્તો લેવા દીધો. આથી અમીરઉમરાવોની સત્તા પર હેન્રી બીજાએ મૂકેલા બંધનો ઢીલાં થયાં, અને મામલો એવો ગંભીર બની રહ્યો કે સ્કોટથી પણ તે વખતની ઈંગ્લાંડની અંધાધુંધીનુ પૂરેપૂરૂ વર્ણન થઈ શક્યું નથી.

આ અસંતોષની સાથે દેશમાં સેક્સન અને નોર્મન પ્રજા વચ્ચે રહેલો જાતિભેદ પણ તીવ્ર હતો. આપણા કથાકારે, આ જાતિભેદ પોતાની વાર્તા સારૂ જેવો કડવો આલેખ્યો છે તેવો તો તે ન હતો. છતાં દેશમાં અશાંતિ, અવિશ્વાસ, અને એકબીજા તરફ તિરસ્કાર ઉભો કરે તેવો તો તે હતો જ. આ યુગમાં ફેલાઇ રહેલા અસતોષો વાતાવરણમાં એની અસર થાય એમાં નવાઈ નહિ. ધીમે ધીમે આ જાતિભેદ દૂર કરવાને બદલે નોર્મન રાજાઓ ન્યાયથી વિરૂદ્ધ વર્તન કરી આ જાતિભેદ વધારે સ્પષ્ટ કરતા. બહોળી જમીનો નોર્મનોના હાથમાં ગઇ હતી. અને વળી જગલ સબંધી નવા નવા કાયદાઓ ઘડાયા હતા એટલે વિજેતા પ્રજા તરફ સેક્સન પ્રજાનો તિરસ્કાર વધી ગયો હતો. નોર્મન કાયદાને માન આપવું ને નોર્મન લોકોના હુકમમાં રહેવા કરતાં જગલમાં જઇ બધન વગરની સ્વતંત્ર જીદગી ગાળવાનું પસંદ કરી સેંકડો સેક્સનો બહારવટે નીકળ્યા હતા.

# " નાઇટ ટેમ્પલરો. "

ઇ. સ. ના બારમા સૈકામા જેરૂસલમના બચાવાર્થે ત્રણ જાતના લશ્કરી પથ નીકળ્યા હતા. 'ધ નાઇટ ટેમ્પલર્સ', 'ધ નાઇટસ ઓફ સેંટ જોન અથવા હોસ્પીટલર્સ' અને 'ટયુટોનિક નાઇટસ.' આ ત્રણે ટોળાંમાંથી પહેલી ટોળી ખૂબ પંકાએલી હતી. અને જ્યારથી આ પથની શરૂઆત થઇ ત્યારથી જ આ લોકોને લશ્કરી તાલીમ મળવી શરૂ થઇ હતી.

આ પંથમાં શરૂઆતમાં દાખલ થનારાઓએ જેરૂસલમ અને હોલીલેન્ડમાં જતા જાત્રાળુઓને રક્ષણ આપવાનુ કામ માથે લીધું હતું. સફેદ ઝભ્ભો અને જમણા ખભાપર લટકતા રાતા ક્રોસના ખાસ પોશાકથી એ લોકો ઓળખાઇ આવતા. હોસ્પીટલર્સ કાળા ઝભ્ભાપર સફેદ ક્રોસ લટકાવતા, અને ટયુટોનિક નાઇટ સફેદ ઝભ્ભાપર કાળો ક્રોસ લટકાવતા. ઇ. સ. ૧૧૧૮ મા હ્યુગડીપેગનીસ નામના એક બરગનડીઅન નાઇટે પોતાના આઠ સાથીઓ સાથે જેરૂસલમના રસ્તાઓ પર ચોકી કરવાના સોગદ લીધાઃ—" તપસ્વી જેવી પવિત્ર જીદગી ગાળવી, અને બ્રહ્મચર્ય પાળી, જાતિ અભિમાન ગાળી તપ કરતાં કરતાં સ્વર્ગના રાજાની સેવા કરવા અર્થે લડવું. "

આ નવો પથ થોડા વખતમાં ખુબ ફેલાયો. ઇ. સ. ૧૧૫૩ ના અરસામાં પોપની આગેવાની નીચે આ પથ શરૂ થયો, અને યુરોપખડમા જ્યાં જ્યા રોમન કેથોલીક ધર્મ ચાલતો ત્યાં ત્યાં જામ્યો. આ પથમાં જોડાનારને ઉચ્ચ પ્રકારની લશ્કરી તાલીમ લેવી પડતી. એક વખતે લાસડીસીઆથી એંટોલીઆ જતાં આ ધર્માર્થે લડનાર લશ્કરમાં ફાટ પડી ત્યારે ફક્ત ટેમ્પલર્સો નિયમ મુજબ ટકી શકયા અને એ જોઇને ફ્રાન્સના રાજા સાતમા લુઇએ પોતાના લશ્કરને ટેમ્પલર્સોની રીત પ્રમાણે તાલીમ આપવાનું ઠરાવ્યુ હતું.

આ પથનો ઇતિહાસ અને ક્રુઝેડોનો ઇતિહાસ તે એકજ છે. કારણકે આ ધમઅર્થે ઉઠેલી લડાઇઓમાં ટેમ્પલરોએ જેટલો ભાગ લીધો

છે તેટલો બીજા કોઇએ લીધો નથી. પણ એમણે આ કામો કેવી રીતે કર્યા તેનું સવિસ્તર વર્ણન કરવાની કાંઇ જરૂર નથી. આ પંથના લોકોએ પાછળથી આકરા નિયમો મુજબનું વર્તન છોડીને પોતાની ઉન્નતિ કરવાનાં પગલાં કેવી રીતે લીધાં તે, તથા આ કારણોને લીધે એમના દુશ્મનો ઉભા થયા તેમણે એમના પંથને કેમ જમીનદોસ્ત કરી નાખ્યો તેનું વર્ણન, આઇવેનહોમાં આપ્યુ છે. ફ્રાન્સના રાજા ચોથા ફીલીપના વખતમાં આ ટેમ્પલરો પાસે ધન અને સત્તા એટલા વધી ગયાં હતાં કે એમના શત્રુઓ, એમના પંથનું બળ તોડવા સારૂ એમના પર જાતજાતના આરોપો મૂકતા. અને એમના નિર્દય કામોના દાખલાઓ, એવા ખાત્રીલાયક પૂરાવા સાથે રજુ કરતા કે પંથના ઉપરીઓને એમના પંથ સામે મુકાએલા તે આરોપો ખરા છે એવું કબુલ કરવુ પડતું. આનું પરિણામ એ આવ્યુ કે વિએનામાં ભરાએલી સભામાં નક્કી કર્યા મુજબ એ પંથ કાઢી નાખવામાં આવ્યો, અને એમનું ધન હોસ્પીટલોમાં અથવા સેંટ જોનના પંથને સુપરત કરાયુ.

આ પંથમાં ત્રણ ભાગ હતા (૧) નાઇટસ (૨) ચેપ્લેઇન્સ (૩) સૈનિકો. નાઇટસ ગણાતા સરદારો આખી જીંદગી સારૂ અગર અમુક વર્ષ સારૂ પંથમાં જોડાતા, અને તેઓ સફેદ ઝભ્ભો પહેરી શકતા. પરણેલા પુરૂષો ત્યાં દાખલ થઇ શકતા પણ આ પંથમાં કોઇ પણ સ્ત્રીને દાખલ કરતા નહિ. દરેક નાઇટ ત્રણ ઘોડા અને એક સૈનિક રાખી શકતો. આ સૈનિક પોતાના માલિકની પેઠે કયાં તો જીંદગીભર યા તો ટુંક વખત સારૂ આ પંથમાં બંધનથી રહેતો. ઓગસ્ટીઅન સાધુઓની પેઠે આ લોકોને રોજ દેવળમાં જવું પડતું, પણ નાનો અમલદાર પોતાના માલિકની સેવા ઉઠાવી થાક્યો હોય તો માલિકની રજાથી એકાદ વખતે પ્રાર્થનામાં હાજર ન થાય તો તેને તેની માફી મળતી. દરરોજ એજ વખત ભોજન મળતું, પણ સંધ્યાકાળે માલિકની મરજી હોય તો થોડો નાસ્તો લેવાની રજા મળતી. અઠવાડિયામાં ત્રણ વખત માંસાહાર મળતો, અને બીજા ત્રણ દિવસ પસંદ પડતાં શાકભાજી ને અનાજનો આહાર કરવો પડતો. બધા ભાઇઓ બબ્બેની જોડીમાં જમવા બેસતા, અને કોઇ અતિશય

ઉગ્ર તપ ન કરે તે સારૂ એક બીજાની ખબર રાખતા ભોજન વખતે દારૂ મળતો અને દારૂ પીતી વખતે બોલાતુ પરમેશ્વરનુ નામ સ્પષ્ટ સંભળાય એટલી ચુપકીદી રાખવી પડતી. પોતાના પંથના ઉપરીની આજ્ઞા પાળવા દરેક જણે તત્પર રહેવુ પડતું, અને પરમેશ્વરનો હુકમ વગર ઢીલે માનવો પડે તેવીજ તત્પરતાથી ઉપરીનો હુકમ માની ગમે તે વખતે ગમે ત્યાં જવુ પડતું. શસ્ત્રો યા ઘોડાના સાજમા વધારે પડતો ભપકો કરવાની મનાઇ હતી.

માથાના વાળ ટુંકા રાખવા પડતા અને ચોળ્યા કર્યા વગરની દાઢી એ આ પંથની ખાસ નિશાની થઇ પડી હતી. શિકાર કરવા જવું વા શિકાર કરાવવો એ ગેરકાયદેસર ગણાતું. સિંહ અતિશય ઘાતકી પ્રાણિ ગણાવાથી ફક્ત તેનો શિકાર કરવાની છુટ હતી.

પોતાની નજીકના સગાનો કાગળ પણ ઉપરીની જાણ વગર ફોડવાની મના હતી.

ગ્રાન્ડ માસ્તર સર્વના ઉપરી ગણાતા, અને એમનો હુકમ સર્વને માન્ય રાખવો પડતો, પણ કોઇની સામે લડાઈ જાહેર કરવા, નવા સભાસદો દાખલ કરવા અથવા માલમિલકત છુટી પાડવા જેવા આખા પંથને લગતાં કામમાં ગ્રાન્ડ માસ્તરને પણ સભા ભરી તે નક્કી કરવુ પડતુ અને તેમની સલાહ લેવી પડતી. બનતાં સુધી જુદા જુદા દેશના પસંદ થએલા તેર સભાસદો ગ્રાન્ડ માસ્તરની ચુંટણી કરતા. ગ્રાન્ડ માસ્તરની ગેરહાજરીમાં કામ કરવા માટે એક શેનેસ્ચલ નામનો અધિકારી નિમાતો. યુરોપ અને એશિયામા ઠેકાણે ઠેકાણે આ પંથની સ્થાપના થઇ હતી. તેથી જ્યા જ્યાં પંથની શાખાઓ હોય ત્યાં ત્યાં શાખા દીઠ એકેક પ્રીસેપ્ટર નામનો અધિકારી-તેજ શાખાનુ ઉપરીપણું કરવા જેટલો અધિકાર મેળવતો. આ પ્રીસેપ્ટરો, મુખ્ય ગ્રાન્ડ માસ્તરની ચુંટણી કરતા.

આ પંથમાં દાખલ થનારે નીચલી શરતો કબુલ કરવી પડતીઃ કોઇ પણ જાતનું દેવું કરવુ ન જોઇએ, તંદુરસ્ત શરીર જોઈએ, ખોડખાંપણ

વગરનો જોઇએ અને કોઇ પણ જાતના બીજા ધાર્મિક પંથ સાથે જોડાએલો હોવો ન જોઇએ. આજ્ઞાધીનપણું અને પવિત્ર જીવન ગાળવાના સોગંદ લેતી વખતે અરજી કરનારે પોતાની ખાનગી માલમિલ્કત પરથી પોતાનો હક જાહેર રીતે ઉઠાવી લેવો પડતો. ઈ. સ. ૧૩૧૨ માં જ્યારે આ ટેમ્પલર પંથ તુટી પડયો ત્યારે તેમાં ૧૫,૦૦૦ માણસો હતા એમ કહેવાય છે.



# 'જ્યુ જાતિ'

હીબ્રુ પેટ્રીઆર્ક જેકબ અને એના બાર પુત્રોના વંશજોથી જ્યુ જાતિ પેદા થઇ હતી. ઇજીપ્તમાં એમને ગુલામ તરીકે રાખતા હતા. તેથી મોઝીસની સરદારી નીચે આ લોકો ઇજીપ્તથી નાસી છુટી પેલેસ્ટાઇન ગયા. ત્યાં જઇ ફીલીસ્ટાઇન. એડોમાઇટસ અને એમોરીસ્ટસ જેવી પ્રજાને એ લોકોએ હાંકી મૂકીને ધીમે ધીમે ત્યા પોતાનો વાસો કર્યો. ઓલ્ડ ટેસ્ટામેન્ટમાં મોટે ભાગે આ લોકોનો જ ઇતિહાસ છે. ઇ. સ. ૫૮૮ ના સુમારે આ લોકો નેબુશાડનાઝાર નામના એસીરીઅન રાજાના હાથે કેદ પકડાયા પણ ત્યાં કેદ કરનાર ને કેદી બનેલી પ્રજા વચ્ચે અંદર અંદર લગ્ન વહેવાર દાખલ થવાથી જાતિભેદ ટળી ગયો.

પાછળથી જ્યારે એ લોકોને કેદમાંથી છૂટા કર્યા ત્યારે એમને પોતાને દેશ જવાની છુટી મળી. આમ છૂટીને પાછા જનારાનો મોટો ભાગ જુડાની ટોળીના વંશજોનો હોવાથી એ લોકો પોતે પોતાની જાતને 'જ્યુ' નામથી ઓળખાવા લાગ્યા. જ્યારે રોમનોએ એમના દેશને એક ઇલાકાના રૂપમાં ફેરવ્યો ત્યારે આ જ કારણસર એ ભાગ જુડીઆ કહેવાયો.

ખ્રિસ્તી ધર્મ સ્થાપનાર જીસસ, જે વખતે રોમન સત્તા પેલેસ્ટાઇનમાં પ્રવર્તતી હતી તે વખતે જ્યુ જાતમા જન્મ્યો હતો. 'ઓલ્ડ ટેસ્ટામેન્ટ' ની ભવિષ્યવાણી પ્રમાણે જ્યુ લોકો 'મેસીઆ' આવવાની વાટ જોતા હતા, તેથી આ વ્યકિતનો તેમણે મેસીઆ તરીકે આદર કર્યો નહિ. એમને તો પોતાની જાહોજલાલી પાછી આણી આપનાર, દુનિયામાં એ લોકોની મહાન પ્રજા ગણાવાની મહેચ્છા પૂરી પાડનાર અને દુનિયાના રાજ્યોમાં શૌર્યભરી લડાઇઓ કરી એમને સર્વોપરિ બનાવનાર વ્યક્તિની જરૂર હતી. જ્યારે જીસસે પૃથ્વીના રાજ્ય કરતાં સ્વર્ગીય રાજ્ય મેળવવાની વાતો કરવા માંડી, બીજાના પર સત્તા મેળવવાને બદલે આધ્યાત્મિક સત્તા મેળવવાનો બોધ આપવા માંડયો ત્યારે જ્યુ લોકોએ એને પરમે-

શ્વરના દુત યા પયગમ્બર તરીકે માનવાની સાફ ના કહી અને એના પર જુલમ ગુજાર્યો, એટલુ જ નહિ પણ એને એક ઢોંગી પુરૂષ માની ખીલા પર બાંધી મારી નાખ્યો.

જીસસને ઉદ્ધાર કરનાર અને મોક્ષ અપાવનાર દેવ માનતા અભણુ ને અજ્ઞાન ખ્રિસ્તિઓએ તેના મોત પછી સેંકડો વર્ષ સુધી જ્યુ જાતને પીડવામાં મોટાઇ માની એમાં કાંઇ નવાઇ જેવું નથી. આ જાતિના લોકોને રીબવાનું કામ સેકડો વર્ષ ચાલ્યાના પુરાવા છે. ' ડાર્ક એજીસ ' મા–અંધકાર યુગમાં–આ જાતિ પર જેવો જુલમ થતો તેવો જ જુલમ હાલ રૂશીઆમાં તેમના પર થાય છે. આ દેશમાં હાલ કાપાકાપી અને લૂટફાટ કરતાં પણ વધારે કુર ને નિર્દય કામો થાય છે. આવી રીતે જુલમ ગુજરવાને લીધે જ્યુ લોકો એક જગ્યાએથી નહાસી બીજી જગ્યાએ જઈ વસવાથી ઉન્નત થયેલા અને અર્ધ ઉન્નત થએલા સર્વ પ્રદેશોમાં તેમની વસ્તી મળી આવે છે. આ જુદા જુદા દેશોમાં વસતા જ્યુ લોકમાં ખાસ એક જાતના નિયમોનું બંધન નથી પણ સર્વ જ્યુની ધાર્મિક ભાવના હજી સુધી તેવી ને તેવી જ અચળ છે ને એ લોકો માને છે, કે લાંબા વખતથી વાટ જોવાતો ' મેસીઆ ' નો અવતાર આવશે જ ને એમને પેલેસ્ટાઇન પાછુ અપાવવામાં સહાય કરશે.

આઇવેનહોના વખતમાં જ્યુ લોકો કોઇ પણ જમીનના માલિક થઇ શકતા નહિ, તેમજ જમીન ખેડી શકતા નહિ. પણ તેમને વેપાર કરવાની છુટ હતી અને તેમાં એ લોકો ઘણા પ્રવિણ હતા. એ લોકો ખુબ પૈસા એકઠા કરતા હતા તેથી બીજી જાતોના સાધારણ માણસોને પૈસાની તાણ પડે ત્યારે તેઓ પૈસા ધીરતા. ખ્રિસ્તી ધર્મમા વ્યાજ લેવાની મનાઇ હતી અને જ્યુ લોકો આવું વ્યાજ લેતા તેથી ખ્રિસ્તીઓ એમની જાત તરફ તિરસ્કાર બતાવતા.

એમને માટે જુદા કાયદા ઘડાયા હતા અને એ લોકો રાજાના

ઢોરઢાંખર અથવા જંગમ મિલકત મનાતા. બીજા લોકો એમને લૂંટે ત્યારે રાજા એમનું રક્ષણ કરતા, પણ પોતાને જરૂર પડે ત્યારે તેમનું ધન લૂંટી લેવા તેઓ આંચકો ખાતા નહિ. સાધારણ પ્રજાની માફક એમને કર આપવો પડતો નહિ. પણ 'એક્સચેકર ઓફ ધ જ્યુસ' નામે ઓળખાતો અધિકારી એમની પાસેથી લેવાના કર અને દંડની રકમ નક્કી કરતો અને આ પૈસા તેમની પાસેથી વસુલ થતા.

એમના ફોજદારી અને દીવાની ગુન્હાઓ સારૂ પણ જુદીજ કોર્ટો હતી. દરેક શહેરનો અમુક ભાગ એમને રહેવા સારૂ જુદો નક્કી થતો હતો, ત્યાં જ એમને રહેવું પડતુ. આ ભાગ 'જ્યુઅરી' નામથી ઓળખાતો. એમની જાત એકદમ ઓળખાઇ આવે તે સારૂ આ લોકો સફેદ મોટો ઝબ્બો અને પીળી ટોપી પહેરતા.

ધર્મ તરફનું વલણ, પોતાની જાતિ માટેની લાગણી અને કુટુમ્બ પ્રેમ, સહનશીલતા, ધીરજ અને દુનીઆદારીનું ડહાપણ—એ એમના ખાસ ગુણો છે. એ લોકો બીજી જાતો સાથે કોઇ પણ જાતનો સબંધ જોડતા નહિ, અને એમનામાં બીજા ધર્મની વ્યક્તિ સાથે લગ્નથી જોડાવું એ ધિક્કારયુક્ત અને હલકુ મનાતુ. એમના ચહેરા ખાસ જુદા જ પડી આવે એવા હોવાથી એ લોકો જલદી ઓળખાઇ આવે છે. જ્યુ સ્ત્રીઓનું સૌન્દર્ય પણ વખણાય છે.

આઇવેન્હોમાંથી અને નવેમ્બરની ૧૨ મી તારીખે છાપામાં આવેલાં લખાણમાંથી અમે બે ફકરા ટાંકીશું. આ બે ફકરા પરથી આ લાંબા વખતથી હેરાન થતી પ્રજા પર અસલ ગુજરેલો જુલમ ને હાલ ગુજરતા જુલમમાં કેટલું સરખાપણુ છે તે જણાઇ આવશે:-

(રીચર્ડ ૧ લાનો વખત) હાલના વખતમાં અટક્યા વગર, જે ઘાતકીપણાથી જ્યુ લોકોની ખૂનરેજી થાય છે તેવી ખૂનરેજી હવાથી યા પાણીથી જીવતાં માછલી સિવાયના એક પણ પ્રાણીની થતી નહિ હોય. તદન નજીવાં બહાના કાઢી, અને બનાવટી, તેમ માની ન શકાય એવા વિવેકશુન્ય આરોપો મૂકી એમની જાત અને

માલમિલ્કત પર તરાપ પડતી. નોર્મન, સેક્સન, ડેઇન, અને બ્રિટનની જાતો એક બીજાની દુસ્મન ગણાતી છતાં પોતાના ધર્મ સિદ્ધાંતથી હલકા મનાએલી પ્રજાનો તિરસ્કાર કરતી વખતે, નિંદા કરતી વખતે. હેરાન કરતી વખતે, લૂટતી વખતે, ને જુલમ ગુજારતી વખતે એ બધા એક થઇ જતા.

(રૂશીઆ) ઓડેસામાં થએલી જ્યુ ખૂનરેજીમાં મુએલા માણસોમાંથી ૪૧૨ માણસોને સખ્યાબધ લોકોની હાજરી વચ્ચે દાટયા.

આ લોકોને મોટી ખાઇઓ ખોદી સીત્તેર સીત્તેરને એ ખાઇઓમાં દાટયા. કબર પાસે નજર પડતો દેખાવ કરૂણ હતો.

( રૂટરના તારપરથી, તા. ૮ મી નવેમ્બર ૧૯૦૫ )



# અનુક્રમણિકા.


| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | સર વોલ્ટર સ્કોટનું જીવન ચરિત્ર | | પૃષ્ઠ | ૧ થી | ૨૫ |
| | ગ્રંથ વિવેચન | | ,, | ૨૬ થી | ૩૯ |
| ૨ | આ અનુક્રમણિકા | | પૃષ્ઠ | ૪૦ | |
| ૩ | આઇવેનહો પ્રકરણ | ૧ લું. | ,, | ૧ થી | ૧૧ |
| ૪ | ,, | ૨ જું. | ,, | ૧૨ થી | ૨૭ |
| ૫ | ,, | ૩ જું. | ,, | ૨૮ થી | ૩૭ |
| ૬ | ,, | ૪ થું. | ,, | ૩૮ થી | ૪૭ |
| ૭ | ,, | ૫ મું. | ,, | ૪૮ થી | ૬૦ |
| ૮ | ,, | ૬ ઠું. | ,, | ૬૧ થી | ૭૮ |
| ૯ | ,, | ૭ મું. | ,, | ૭૯ થી | ૯૫ |
| ૧૦ | ,, | ૮ મું. | ,, | ૯૬ થી | ૧૧૦ |
| ૧૧ | ,, | ૯ મું. | ,, | ૧૧૧ થી | ૧૨૩ |
| ૧૨ | ,, | ૧૦ મું. | ,, | ૧૨૪ થી | ૧૩૭ |
| ૧૩ | ,, | ૧૧ મું. | ,, | ૧૩૮ થી | ૧૪૭ |
| ૧૪ | ,, | ૧૨ મું. | ,, | ૧૪૮ થી | ૧૬૧ |
| ૧૫ | ,, | ૧૩ મું. | ,, | ૧૬૨ થી | ૧૭૪ |
| ૧૬ | ,, | ૧૪ મું. | ,, | ૧૭૫ થી | ૧૮૬ |
| ૧૭ | ,, | ૧૫ મું. | ,, | ૧૮૭ થી | ૧૯૪ |
| ૧૮ | ,, | ૧૬ મું. | ,, | ૧૯૫ થી | ૨૦૭ |
| ૧૯ | ,, | ૧૭ મું. | ,, | ૨૦૮ થી | ૨૧૧ |
| ૨૦ | ,, | ૧૮ મું. | ,, | ૨૧૨ થી | ૨૨૦ |
| ૨૧ | ,, | ૧૯ મું. | ,, | ૨૨૧ થી | ૨૨૮ |
| ૨૨ | ,, | ૨૦ મું. | ,, | ૨૨૯ થી | ૨૩૭ |
| ૨૩ | ,, | ૨૧ મું. | ,, | ૨૩૮ થી | ૨૪૮ |
| ૨૪ | ,, | ૨૨ મું. | ,, | ૨૪૯ થી | ૨૫૬ |



આઇવેનહો.

# આઇવેનહો.

## પ્રકરણ ૧ લું.

ઇંગ્લંડના એક સુંદર પરગણામાં આવેલા રમણીય શહેર ડોનકાસ્ટર તથા શેફીલ્ડની વચ્ચેની સુંદર અને રમણીય ખીણોમાં તથા નાની નાની ટેકરીઓ પર અસલના વખતમાં એક ઘાડું ને બહોળા વિસ્તારવાળું જંગલ હતુ. આ પરગણાનો દેખાવ એમાં વ્હેતી ડોન નદી, નાની નાની ટેકરીઓ તથા ખીણોને લીધે મનરંજન કરે એવો હતો. હજુ પણ આ જંગલનો કાંઇક ઝાંખો ખ્યાલ વૉર્નક્લીફ પાર્ક, વેન્ટવર્થ અને રોધરહામની આસપાસની વિશાળ વાડીઓ તથા બહોળા વિસ્તારવાળી જમીન પરથી આપણને આવે છે. અસલના વખતમાં લખાયેલી વોન્ટલીના રાક્ષસની કાલ્પનિક વાતો આપણે વાંચીએ છીએ તે રાક્ષસનુ રહેઠાણ આજ જંગલમાં હતુ; આજ ક્ષેત્રફળ ઉપર "રોઝીઝ" નામે ઓળખાતી બે કુટુંબો વચ્ચે ખૂનખાર ને શૌર્યભરી લડાઇઓ થઇ હતી, અને અંગ્રેજી કવિતાઓમાં પ્રખ્યાત થઇ ગયેલા અસલના બહાદુર બહારવટીઆઓનું રહેઠાણ પણ આજ જંગલમા હતું.

આપણી વાર્તાનુ મુખ્ય સ્થાન પણ આ જંગલ છે. અને વાર્તા પહેલા રીચર્ડ રાજાના રાજ્યના છેવટના કાળમા બનેલી છે. તે સમયે રાજા રીચર્ડ લાંબા વખતથી બીજા રાજ્યમાં કેદ પડેલો હતો. અમલદારો તથા પૈસાદાર સરદારોના જુલમ અને ત્રાસમાંથી છુટવાના વિચારથી, પ્રજાજન રાજાના પાછા આવવાની ચાતક પક્ષીની માફક અધીરાઇથી રાહ જોઇ રહ્યાં હતાં; સ્ટીફનના રાજ્ય અમલ દરમ્યાન સત્તાવાન થયેલા સરદારોની સત્તા ઓછી કરવાનો અને એમને રાજાની સત્તા નીચે આણવાનો રાજા હેન્રીએ પ્રયત્ન કરી એમનું થોડુક બળ નરમ પાડયુ

પણ ત્યારબાદ આ અમલદારો અગ્રેજ રાજ્યસભાના હુકમ ગણકારતાં નહિ; એટલુ જ નહિ પણ એમણે તો રાજ્યમાં મોટી ઉથલપાથલ થવાની આશામાં, તક મળે તો રાજ્ય પચાવી પાડવા જેટલી અને તેટલી ન બને તો કાંઇક ઉંચી પદવી મેળવવા જેટલી શક્તિ ધરાવવા પોતાના મકાનની આજુબાજુ મજબુત કિલ્લાઓ અને ખાઇઓ બાંધવા ઉપરાંત અસંખ્ય નોકરોને ગુલામ તરીકે રાખી, લશ્કરની નાની નાની ટુકડીઓ પણ તૈયાર કરી હતી.

અગ્રેજ રાજ્યબંધારણ પ્રમાણે તો નીચામા નીચી પંક્તિનો સરદાર કદી પણ ઉચ્ચ અમલદારોનો તાબેદાર ગુલામ ગણાતો નહિ પણ આ વખતમાં તો એમની સ્થિતિ પણ ભયજનક થઇ પડી હતી.

આ વખતમાં સાધારણ રીતે જો કોઇ નાનો સરદાર પોતાના પરગણાના કોઇ નાના રાજા થઈ બેઠેલા અમલદારોને ત્યાં રક્ષણાર્થે જઇને રહેતો, અથવા કોઇ સરદારો જોડે એના સાહસિક કામોમાં મદદ કરવાની સરતે સંધિ કરતો તો એને ટુંક વખત સારૂ શાંતિ તો મળતી. પણ આ રક્ષણ મેળવવા માટે, દરેક અગ્રેજને મનથી પવિત્ર ને ઉચ્ચ મનાયેલી સ્વતંત્રતાનો એને ભોગ આપવો પડતો; એટલુંજ નહિ પણ જે માણસના રક્ષણ તળે રહેવાનું કબુલ કર્યું હોય, તે માણસ જે સાહસિક અથવા અન્યાયી કામ કરે તેમાં એને મને કે કમને જોડાવું જ પડતું હતું. વળી વધારે ખૂબી તો એ હતી કે કોઈ પણ મોટા સરદારને પાડોશનો નાનો સરદાર મદદ આપવાની ના કહી શકતો જ નહિ, કારણ કે પોતાની ગેરકાયદેસરની વર્તણુક ચલાવવા તથા આવા હુલ્લડ બખેડાના વખતમાં બચાવ કરવા કામ લાગે તે વિચારે સવને પોતાની સત્તા વધારવાનો શોખ હોય એ સ્વાભાવિક જ હોવાથી નાનો સરદાર હામ ભીડી સામો થાય કે ના થાય તે જોયા વગર એની પાસે આ મોટા અમીર ઉમરાવો સંધિ કરાવી લેતા, આમ સંધિ કરવાનું જો કદાચ કોઇ ના કબુલ થતુ તો એની ખાખાવીખી કરવામાં એ લોકો જરાએ આંચકો ખાતા નહિ.

સાધારણ જનસમાજપર સરદારોની આવી અપૂર્વ સત્તા નોર્મન્ડીના ડયુક વીલ્યીઅનની જીત થઈ ત્યારથી જામી હતી. આ જીત થયા પછી ચાર પેઢી થઇ તોએ નોર્મનો અને એંગ્લો-સેક્સનો વચ્ચે રહેલી શત્રુવટ દૂર થઇ નહોતી; આ લોકોમાં ભ્રાતૃભાવ ઉભો થયો નહોતો અને જીતાયલી પ્રજા હાર ખાધી હોવા છતાં નમ્યુ આપતી નહોતી, ત્યારે વિજેતા પ્રજામાંથી જીત મેળવ્યાનો ગર્વ ગયો નહોતો. હેસ્ટીંગ્સની લડાઇ થયા પછી રાજ્યસત્તા નોર્મન સરદારોના હાથમાં ગઇ હતી અને ઇતિહાસકારોના કહેવા મુજબ એ લોકોએ હાથમાં આવેલી સત્તાનો દુરૂપયોગ કરવામાં બાકી રાખી નહોતી. સેક્સન રાજા અને સરદારોનો કાં તો જડમૂળથી નાશ કર્યો હતો યા તો એમની માલમિલ્કતો જપ્ત કરાઇ હતી. નાના જમીનદારો, જાગીરદારો તથા ગરીબ સેક્સન પ્રજાજનમાંથી પણ મોટી સખ્યાનો નાશ કર્યો હતો. કોઇ દિવસ પણ સામી થાય એ વસ્તીનો ઉચ્છેદ કરવાનું કામ કાયદેસર હોય કે ના હોય તોપણ વિજેતા નોર્મન રાજાઓએ નક્કી જ કર્યું હતુ. નોર્મન રાજઅમલદારો નોર્મન પ્રજા તરફ અણઘટતો પક્ષપાત રાખતા; આ ઉપરાંત એમણે વધારે સ્વતંત્ર અને નરમ સ્વભાવવાળા સેક્સનોના રાજ્યઅમલ દરમ્યાન કદી ન જોયેલા, શિકારને લગતા તથા તેવા જ બીજા કાયદાઓ ઘડી સરદારોના ત્રાસમાં મરી રહેલી પ્રજાના ત્રાસમાં વધારો કર્યો રાજ્યમહેલની સરસાઈ કરે તેવા, સરદારોના રોનકદાર ને સુશોભિત મહેલોમાં દરબાર ભરાતો ત્યારે ફક્ત નોર્મન-ફ્રેન્ચ ભાષા જ બોલાતી. આ જ ભાષામાં કચેરીમાં અરજીઓ થતી અને ચુકાદો અપાતો. ટુકામા કહીએ તો શૌર્યભર્યા કામોમાં, ઉચ્ચ વર્ગમા તથા કચેરીઓમા વપરાતી સરળ ને મરદાનગીવાળી સેકસન ભાષાની જગા આ નવી ભાષાએ લીધી હતી. સેક્સન ભાષા તો આ નવી ભાષા ન જાણનાર ગામડીઆઓ તથા ભરવાડોમાં જ ચાલુ રહી હતી. છતાએ જમીનના માલીકોને તાબે થયેલી પ્રજા પાસે પોતાની જમીન ખેડાવવી પડતી હોવાથી તેમની સાથે વાતચિતનો પ્રસગ ઉપસ્થિત થતો. જમીનદારો તથા ખેડુતોને એકમેકની વાતચિત સમજવી પડતી.

આ રીતે ફ્રેન્ચ અને એંગ્લો સેક્સન ભાષામાંથી એક મિશ્ર ભાષા ઉભી થઇ. વિજેતા અને હારેલી પ્રજા વચ્ચેના ભાષા વ્યવહારની જરૂરીઆતને લીધે ધીમે ધીમે ઉભી થએલી આ નવી ભાષા તે જ હાલની અંગ્રેજી ભાષા છે. આ ભાષામાં તે વખત પછી ઘણા જરૂરી સુધારા થયા છે. આ અંગ્રેજી ભાષા દક્ષિણ યુરોપમાં વપરાતી લાટીન, ગ્રીક ભાષાઓના કાંઈક મિશ્રણથી સુધારાવધારા થઇ ઉત્તમ ને વિસ્તૃત થઇ છે.

વિલીઅમ-૨ જાના રાજ્ય અમલ સુધી અંદર અંદર કોઈ પણ મ્હોટી લડાઈ અથવા બળવો થયો નથી કે જે પરથી આપણને એંગ્લો-સેક્સન અને વિજેતા પ્રજા વચ્ચેનો ભેદ જણાઈ આવે છતાએ વિજેતા પ્રજા તથા પોતાની વચ્ચે રહેલા રાજકીય ફેર પોતાની અસલની જાહોજલાલી અને સત્તાની યાદ તથા ભોગવવા પડેલા અપમાનને લીધે પરદેશીઓએ જીત મેળવી તે ઘા એડવર્ડ ૩ જાના રાજ્ય અમલ સુધી સેક્સનોના હૃદયમાંથી રૂઝાયો જ નહોતો. આથી નોર્મનો તથા સેક્સનો વચ્ચે કુદરતી જ એક જાતનો જાતિ ભેદ રહી રહ્યો હતો તે વાર્તાની શરૂઆતમાં જણાવવું યોગ્ય ધારી જણાવ્યું છે.

આપણે આગળ કહ્યું છે તે જંગલમાં ભરચક ઉગેલી ઘાસપર આથમતા સૂર્યના કિરણ પ્રકાશી રહ્યા હતા. લીલાછમ ઘાસથી ભરપૂર મેદાન પર પહોળી ઘટાવાળાં, ટુંકા થડવાળાં, અસંખ્ય ડાળીઓવાળાં અને અસલના વખતમાં થએલી રોમનોના લશ્કરની ભવ્ય કવાયત મુગે મોઢે જોઈ રહેનારા વયોવૃદ્ધ ઓકના ઝાડ શીળો છાંયો નાંખતા હતા. આમાંના કેટલાક ઝાડો પાસે 'બીચીસ,' 'હોલીસ,' અને 'કોપ્સવુડ' ના ઝાડ એવા તો ઉગી નીકળી એકઠાં થઈ ગયાં હતાં કે અસ્ત થતા સૂર્યના સીધા કિરણ પણ અંદર પ્રવેશી શકતા નહિ. ત્યારે કેટલાક ઝાડ લાંબી હારોમાં એવા છુટાં છુટાં ઉગી નીકળ્યાં હતાં કે એની નીચે એક સુંદર રસ્તો હોય એવું જણાતુ હતું. આ ઝાડો વચ્ચે રહેલો દેખાવ એટલો તો રમણીય અને ભવ્ય હતો કે ત્યાંથી આઘુ ખસવું જ ગમતું નહિ. વળી આ દેખાવ પરથી સ્હેજમાં ખ્યાલ થઇ શકતો કે આગળ જતાં

ગાઢું વન આવતું હશે. સૂર્યના કિરણ જગાએ જગાએ પ્રવેશ પામી, ઝાંખુ અને કાંઇક નિસ્તેજ તેજ નાંખતા પથરાઇ રહેલી ડાળીઓ પર અને લીલ બાઝેલા થડ પર પડતાં અને કોઇ કોઇ જગાએ તો નીચેની ઘાસ પર પોતાનો પ્રકાશ નાખી ત્યાં રહેલી રમણીયતામાં ઓર વધારો કરતાં હતાં.

આ જંગલમાં વચ્ચે થોડી ખુલ્લી જગા આવતી હતી. એની વચ્ચે એક ન્હાની સરખી ટેકરી હતી. ટેકરીની ટોચ પર ત્રુટક ત્રુટક કુંડાળાકારમાં બીન ઘડેલા પત્થરો ગોઠવ્યા જેવું જણાતું હતું. તે પરથી એમ લાગતું કે ડ્રુઇડ લોકોના વ્હેમી ધર્મગુરૂઓનું કદાચ એ પણ એક પૂજ્યસ્થાન હશે. આમાંના સાત પત્થર હજુ સીધા ઉભા છે, બાકીના જગા પરથી ખસી જઇ કયાં તો મૂળ જગાની પાસે ને કયાં તો ટેકરીની બાજુમાં પડયાં છે. આ પત્થર ઉખેડવાનું કામ કદાચ કોઇ ખ્રીસ્તીધર્મીએ કર્યું હોય એમ જણાય છે. આમાનો એક જ પત્થર છેક નીચેની તળેટીમાં જઇ એક વ્હેતા ઝરાને અટકાવવામા કારણભૂત થયો છે. બીજે સ્થળે શાંત વ્હેતા ઝરાએ આ પત્થરના જુલમને વશ ન થતાં વાંધો દર્શાવવા સ્હેજ ગુંજારવનો અવાજ માત્ર કરી, પત્થરની પ્રદક્ષિણા કરી પોતાનો રસ્તો શોધી લીધો છે.

આ દૃષ્ટિપ્રદેશ પર આ સિવાય બીજી બે મનુષ્યાકૃતિઓ પણ નજરે પડે છે. એમના પ્હેરવેશ તથા દેખાવ પરથી તે વખતે યોર્કશાયરનાં વેસ્ટ–રાઇડીંગના જંગલમાં ગામડીઆઓ જેવા એ જણાતા હતા. આમાંનો મ્હોટો કાંઇક અણઘડ, નિરંકુશી અને દુઃમની દેખાતો હતો. એનો પોષાક બને તેટલો સાદો હતો. કોઇ જાનવરની ચામડીની બાંયોવાળી બંડી પ્હેરી હતી. જાનવરના વાળ બંડી સીવતી વખતે કાઢયા ન્હોતા પણ હાલ એટલા તો ઘસાઇ ગયા હતા કે બંડી પરથી કયા જાનવરની ચામડીની એ બનાવી હશે તે જાણી શકાય તેમ ન્હોતું. આ બંડી યા પોષાક ગળાથી પગના ઘુંટણ સુધીનો ભાગ ઢાંકતો. આ રીતે એકજ પોષાકથી આખા શરીરનું રક્ષણ થતું. પોષાકમાં ફક્ત માથું જાય એ સિવાય બીજે કોઇ સ્થળે

બટન યા કસ ન્હોતાં. ડુક્કામાં હાલ વપરાતા ખમીસ અથવા અસલના 'હૉબર્ક'ના જેવી રીતે પોષાક પ્હેરવાનો હતો. પગના ચંપલ ભુંડના ચામડાના પટાથી પગ પર બાંધ્યા હોવાથી પગ ઢંકાતા અને સાથળો તથા જાંગ ઢાંકવા એક ચામડાનો કકડો એવી રીતે વીંટાળ્યો હતો કે સ્કોટીશ હાઇલેન્ડરની માફક ઘુંટણથી નીચેનો ભાગ ઉઘાડો જ રહેતો. બંડી શરીર પર વધારે ચપસાઇને બેસે તે સારૂ વચ્ચેથી ચામડાનો પટો પીતળની બકલથી બાંધ્યો હતો. આ પટાની એક બાજુએ એક નાની કોથળી જેવું હતું, અને બીજી બાજુએ ઘેટાના શીંગડાનું રણશીંગડું બનાવીને બાંધ્યું હતું. પટામાં એક મોટું, પ્હોળું, અણી આણીયાળું, હરણના શીંગડાના હાથાવાળું બે ધારૂં ચપ્પુ હતું. ચપ્પુ શેફીલ્ડમાં બનાવેલું હતું અને શેફીલ્ડનું નામ એના પર કોતરેલું હતું. જાડા, ભરચક ને ગુંથેલા વાળજ ફક્ત એના માથનું રક્ષણ કરતાં હતા. સૂર્યનો તડકો પડવાને લીધે કાંઇક રાતા દેખાતા વાળ, એના ગાલપર વધી ગએલી પીળી અને ગુંતેરી દાઢી જોડે કાંઇક અજબ જ દેખાવ આપતાં હતાં. આ સિવાય એકજ બીજી ચીજ એના શિર પર હતી. તેની નોંધ તો ખાસ લેવીજ જોઇએ. કુતરાના ગળામાં નાખીએ છીએ એવો પણ ઉઘાડ બંધ ના થાય તેવો એક પીત્તળનો પટ્ટો એણે ગળામાં પ્હેર્યો હતો. પટો શ્વાસ લેતા અગવડ પડે નહિ એટલો ઢીલો રાખ્યો હતો, ત્યારે કાનસની મદદ સિવાય કાઢી શકાય નહિ એટલો બેસતો પણ હતો. આ કંઠત્રાણ ઉપર સેક્સન ભાષામાં નીચેના અર્થનું લખાણ કોતરાવેલું હતું, " બીઓવ્યુલ્કનો છોકરો ગર્થ રોધરવુડના સેડ્રીકનો જન્મથી ગુલામ છે. "

આ ભરવાડ એટલે ગર્થની પાસે ડ્રુઇડ લોકોની ટેકરી પરના પડી ગએલા પત્થરમાંના એક પર એનાથી દશેક વર્ષ ન્હાનો દેખાતો, એના જેવાજ ઘાટના પોષાકવાળો માણસ બેઠો હતો. એનો પોષાક કાંઇક વિચિત્ર અને વધારે કીમતી હતો. એનું દાડમીઆ રંગની બંડી પ્હેરી હતી; બંડી પર રંગબેરંગી ભાત ચીતરવાનો પ્રયાસ થયો હશે એમ જણાતું હતું. બંડી સિવાય એણે પગની જાંગ ઢંકાય એટલો ટુંકો ઓઢો ઓઢ્યો હતો.

કસુંબા રંગના આ ઓઢામાં પીળા રંગનું અસ્તર હતુ. ઓઢાની લંબાઇ જેટલા પ્રમાણમાં ઓછી હતી તેટલાજ પ્રમાણમાં પ્હોળાઇ વધારે હોવાથી જ્યારે એ આમથી તેમ ફરવાથી હાલતો ત્યારે વિચિત્રજ દેખાતો હતો. એણે હાથ પર રૂપાનાં કડાં પ્હેર્યાં હતાં. ગળામાં "વીટલેસનો છોકરો વૉમ્બા ગોથરવુડના સેડ્રિકનો ગુલામ છે" એવો લેખ કોતરેલો રૂપાનો પટો પ્હેર્યો હતો. એની ચપલ પણ એના સાથીના જેવીજ હતી. પણ ચામડાના પટાથી પગ ઢાંકવાને બદલે એક પગે પીળી અને એક પગે લાલ પટી બાંધી હતી. આ ઉપરાંત એના માથાપર ટોપી હતી. ટોપી પર ઘુઘરા બાંધ્યા હોવાથી એ જરાપણ હાલતો કે અવાજ થતો હતો. એ માણસને એક પળ પણ સ્થિર બેસી રહેવાની ટેવ ન હોવાને લીધે ઘંટનાદ સતત ચાલુ રહેતો હતો. ટોપીની કોર પર એક કઠણ ચામડાનો કકડો મૂક્યો હતો. તેની ટોચ ઉપર મુગટાકારનો કાપ હતો. ટોપીનું મથાળુ કોથળી આકારનું હતુ. આ લાંબી કોથળી ખભાપર પડેલી હોય, તે અસલના વખતમા રાત્રે પહેરવાની ટોપી જેવી દેખાતી હતી. ટોપીના આ ભાગમા ઘંટ બાંધેલા હતા, તે, એના માથાના પહેરવેશનો ઘાટ, એના મોઢા પર સ્પષ્ટ જણાઈ આવતુ કાંઇક ચસ્કેલપણું તથા ખંધાપણુ જોઇ આપણને જણાતું કે અસલના વખતમાં પૈસાદાર માણસો સાંજનો નવરાશનો વખત સહેલાઇથી ગાળી નાખવા વિદુષક અથવા મસ્કરાને રાખતાં હતા તેવો વિદુષક એ હોવો જોઇએ. એના સાથીની માફક એના પટામા એક કોથળી બાંધેલી હતી, પણ કદાચ એની પાસે શસ્ત્ર હોય તો દુરૂપયોગ થાય એ બીકે કે કેમ એની પાસે ચપ્પુ કે રણશીંગડુ ન્હોતુ. હાલની રંગભૂમિ ઉપર દેખાતા વિદુષકો હાથમાં લાકડાની પટીઓ રાખે છે, તેને કાંઇક મળતી આવતી લાકડાની તરવાર હાથમાં હતી.

એમની વર્તણુક ને ચહેરાનો તફાવત એમના પહેરવેશના તફાવત કરતાં વધુ હતો. ગુલામનો ચહેરો દિલગીર અને નિસ્તેજ હતો. એની નુર વિનાની લાલ આંખો નીચ ગણાતી તાબેદારીમાંથી કેમ કરી છુટવું એ તથા તેમાંથી ઉપજતા ગુસ્સાના આવેશને લીધે વચ્ચે વચ્ચે જો

ચળકતી ન હોત તો એની જમીન તરફ ઢળેલી ઉદાસીન અને નિસ્તેજ મુખમુદ્રાને લીધે દુનિયાની જાણે એને પરવાજ ના હોય એવો એ ફીકરો લાગતો, ત્યારે બીજા વિદુષકોની માફકજ વૉમ્બાના સ્વભાવમાં પણ કાંઇક અર્થહીન જીજ્ઞાસા હોવા ઉપરાંત એક જગાએ એમી ન રહેવાય એટલો વલોપાત હતો. પોતાના વિચિત્ર દેખાવ તથા પોતાની નોકરીની ઉપયોગિતાની એને ખબર હોવાથી, એના મોં પર સંતોષ જણાતો હતો. નોર્મન સિપાઇઓ નોર્મન સિપાઈ સરદાર તથા મોટા પટાવટ સરદારોના ખાસ અંગરક્ષકો સિવાયના સાધારણ જનસમાજમાં વપરાતી એંગ્લો-સેકસન ભાષામાં આ બે જણા વાત કરતા હતા. પણ હાલના વાંચનારને એ ભાષા ન સમજી શકાય તેથી એમના વચ્ચે થએલી વાતચીતનો તરજુમો કરી અહીં આપ્યો છે. "આ હીચકારા ડુકરો પર સેંટ વિથોલ્ડના શ્રાપ પડો."

એવા શબ્દ બોલતાં બોલતાં ભરવાડે પોતાનાં ડુક્કરો એકઠાં કરવાના ઉદ્દેશથી ઘણાજ જોરથી પીપુડું ફુંક્યું. લીલી ચાર ચરી જાડાં થએલાં અને નાના ઝરા આગળ પાણી પીવા ગએલાં તથા કીચડમાં પડી આળોટતાં ડુકરોએ પોતાની જગાએથી ન ખસતા સૂર પુરી પીપુડાંને જવાબ વાળ્યો. ડુક્કરો પોતાના પીપુડાંને ગણકારતાં નથી, એ જોયું ત્યારે એ વધારે ચીડાયો ને બોલ્યો કે "સેંટ વિથોલ્ડના શ્રાપ મારા ને એમના બંને પર પડ્યા છે;" એકાદ બે પણ વરૂ યા શિઆળ એમને રાનો રાન ના ખાઇ જાય તો મારૂં નામ ગર્થ નહિ. વરૂ જેવા લુચ્ચા, તથા સફેત શિકારી કુતરા જેવા પોતાના ફેન્ગમ નામના કુતરાને કહાય એટલા મોટા અવાજે બુમ મારી; આ બુમ સાંભળતાં જ છુટાછવાયાં થએલાં ડુક્કરોને એકઠા કરવાના કામમાં મદદ કરવા આવ્યો હોય તેમ એકદમ એ દોડી આવ્યો પણ ક્યાંતો ભરવાડની નિશાનીનો અર્થ સમજ્યો નહિ તેથી કે જાણી જોઇને એણે ડુક્કરોને એકઠાં કરવાને બદલે ઉલટાં દૂર કરી, મદદ કરવાનું તો કયાં રહ્યું, પણ કામમાં વધારો કર્યો. "એનું સત્યાનાશ જાય, એના પગ ભાંગી જાય" ગર્થ બોલ્યો. વૉમ્બા ચાલ

ઉઠ અને મને મદદ કર. ટેકરીની બીજી બાજુએ તું જા, તને જોતાંને વારજ ગરીબ ઘેટાંની માફક એકઠાં થઇ એ લોકો સીધા ચાલવા માંડશે.

પોતાની જગ્યા પરથી ખસ્યા સિવાય વૉમ્બા બોલ્યો, "હા, મારા પગની સલાહ પૂછતા મને લાગે છે કે આવા કીચડવાળા ખાબોચીઆમાં જો હુ જાઉ તો મારા રાજાને યોગ્ય ભભકાદાર કપડાં બગડી જાય. ગર્થ જો તું મારૂં કહ્યું માનતો હોય તો કુતરાને પાછો બોલાવી લે ને ડુક્કરોને પડતાં મુક. એમના નશીબમાં હશે તો સવાર થતામાં તો કોઇ સિપાઈ, મુસાફર યા બહારવટીઆઓ એમને લઇ જઇ મારી નાંખી, તેમને નોર્મન બનાવી દેશે, અને પછી તને હમેશાની નિરાંત થશે."

વૉમ્બાએ કહ્યું "આ પેલાં ચાર પગે ચાલતા પશુઓને તું શું કહી બોલાવીશ?"

ભરવાડે કહ્યું. "સ્વાઇન (ડુક્કર) કહીને વળી, એટલુ તો એક મૂર્ખ માણસ પણ જાણે છે."

મસ્કરાએ કહ્યું, "હા, પણ સ્વાઇન (ડુક્કર) એ શબ્દ તો આપણી સેકસન ભાષાનો છે. પણ જ્યારે એક ડુક્કરને કાપીને લટકાવ્યું હોય ત્યારે તું એ ચીજને શા નામથી ઓળખે છે?"

"એ તો પોર્ક (ડુક્કરનું માંસ)'. ગર્થે જવાબ આપ્યો.

વોમ્બાએ કહ્યું "ચાલો, મૂર્ખમાં મૂર્ખ માણસ પણ એટલું તો સમજી શકે છે, એ જાણી મને આનદ થયો. તને ખબર છે કે પોર્ક (ડુક્કરનું માંસ) એ શબ્દ તો નોર્મન-ફ્રેન્ચ ભાષામાં વપરાતો શબ્દ છે. ત્યારે જો જ્યાં સુધી એક ડુક્કર જીવતું હોય અને સેકસન ગુલામના કબજામાં હોય ત્યાં સુધી સેકસન ભાષાના 'સ્વાઇન' શબ્દથી ઓળખાવ છે. પણ કમનશીબે જો કેસ્ટલ-હોલના એકાદ નોર્મન ઉમરાવને ત્યાં એ પકડાય ને પછી મીજબાની સારૂ એનું ભોજન તૈયાર થાય ત્યારે તો એ પોર્ક (ડુક્કરનું માંસ) નામના નોર્મન શબ્દથી ઓળખાઇ નોર્મન બને ખરૂં કે નહિ, કેમ ગર્થ બોલતો નથી"?

"વોમ્બા તારા જેવા વિદુષકના મોંમાંથી એક વાર તો ખરા શબ્દ નીકળ્યા ખરા."

વોમ્બાએ પોતાના ટીખલી સ્વભાવાનુસાર ફરીથી કહ્યું, "જો હું તને બીજા આવા દાખલા આપું." "કોઇ ગુલામ યા દાસ હાંકતો યા ચરાવતો હોય ત્યાં સુધી એક બળદ સેક્સન શબ્દ (ઓક્સ) બળદના નામથીજ ઓળખાય છે, પણ એના એ બળદના માંસનુ ભોજન તૈયાર થઇ ટેબલ પર મૂકાયુ હોય ત્યારે બીચારો બળદ એનું નામ 'બીફ' થઇ નોર્મન થઇ જાય છે. (કાફ) વાછરડાંને પણ કાપી રાંધીએ છીએ ત્યારે એ 'દ વો' (de Veau) કહેવાય છે. આથી જ્યાં સુધી એની સંભાળ લેવાની હોય ત્યાં સુધી એ સેક્સન રહે છે. પણ ઉજાણીના એક સાધનરૂપે વપરાવા માડે એટલે એ નોર્મન બની જાય છે."

ગર્થે કહ્યું, "'ઓ સેટ ડન્ટસ્યન,' આ તારી વાત ખરી ને દુ:ખમય છે. હવે તો આપણી પાસે શ્વાસ લેવા જેટલી હવા જ ફક્ત રહી છે. પણ જો આ હવા વગર આપણે એમનું કામ કરવા જીવી શકતા હોઇએ તો એટલી હવા પણ આપણને ના લેવા દે. ઉત્તમ અને પૌષ્ટિક ખોરાક એમને સારૂ જ જાણે સરજાયો હોય એમ લાગે છે સુદર ચીજોનો ઉપભોગ પણ એમના સિવાય કોઇ કરી શકતું નથી. કમનશીબ સેક્સનોના રક્ષણ સારૂ કોઇક સરદારો રહ્યા છે, બાકી અસખ્ય બહાદુર લડવૈયાઓએ પોતાના રાજા સારૂ જાનની દરકાર રાખ્યા વગર પરદેશ જઇ જાન આપવામાં પણ બાકી રાખી નથી. આપણા શેઠ સેડ્રીકનું ભલુ થજો કે એણે ગરીબ પ્રજાજનનુ રક્ષણ કરવાનું કામ હાથ ધર્યું છે, પણ થોડા જ વખતમાં રેજીનોલ્ડ ફ્રન્ટ-ડી-બો જાતે અહીં આવવાનો છે ને એના આવ્યા પછી સેડ્રીક બિચારાનું કાંઈ જ ચાલવાનું નથી". હો-હો-આમ આવ આખરે તું બધાંને વાળી લાવ્યો ખરો, કહી એણે મોટે અવાજે ફેન્ગને બુમ પાડી.

વિદુષકે કહ્યુ, "જો ગર્થ તુ મને છેક જ મૂર્ખ સમજતો હોય એમ લાગે છે; કારણ કે એમ ના હોય તો આવુ બોલી તારી જીંદગી જોખમમાં નાંખ જ નહિ. તુ હમણાં નોર્મનો સામુ જે બોલ્યો તેમાંથી એકાદ પણ શબ્દ ફ્રન્ટ-ડી-બો અથવા ફીલીપ-ડી-માલવૉઇઝીનને કહુ

નો તારા જેવા એક ગુલામ ભરવાડને અમીર ઉમરાવોનું અપમાન થાય એવા શબ્દ બોલવા માટે એકાદ ઝાડપર લટકાવી દઉં, બીજાં તેવું કરવાની હિંમત જ ના કરે એવો ધડો બેસાડે તે તને ખબર છે ? "

ગર્થે કહ્યું, " કેમ સાળા, પહેલાં વાતમાં ઉતાર્યા પછી તું મને દગો દઈશ કે ? "

' તને દગો દઉં ' વૉમ્બે કહ્યું. " એ તો ડાહ્યા માણસો કરી શકે પણ મૂર્ખ માણસ તો વગર વિચારે બકી દે એટલું એ જ. " એટલામાં કેટલાક ઘોડાના પગના ડાબલાનો અવાજ સાંભળતાં એ બોલ્યો, " પણ ઉભો રહે. એ શેનો અવાજ છે ? "

પોતાના સર્વ ડુક્કરો એકઠાં થઇ ગયાં હતાં તેમને ફેન્ગની મદદથી આપણે આગળ વાંચી ગયા તેવા એક અંધારા ને ઘટાવાળા ઝાડ નીચેથી હાંકતા હાંકતા ગર્થ બોલ્યો, " જે હશે તે ".

વૉમ્બાએ કહ્યું, " ના પણ મારે તો સ્વારો જોવા છે, કદાચ એ લોકો પરીઓના પ્રદેશમાંથી ઑબેરોન રાજાનો સંદેશો પણ લાવ્યા હોય ? "

" જ્યારે એ ચાર માઇલના અંતરમાં ગાજવીજ થાય છે ને મોટું તોફાન થવાનો સંભવ દેખાય છે, ત્યારે આવી મશ્કરી કરવાનું તને ભલું સુઝે છે. તને મરકી થાય તોએ સારૂં. " જોને પણે કડાકા કેવા થાય છે. કોઇ પણ ઉન્હાળામાં આવાં મોટાં ફોરાંથી વરસાદ પડવાની શરૂઆત થતી મે તો જોઇ નથી. શાંત હવા હોવા છતાં ઓક ઝાડો, કાંઇક તોફાન થવાનો ભય દેખી ચીચીઆરીઓ પાડે છે. તું સમજુ માણસ છે, ચાલ આપણે વેળાસર ઘેર પહોંચી જઇએ, કારણ કે આજની રાત તો ઘણી ભયાનક લાગે છે.

વૉમ્બાને આમાં કાંઇક સત્ય દેખાયું તેથી ઘાસ પર પડેલી લાંબી લાકડી ઉંચકી પોતાના સાથી જોડે ચાલવા માંડ્યું. આ પછી ફેન્ગની મદદથી ગર્થે પોતાના ઢંગરંગ વગર ચાલતા ટોળાંને લઇ જંગલમા થઇને ઘર તરફ પ્રયાણ આરંભ્યું.

# પ્રકરણ ૨ જું.

ઘોડાનાં પગલાંનો અવાજ પાસે આવતો જતો હોવાથી ગર્થ વૉમ્બાને ઉતાવળા ઘેર જવાનુ વારંવાર કહેતો હતો. છતાં એ વૉમ્બા તો વચ્ચે વચ્ચે કાચી શીંગોના ઝુમખાં તોડવા અને કોઇ ગરીબ છોકરી તરફ નજર નાખવાને બહાને ઠેકાણે ઠેકાણે ઉભો રહેતો હતો. આથી રસ્તામાંજ ઘોડેસ્વારોએ એમને પકડી પાડયા.

સ્વારો બધા મળી દશ હતા એમાંના આગલા બે મુખ્ય દેખાતાં ત્યારે પાછલા એમના સેવકવર્ગ જેવા જણાતા હતા. આ બે મુખ્ય માણસોમાંના એકનો ધંધો તથા મોભો જાણવાનુ કાંઇજ મુસ્કેલ ન હતું. એ ઉંચી પદવીનો ઉપમહંત હોય એમ જણાતું હતું. એનો પોષાક સીસ્ટરસીઅન સાધુના જેવો હતો, પણ સાધુઓને માટે નિયત કરેલા પોષાક કરતા આ ઉપમહંતનો પોષાક વધારે કિંમતી કાપડમાંથી બનાવેલો હતો. ફ્લેન્ડર્સના કિંમતી કાપડમાંથી બનાવેલા ઝભ્ભા અને ટોપી એના સ્થૂલ પણ કાન્તિવાન શરીરપર શોભી રહ્યાં હતાં. પહેરવેશના ઘાટ પરથી દુનિયાદારીની ચીજો તરફ એણે વૈરાગ્ય લીધો હશે એમ લાગતું. પણ આ વૈરાગ્યનું કોઇ પણ નિશાન એના ચહેરા પર નહતુ. શોખીન ને વિષયી માણસ જેવા આંખના પલકારાને લીધે એનો ચહેરો સુંદર કહી શકાય એમ નહતુ. ધંધા તથા મોભાને લીધે ધાર્યો ડોળ કરી શકવાની એને ટેવ પડી ગઇ હોવાથી એ ધારતો ત્યારે ગંભીર મુખમુદ્રા કરી શકતો પણ કુદરતી રીતે તો એનો ચહેરો આનંદી હતો. પોપ અને એની સભાની આજ્ઞા તથા મઠના નિયમોની વિરૂદ્ધ જઈ એણે પોતાના ઝભ્ભાની બાંયની આગલા ભાગપર કિંમતી રૂંવા રૂંવા મુકાવ્યા હતાં. ઝભ્ભાના ગળા આગળના ભાગપર સોનાનો ‘ક્લાસ્પ’ ઘાલ્યો હતો; ટુકામાં જેમ હાલના વખતની કવેકર સ્ત્રીઓ પોતાના મઠના નિયમ પ્રમાણે અમુક ઘાટના કપડાં પહેરે છે. છતાં જાતજાતની ઝુલઝાલરો લગાડી ભભકાબંધ દેખાવ કરવાનું

ચુકતી નથી તેમજ આ ઉપમહંતે પોતાના કપડામાં મઠે નિયત કરેલા ઘાટ સિવાય કાંઇજ નિયમ રાખ્યો ન હતો.

આ બન્ને ઉપમહંત રૂષ્ટપુષ્ટ કિમતી જીનવાળા અને ડોકમાં લગામ લટકાવેલા રૂપાના ઘુઘરાવાળા ખચ્ચરપર સ્વાર થયો હતો. એની બેસવાની રીત પરથી કેટલાક ઉપમહંતોને ઘોડાપર બેસતાં આવડતુ નથી તેમ ન આવડતું હોય એમ તો લાગતું નહોતુ. આથી ઉલટું એ હોશિયાર ઘોડેસ્વાર હોય એમ જણાઇ આવતું. ખચ્ચર આટલુ સુંદર, ચપળ ને ચાલાક હતું છતાં એનો ઉપયોગ આ શોખીન ઉપમહંત આવી મુસાફરી વખતેજ કરતો હોય એમ દેખાઇ આવતું હતું. એમના બીજા ઉપયોગ સારૂ, વેપારીઓએ, ધનવાન ને સંભાવિત ગૃહસ્થો સારૂ મહામહેનતે અને ભારે ખર્ચ ઉઠાવી પરદેશથી આયાત કરેલા સ્પેનીશ ઘોડામાંનો એક ઘોડો હતો. આ ઘોડો લઇ એક નોકર એમની પાછળ પાછળ ચાલતો હતો. આ કિમતી જનાવર પર એક મોટું ને ભારે ઉપરણું ઓરાઢયું હતું. જમીન પર પસડાય એટલા આ મોટા ને મોઘા ઉપરણા ઉપર ધર્માધ્યક્ષના મુગટો, ક્રોસો અને એવાજ બીજા ધાર્મિક નિશાનો ઘણી મહેનત લઇને ભરેલાં હતાં. બાજને એક માણસ એક ભારે લાદેલા ખચ્ચરને હાંકતો હતો. આ ખચ્ચર પર શેઠનાં કપડાં યા બીજી વસ્તુઓ લાદી હોય એમ જણાતું હતુ. આ ઉપરાંત એના સંઘમાં કાંઇક નીચી પદવીવાળા બે સાધુઓ હતા. એ બને જણા બીજા સાથીઓની દરકાર કર્યા વગર ટોળટપ્પા મારતા મારતા આગળ વધતા હતા.

આ ઉપમહંતના સાથીની ઉમર ચાળીસેક વર્ષની જણાતી હતી. એના શરીરનો બાંધો પાતળો, મજબુત, ઉંચો ને કસાએલો હતો. લાંબા વખતના શ્રમ ને ચાલુ કસરતને પરિણામે મનુષ્ય શરીરમાં રહેલી કોમળતા એનામાંથી નષ્ટ થઇ હતી, અને હજારો જાતના શ્રમ ભોગવેલા ને બીજા હજારો શ્રમો ભોગવવા તૈયાર માંસ, હાડકાં ને સ્નાયુના પુતળા જેવો એ જણાતો હતો. રાતાં રૂંવાવાળી કાગડા ટોપી એણે પહેરી હતી. એનો ચ્હેરો ખુલ્લે ખુલ્લો જણાતો. એને જોતાં બ્હીક તો લાગે કે ન લાગે.

પણ અજાણ્યા માણસ પર એનો કરબ તો પડતોજ. ગરમ દેશમાં ઘણો વખત એ રહ્યો હોવાથી એનો ભવ્ય ને પ્રભાવશાળી ચહેરો સીધી જેવો કાળો પડી ગયો હતો. ચહેરો ભાવહીન જણાતો હતો પણ જરા પણ મનોવિકાર થતાંને વારજ કપાળ પર તરતરી રહેતી ભુરી નસો, ઉપલા હોઠ ને કાળી મુછોનો ધ્રુજારો ભરી ગએલી લાગણીઓ સ્હેજમાં સજીવન થઇ હૃદયમાં તનમનાટ કરી મુકશે એમ સ્પષ્ટ બનાવી આપતો હતો. એની તીવ્ર હૃદયભેદક ને કાળી આંખોમાં મુશ્કેલીઓ દૂર કરવા તથા ભય હઠાવવા એણે કરેલા અસંખ્ય પ્રયાસોનુ સ્પષ્ટ દિગ્દર્શન થતું હતું, અને પોતાના રસ્તામાં ડખલ નાખનારને દૂર કરવા તલપી રહેલા એના મગજમાં રહેલો કોની માયે શેર સુંઠ ખાધી છે કે મારી ઇચ્છાને આધીન ના થાય એ ભાવ પણ સ્પષ્ટ જણાઇ આવતો હતો. એની ભમર આગળ પડેલો ઉંડો ઘા અને તેજ વખતે ઇજા પામેલી એક આંખમા જણાતા કપટી અણુસારાને લીધે બીજી રીતે કઠોર જણાતો એનો ચ્હેરો વધારે કઠોર દેખાતો હતો.

આ પુરૂષે એના સાથીના જેવા ને સાધુઓ પહેરે છે તેઓ લાંબો ઝબ્બો પહેર્યો હતો. ઝબ્બાના રાતા રંગ પરથી એટલુ તો નક્કી જણાતુ હતુ કે એ કોઇ ચાર જાણીના પંથોમાંનો સાધુ તો નથી જ. ઝબ્બાના જમણા ખભા આગળ સફેદ કપડાંનો એક ખાસ ઘાટનો ક્રાસ કાપીને ચોડેલો હતો. અંદરનો પહેરવેશ ઉપરના સધુ જેવા ઝબ્બાથી કાંઇક ઉલટા પ્રકારનો હતો. કપડાંના ખમીશ જેટલુ નરમ, લોખડની કડી કડીઓવાળુ બખ્તરનું, બાંયો ને હાથના મોજાવાળું ખમીશ એણે પહેર્યુ હતું. ઝબ્બાના પડમાંથી નજરે પડતી એની જાંગ પર પણ આવી કડીઓવાળુ બખ્તર હતુ ઘુંટણથી ઉપલા પગ પર લોખડની પટીઓ કરામતથી બાંધી હતી, અને ઘુંટણથી ઘુંટી સુધી લોખંડી મોજાં પહેરી એણે પગનું બરાબર રક્ષણ કર્યુ હતુ. એની પાસે ઉપયોગ પડે વાપરવા ફક્ત એકજ બેધારી ખંજર હતુ. આ એણે પોતાના પટામાં લટકાવ્યું હતું.

મુસાફરીમાં મહેનત આપી પોતાનો ઘોડો થકવી નાખવાને બદલે

એના મિત્રની માફક ખચ્ચરપર ન બેસતાં એ એક સાધારણ ઘોડાપર સ્વાર થયો હતો. એનો લડાઇનો ઘોડો એક સિપાઇ દોરવી લાવતો હતો. આ ઘોડાપર પુરતો સરંજામ હતો. એના માથાપર ટુંકા ખીલાવાળી સોખડી ટોપી હતી. જેનની એક બાજુએ ડેમેસીનની કારીગરીના હાથાવાળી ટુંકી લડાઇની કુહાડી હતી; ત્યારે બીજી બાજુએ સ્વારને પહેરવાની ભરચક ફુમતાવાળી બખ્તરની ટોપી હતી. આ સિવાય તે વખતના શૂરવીર સરદારોમાં વપરાતી બને હાથે વપરાય તેવી તરવાર પણ હતી. એક સિપાઇએ એનો ભાલો ઉચક્યો હતો. આ ભાલાના ઉપરના છેડા પર એક નાનો વાવટો ફરફરતો હતો. ઝભ્ભાપરના નિશાન જેવું જ નિશાન આ વાવટા પર ભરેલું હતું. તે ઉપરાંત સિપાઇ પાસે ત્રિકોણ આકારની એક નાની ઢાલ હતી. આ ઢાલ ઉપરથી છાતીનું સંરક્ષણ થાય એટલી પહોળી, અને નીચેથી છેક સાંકડી હતી. ભાલા પર કોતરેલી નકશી એના પર ઢાંકેલા લાલ કપડાંને લીધે દેખાતી ન હતી.

આ બે સીપાઇઓની પાછળ ચાલતા બે નોકરો એમના કાળા ચહેરા, સફેદ પાઘડી ને એશિયાનિવાસીઓના પોષાકને લીધે કોઇ પૂર્વ દેશના રહીશ હશે એમ જણાતું હતુ. આ લડવૈયા તથા સેવકોનો દેખાવ કાંઇક મસ્તાન અને પરદેશી હતો. એના સિપાઇઓનો પોષાક ભભકાદાર હતો. એના પૂર્વ પ્રદેશના નોકરોએ ગળામાં કંઠમાળ અને કાળા હાથપગ પર રૂપાનાં કડાં પહેર્યા હતાં. આ નોકરોના કોણી સુધીના હાથ અને ઘુંટણ સુધીના પગ તદ્દન ઉઘાડા જ હતા. એમના રેશમી અને ભરતવાળા પોષાક પરથી સરદારના ધન તથા મોભો જણાઈ આવતા હતાં. સ્વારના લડાયક પોષાકમાં રહેલી સાદાઈ તથા નોકરવર્ગના પોષાકમાં રહેલાં ડોળદમામની પરસ્પર વિરૂદ્ધતા પર આપણું ધ્યાન ખેચાયા વગર રહેતુ નહિ. આ નોકરવર્ગ પાસે વાંકી અને ઉત્તમ કારીગરી કરેલા હાથાવાળી તરવારો હતી. તરવારોને રાખવા છાતી પરથી નાખેલા સોના જડીત પટા પહેર્યા હતા. વળી આના કરતાં પણ ચઢીઆતી કારીગરીવાળા તુર્કસ્તાનની બનાવટના ખંજરો પણ એમની પાસે હતા.

પૂર્વના પ્રદેશમાં ચાલુ કાળમા થતાં ક્રિડા યુદ્ધોમાંના 'એલ જેરીડ' ના પ્રખ્યાત ક્રિડાયુદ્ધમાં વપરાતી અને સારેસન લોકોમાં પ્રચલિત ચાર ફુટ લાંબી અણીયાળા પોલાદના માથાવાળી બરછીઓ પણ એમના જીનના મોર પર લટકતી હતી.

આ નોકરોના ઘોડા સ્વારના જેવા જ પરદેશી હતા. ઘોડા સારેસન એટલે અરબી જાતના હતા. એમના નાજુક સુંદર અવયવો, ચપળ ચાલ, નાનાં નાનાં ઘુંટણ અને પાતળી ચાલને લીધે આ ઘોડા અને ભારે બખ્તર સજી બેસનાર યોદ્ધાનો ભાર ખમી શકે એવા ભારે શરીરવાળાને મોટા હાડકાંવાળા નોર્મન દેશમાં થતા ઘોડામાં આસમાન જમીનનો તફાવત રહેતો. જો આ બે જાતના ઘોડા સાથે ઉભા રાખ્યા હોય તો એક ઘોડાનો બીજો તો ફક્ત ઓળોજ હોય એમ લાગતુ હતુ.

આવી વિચિત્ર ઘોડાની ટુકડી તરફ વૉમ્બાનુ ધ્યાન ખેચાય એમા તો નવાઇજ નહોતી. પણ દહમનવાળા ગર્થનુ પણ ધ્યાન તે તરફ ખેચાયુ. લોકોની કહેણી જો સાચી હોય તો શિકાર, મીજબાની, અને ધર્મ સબધી લીધેલા સોગદથી તદ્દન વિરુદ્ધ આચરણો તરફના ઉપમહતના ખાસ પ્રેમને લીધે એ આસપાસના ગામોમા સારી રીતે પ્રખ્યાત હોવાથી ગર્થે જોતાની વારજ જૉરવોલ્કસના ઉપમહતને ઓળખી કાઢયો.

આ જમાનામાં ધર્માધિકારીઓ અને સાધુના વર્તનનુ ધોરણ ઉચ્ચ ન હોવાથી ઉપમહત એયમર આવો ખટેરી હોવા છતાં પાડોશના ગામોમા એ સારો કહેવાતો. એ મૂળ નોર્મન ઉચા કુટુંબનો હોવાથી ઉચા કુટુબના ગૃહસ્થો જોડે એને સબધ નો હતો જ. તેમાં વળી ધાર્મિક ફરજોમાથી ચુકનારને સહેલાઇથી માફી બક્ષવાની એની ટેવ તથા એના મળતાવડા ને આનંદી સ્વભાવને લીધે પૈસાવાળા માણસો સાથે એને ગાઢો સબંધ થયો હતો. સ્ત્રી જાતના તરફદારી કરનાર માણસની નીતિ અનીતિ વિષે સાધારણ રીતે સ્ત્રીઓ બારીક તપાસ તો કરતી નથી. તેમાંએ વળી અસલના સરદારોના મહેલના દિવાનખાના અને સ્ત્રીઓના દિવાનખાનામાં રહેલો અણગમો દૂર કરવાની જેનામાં અસાધારણ શક્તિ હોય તેની તપાસ તો

હોય જ કયાંથી ? તેમાં વળી ઉપમહંતે કેળવેલા બાજપક્ષી ને ઝડપી શિકારી કુતરાઓને લીધે ઉત્તર તરફ શિકારે જતા સરદારોના જુવાન છોકરાઓનો પણ પ્યાર મેળવ્યો હતો. વૃદ્ધની સાથે કામ પડતાં એ અતિશય સભ્યતાથી મોટી મોટી વાતો કરી છાપ પાડતો. એનું પુસ્તકજ્ઞાન ઉપરચોટયુ જ હતું; છતાં એ વાતથી અજાણ વૃદ્ધ પુરૂષો એને ઘણો જ્ઞાની જાણી માન આપતા હતા. એની વર્તણુક ને ભાષામાં રહેલી બનાવટી ગભીરતા તથા દેવળ અને ધર્માધ્યક્ષની ફરજો સંબંધી ગભીર મુખે વાત કરવાની એની રીતને લીધે એને પવિત્ર માનવા એમનુ મન લલચાયા વગર રહેતુ જ નહિ ઉપમહંતો પોતાની ફરજ બરાબર બજાવે છે કે નહિ એ જોવાની ને જડે તો ભુલો શોધવાની ટેવવાળાઓ પણ એયમર ઉપમહંતની ભુલો દરગુજર કરતા હતા. એ ઉદાર હતો, અને પુરાણોમાં કહ્યું છે તે અર્થમાં તો નહિ પણ સાધારણ રીતે ઔદાર્ય બતાવનાર માણસના અવગુણો તરફ લોકો આખમીચામણાં કરે છે, તેમ એના સબધમા પણ બન્યુ હતુ. એનુ રીતસરનું ખર્ચ નીકળતાં, મઠની ઉપજનો મોટો ભાગ એની પાસે પડી રહેતો હોવાથી, ગામડાંનાં લોકોને એ જાતજાતની મદદ આપતો, અને ઘણાં દુખીઓને મદદ કરતો હતો. એયમર ઉપમહત ઘણીવાર શિકારે જાય યાતો મીજબાનીઓમાં જઈ મોડી રાતે ઘેર આવે અથવા તો સંકેત કરેલા સમાગમ સ્થાનમાં રાત્રિ ગાળી પ્હો ફાટતાં પાછલે દરવાજેથી છુપાછને એના મઠમાં પેસતો. કોઇ જોતું તો લોકો નજર ફેરવી લઈ એના આગળ આવી ગએલા ઉપમહંતોમાં આ અવગુણો હોવા ઉપરાંત આના જેવા બીજા સારા ગુણો ન હતા; તો આ એટલો તો સારો એમ વિચારી મનને સતોષ વાળતા. એયમર ઉપમહંત અને એમની વર્તણુક, આ જ કારણથી, આપણા સેક્સન દાસ વર્ગમાં પુરેપુરી રીતે જાણીતા હતા. એમણે એને નમન કર્યું, અને એણે રિવાજ મુજબ આશીર્વાદના બે બોલ કહ્યા.

એમનું ધ્યાન આ ઘોડેસ્વારો તરફ ખેંચાયું તો હતું જ. તેમાં વળી અર્ધ સાધુ જેવા અને અર્ધ લડાયક સરદાર જેવા કાળા ચહેરાવાળા

અજાણ્યા મુસાફર તથા બેડોળ પહેરવેશ અને શસ્ત્ર સજેલા પૂર્વના નોકરો જોઈ એ લોકો એવા તો અજાયબ થઈ ગયા હતા કે ર્જોરવોલ્કસના ઉપમહતે એક રાતને માટે રહેઠાણ મળે એવું પાસે કોઇ મકાન છે કે નહિ એમ પૂછેલા સવાલનો જવાબ આપી શક્યા નહિ. નોર્મન ભાષામાં અપાયલા આશીર્વાદ તથા પુછાએલો સવાલ આ સેક્સન ગામડીઆઓ સમજી તો શક્યા હતા પણ કદાચ એમને આ પુછવાની રીત અસભ્ય લાગી હોય તેથી પણ જવાબ આપવાની દરકાર ન કરી હોય તો કોણ જાણે ! આથી સેક્સનો તથા નોર્મનો વચ્ચે વપરાતી ભાષામા મોટો અવાજ કાઢી ઉપમહતે કહ્યું, " ભાઈ પરમેશ્વર તરફના પ્યાર અને દેવળ તરફના માનને ખાતર પરમેશ્વરના આ બે ગરીબ સેવકોને એમના સંઘ સાથે એક રાત ઉતારો આપી શકે એવું આટલા પાડોશમા કોઇ છે ખરૂં ?" દમામી ને ગર્વભર્યા અવાજે આ નમ્ર શબ્દ વાપરી એણે ઉપરનો સવાલ પૂછ્યો

મશ્કરો હતો છતા પોતાના શબ્દ બહાર સંભળાઈ ના જાય એની પુરતી સાવચેત રાખી વેમ્બા મનમાં બબડ્યો, " ધર્મના બે નમ્ર સેવકો જોયા ? એમના દેવળોમા રહેતા રસોઇઆઓ તથા બીજા નોકરો તો કેવાએ હશે ? "

આટલું મનમા બડબડી એણે પુછાયલા સવાલનો જવાબ આપ્યો. " જો આપને સોઇ સગવડવાળું રહેઠાણ જોઈતું હોય તો થોડેક દૂર બ્રીક્સવર્થ મઠ આવશે ત્યા તમારા જેવા ધર્મગુરૂઓને સારો આવકાર મળ્યા વગર નહિ રહે. ને જો તમારી ઇચ્છા થોડી ઘણી મુસ્કેલીઓ વેઠી તપ કરી પવિત્ર થવાની હોય તો આ સામી ખીણમાથી થોડે છેટે જશો તો કૉપમેનહર્સ્ટનો આશ્રમ આવશે. આ આશ્રમનો સાધુ તમને એક રાતનો વાસો આપવા ઉપરાત તેની પ્રાર્થનાનો પણ લાભ આપશે."

આ બને સૂચનાઓ ઉપમહતને પસંદ પડી નહિ. " મારા ભલા મિત્ર ! મને તો લાગે છે કે આ ઘંટનાદને લીધે તારી અક્કલ બહેર મારી ગઇ છે. બાકી તને એટલી તો ખબર પડેજ કે કોઇ સાધુ સંન્યાસી,

સાધુ સંન્યાસીના પરોણા થાયજ નહિ. અમે મઠનિવાસીઓ એકમેકની પરોણાગત કરવાનુ સમજતા નથી. એથી ઉલટું સાધારણ જનસમાજને આવી રીતે પરમેશ્વરના નમ્ર સેવકોની પરોણાગત કરવાની તક આપી પરમેશ્વરની સેવા કરવાનુ સાધન આપીએ છીએ."

વામ્બાએ કહ્યું, "હા, એ ખરૂં છે. હુ ખર્ચ છું અને તમારા ખચ્ચરની માફકજ મને પણ ઘટબાંધી મારી શોભામાં વધારો કર્યો છે, પણ મારા ધારવા મુજબ તો પરોપકારની શરૂઆત ઘર આગળેથી કરવી એમ કહ્યું છે, તે મઠનિવાસીઓને પણ લાગુ પડવુજ જોઇએ."

ઉચ્ચ અને તીવ્ર અવાજે ઘોડેસ્વારે કહ્યું, "ચાલ હવે તારો મિથ્યા લવારો બંધ કર અને જો તને ખબર હોય તો અમને...રસ્તો બતાવ. એયમર ' તેં કોનુ નામ કહ્યુ હતુ ?"

ઉપમહતે કહ્યું, "સેડ્રીક ધ સેક્સન ! ઓ ભલા ભાઇ અહીંથી એનું ઘર કેટલુ આઘે છે. તને એનો રસ્તો ખબર છે ?"

પહેલીજ વાર વચ્ચે બોલતાં ગર્થે કહ્યું, "રસ્તો જડવો મુશ્કેલ છે અને સેડ્રીકના ઘરના બધાં વહેલાં સુઇ જાય છે.'

લડાયક સ્વારે કહ્યુ "છટ એવુ તુ ના બોલીશ. સુઇ ગયાં હશે તો મુસાફરને જોઇતી ચીજ પુરી પાડવા ઉઠવુ એ કાંઇ મુશ્કેલ નથી. રાતવાસો અમે માગીને લેના નથી. એ મેળવવાનો તો અમારો હક્ક છે."

ગર્થે કાંઇક ચીડથી કહ્યું, "મારા શેઠના ઘરમાં જો રાતવાસો મળે તો મોટું માન મળ્યુ ગણાય. એવા મારા શેઠના ઘરનો રાતવાસો હકથી લેવા માગતા માણસને ઘર બતાવવુ કે નહિ તેનો વિચાર કરવા જેવું છે."

"મારી સાથે તકરાર કરવી છે ?" આટલુ બોલી ઘોડાને એડી મારી આગળ કર્યો ને એને મનથી લાગેલી ઉદ્ધતાઇ સારૂ ગર્થને સજા કરવા ચાબુક હાથમાં લીધી.

ગર્થે કાંઇક વેરભરી ને તિરસ્કારયુક્ત નજરે જોતાં જોતાં ઝનુનથી પણ અચકાતાં અચકાતાં પોતાના ચપ્પુના હાથાપર હાથ મુકયો; પણ

ઉપમહંત એયમરે પોતાના સાથી અને ભરવાડની વચ્ચે પોતાનું ખચ્ચર આણી થતી લડાઇ અટકાવી.

"ભાઈ બ્રાયન, હું ઇશ્વરનું નામ લઈ કહું છું કે પેલેસ્ટાઇનના મૂર્ત્તિપૂજક તુર્કો અને નાસ્તિક સારેસન લોકો પર દોર ચલાવો છો. ત્યાં હાલ તમે નથી, અમે બેટવાસીઓ તો ઇશ્વરની શિક્ષાને જ માનીએ છીએ." નાનો રૂપાનો સિક્કો વૅમ્બા તરફ ફેંકી એ બોલ્યો, "મને સેડ્રીક ધ સેકસનનો રસ્તો બતાવ. તુ એ રસ્તાથી અજાણ તો હોય જ નહિ, અને રસ્તો ભુલો પડેલો માણસ આપણા કરતા હલકા દરજ્જાનો હોય તોએ તેને રસ્તો બતાવવો એ તો મનુષ્ય માત્રની ફરજ છે."

"પૂજ્ય ગુરુજી તમે ખરૂં કહો છો, પણ તમારા સોબતીના સારેસન મીજાજ તથા દોરને લીધે મારા જેવાના હોંશ ગગડી ગયા છે. હું આજ રાત્રે ઘેર જઇશ કે નહિ એ એક સવાલ છે."

"જા, જા," ઉપમહંતે કહ્યું. "તુ જો ધારે તો અમને રસ્તો બતાવી શકે એમ છે. આપણી ઇસુખ્રિસ્ત (Holy Sepulchure)ની પવિત્ર કબર પાછી મેળવવા સારેસનો સાથે થતી લડાઇમાં આ મારા સાથીએ આખી જીંદગી ગાળી છે. નાઇટ ટેમ્પલરનો હોદ્દો એને મળ્યો છે. એ અર્ધ સાધુ અને અર્ધ લડાયક યોદ્ધો છે.'

એ તો ખરૂં પણ જો એ અર્ધ સાધુ હોય તો રસ્તે જતાં માણસો તરફ પોતાના પૂછેલા સવાલનો જવાબ મળતા જરા વાર થાય તો અર્ધો જ મિજાજ ખોવા જોઇએ.

ઉપમહંતે કહ્યુ, "જો તું મને સેડ્રીકના મહેલનો રસ્તો બતાવે તો હું તને તેં આ મશ્કરી કીધી છે તોયે માફ કરીશ."

વૅમ્બાએ કહ્યું, "જુઓ ત્યારે તમે લોકો આ ને આ રસ્તે એક દટાએલો ક્રોસ આવે ત્યાં સુધી સીધા ને સીધા જજો. આ ક્રોસ જમીનથી એક જ હાથ ઉંચો છે. આ ક્રોસ આગળ ચાર રસ્તા છે, પણ જો તમે ડાબે હાથે વળીને ચાલ્યા જશો તો તોફાન આવતાં પહેલાં તો આપ પહોંચીએ જશો."

ઉપમહતે વૅમ્બ્યાનો ઉપકાર માન્યો ને રાતને વખતે ચઢી આવતાં તોફાન પહેલાં કોઇ સહીસલામત જગાએ પહોંચી જવા, જેટલી ઝડપથી જવાય તેટલી ઝડપથી, એ લોકો પોતાના અસબાબ સાથે ઉપડી ગયા ઘોડાની ખરીઓનો અવાજ સંભળાતો બંધ થયો કે ગર્થે કહ્યું, “ તારે બતાવેલે રસ્તે જો એ લોકો જશે તો ભાગ્યે જ આજ રાતે રોધરવુડ પહોંચશે. ”

દાંત કચકચાવતા વૅમ્બ્યાએ કહ્યું, “ નહિ જ. એમના નશીબ પાધરાં હશે તો એ લોકો વખતસર શેફીલ્ડ પહોંચશે, અને ત્યાં એમને યોગ્ય આવકાર મળશે, પણ હરણનો શિકાર કરવા દેવાની મારી જો ઇચ્છા ના હોય તો શિકારી કુતરાને હરણની બખોલ બતાવી દઉં એવો હું મૂર્ખ નથી. ”

ગર્થે કહ્યું, “ તારૂં કહેવુ ખરૂ છે. લેડી રૉવેના એયમરની નજરે ના પડે તો સારૂ. વળી સેડ્રીકના સ્વભાવ પ્રમાણે જો તકરાર થાય તો આ લડાયક સાધુ જોડે લડાઈમાં ઉતરવું પડે એ પણ ઇચ્છાસ્પદ નથી. પણ સારા નોકરોની ફરજ તો ચુપચુપ સાંભળવામાં જ સમાઇ છે. માટે આપણે તો એમ જ કરવુ. ”

પોતાને સેકસન વંશજો માનવામાં ગર્વ ધરતા થોડા માણસો સિવાય ઉચ્ચ કોમના માણસોમાં વપરાતી નોર્મન-ફ્રેન્ચ ભાષામાં વાતો કરતા કરતા ઘણે આઘે નીકળી ગએલા ઘોડેસ્વારોનું શું થયું તે હવે આપણે જોઇએ.

ટેમ્પલરે સીસ્ટરસીઅન સાધુને પુછ્યુ, “ આ લોકો આવી ઉદ્ધતાઇથી કેમ બોલતા હતા ? અને એમને ઠેકાણે આણવા હું ગયો ત્યારે તમે વચ્ચે કેમ આવ્યા ? ”

ઉપમહંતે કહ્યું, “ આ લોકો સાથે કામ ઘણું સાચવીને લેવાનું હોય છે. જરા પણ છેડાતાંને વાર ઝેર કે ખંજરનો ઉપયોગ એ લોકો કરી નાખે છે. એમાનો એક વિદુષક હતો એટલે સીધા જવાબ આપીજ કેમ શકે ? ઈંગ્લાંડમાં વસતા સેકસનોમાં કેટલાક જંગલી, ઝનુની અને હઠીલા

છે એ તો મેં તમને ઘણીવાર કહેલુ છે. બીજો માણુસ આ જાતનો હતો. આ જાત હાલની વિજેતા પ્રજા સામે પોતાનાથી બને તે રીતે અણગમો બતાવી પોતાનું વૈર વળ્યુ માને છે."

બ્રાયને કહ્યું, " મે એને તરત ઠેકાણે આણ્યો હોત. આવા સ્વભાવવાળા માણુસ સાથે હું બરાબર ટેવાએલો છું. તુર્કલોકો જેવી હઠીલી અને ઝનુની પ્રજા મે બીજી જોઈ નથી. એ લોકો પણ મારા ગુલામ ઉપરીની નીચે બે મહીના રહે છે એટલામાં તો નમ્ર, આજ્ઞાધીન, ઉદ્યોગી ને નરમ ઘેંસ બની જાય છે. "

ઉપમહત એયમરે કહ્યું, " દરેક દેશના રીતરીવાજ જુદી જુદી જાતના હોય છે. વળી તમે જો એને માર્યો હોત તો સેડ્રીકના ઘરનો રસ્તો આપણને બતાવત નહિ અને કદાચ એણે રસ્તો કહ્યો હોત તો આપણી ને સેડીક વચ્ચે નાહક તકરાર ઉભી થાત. એટલુ ધ્યાનમાં રાખજો કે આ ઉમરાવ મગરૂબ, ઝનુની. શકાશીલ, અને ચીઢીઆ સ્વભાવનો છે. એ સરદારોની સામે ટક્કર ઝીલી શકે એમ છે. રેજીનોલ્ડ ફ્રન્ટ-ડી-બો અને ફીલીપ-ડી માલવૉઈઝીન જેવા જબરા સરદારો સામુ પણ એ ટક્કર ઝીલે છે. એ હેપટાર્કીના સરદાર હેરવર્ડની ઓલાદનો સીધો વંશજ હોવાથી ઘણો મગરૂબ છે અને સેકસનોના હક્કનું રક્ષણ કરવામાં એવો તો ચુસ્તપણે વળગી રહે છે કે બધા એને સેડ્રીક-ધ-સેકસનના નામથીજ ઓળખે છે. જ્યારે કેટલાકો વિજેતા પ્રજા તરફથી અપમાન યા ત્રાસ ખમવાની બીકે પોતે સેકસન જાતના છે એ છુપાવવા પ્રયત્ન કરે છે ત્યારે એ પોતે સેકસન કહેવડાવવામા ગર્વ માને છે."

ટેમ્પલરે કહ્યું, " તુ સ્ત્રીઓના સહવાસનો શોખીન છું, સૌંદર્યની કિંમત આંકી શકે એમ છે અને પ્રેમની દરેક દિશામાં તુ ભલભલા કવિઓને હઠાવે એવો નિપુણ છું, ત્યારે રૉવેનાના સૌંદર્યનું તેં કરેલુ વર્ણન જો ખરૂ હશે તો એના સેડ્રીક જેવા રાજદ્રોહી ને ધૂની બાપની ખુશામત કરવા માટે જે સંયમ અને ક્ષમા રાખવી પડશે તેનો બદલો સૌંદર્ય સારૂ વખણાતી રૉવેનાનું અનુપમ સૌંદર્ય જોવાથી વળી જશે."

ઉપમહતે જવાબ આપ્યો, "સેડ્રીક એનો બાપ પણ નથી, તેમ એનો કાંઈ પાસેનો સગો પણ નથી. એ સેડ્રીકની દૂરની સગી થાય છે ને એ જે ઉચ્ચ કુટુંબનો ગણાવા પ્રયત્ન કરે છે તેનાં કરતાં વધારે ઉંચ કુળમાં રૉવેના જન્મી છે. સેડીક તો એનો વાલી છે. મારા ધારવા પ્રમાણે રૉવેનાનું વાલીપણું પોતે જ લીધુ છે છતાં એ એને પોતાની છોકરી જેટલી જ વહાલી છે. આપણે ત્યાં જ જઇએ છીએ એટલે એના સૌંદર્યનું વર્ણન ન કરતાં તારી પોતાની આખોને જ પરીક્ષા કરવાનું સોંપુ છું. જો એના ચહેરા પર રહેલી તેજભરી સુરખી અને એની નરમ ને ભુરી આંખોમાં રહેલી નમ્ર અને ભવ્ય ક્રાન્તિથી તું પેલેસ્ટાઇનની કાળા વાળવાળી સુંદરીઓ અને મહમદ પેગમ્બરના સ્વર્ગની અપ્સરાઓને ભુલી ના જાય તો હું ખરો સાધુ નહિ."

ટેમ્પલરે કહ્યું, "આ સુંદરી જો તારા વખાણ કર્યા મુજબ સુંદર ના નીકળે, તો આપણી સરત તો તને યાદ છે ને ?"

ઉપમહતે કહ્યું, "હા, મારે સોનાનો કૉલર અને તમારે ચીનાઇ વાઈન–શરાબની દશ બાટલી. આ બાટલીઓ મારા મઠના ભંડારીઆમાં મુકાઈ ગઇ જ હુ સમજું છું."

ટેમ્પલરે કહ્યું, "તારૂ વર્ણન ખરૂં છે કે નહિ તે નક્કી કરવાનું મારા હાથમાં છે. અને ગયા પેન્ટેકૉસ્ટ (ઇસ્ટર પછીના પંદર દિવસે આવતો તહેવાર) પછી રૉવેના જેવી સુંદર સ્ત્રી મે જોઇ નથી એમ હુ કહું તો જ સરતમાં તુ જીતે એમ છે. ઉપમહત આપણી સરત એવી જ હતીને ? તારો કૉલર ભયમાં છે. એસ્બી–ડી–લા–ઝુશની મેદનીમાં હું તારો કૉલર પહેરીને જવાની ઉમેદ રાખુ છું."

ઉપમહતે કહ્યું, "તારા પર મને વિશ્વાસ છે, અને બહાદુર લડવૈયા તથા એક પાદરી તરીકે સચ્ચાઇથી સોગદ ખાઇ તું એ જીતીશ તો મને વાંધો નથી. પણ મારી શીખામણ માનો તો પૂર્વના ગુલામ તથા સેવકો સાથે તોરમાં વાત કરવાની તમારી ટેવ બદલી કાંઇક સભ્યતાથી વાત કરજો. સેડ્રીક–ધ–સેક્સન જો છેડાશે અને એને વાંધો પડતાં વાર લાગતી

નથી તોએ તમે એક બહાદુર લડવૈયા છો તે, મારી ઉચી પદવી અને આપણા બનેના ધાર્મિક મોભ્ભાનો જરાએ વિચાર કર્યા વગર મધરાત હશે નો એ આપણને ઘરમાંથી કાઢી મૂકશે. રૉવેના તરફ તમારૂં વર્તન ઘણું સભ્ય રાખજો, કારણ કે એની સમાળ એ ઘણી ચીવટાઇથી રાખે છે. જો તમારા તરફ એને આ બાબતમાં શક પડી તો પછી આપણા ભોગ મળ્યા જ સમજજો. એના ધારવા મુજબ 'બ્લેસેડ વરજીન' ની જેમ આપણે દેવળમાં ફક્ત ભક્તિભાવથી જ પૂજા કરીએ છીએ તેમ રૉવેનાની સર્વેએ પૂજા કરવી જોઈએ. એમ કહેવાય છે કે એના એકના એક છોકરાએ રૉવેના તરફ કાંઇક જુદા જ ભાવથી ફક્ત નજર કરી હતી, તેટલામાં તો એને નાવારસ ઠરાવી ઘરમાથી કાઢી મૂક્યો છે."

ટેમ્પલરે કહ્યું, "ઠીક, ઠીક, એ તો હું સમજ્યો. એક રાત સારૂ હું મારૂ મન સંયમમાં રાખીશ અને એક નમ્ર કુમારિકા જેવો વિનયી થઇશ. પણ આપણને જોરજુલમથી જો એ કાઢી મૂકવા તૈયાર થશે તો મારા સિપાઇઓ હેમેટ અને અબડાલ્લાની મદદથી હુ તમને એ અપમાનમાથી બચાવી લઇશ. આપણો બચાવ કરવો એ કાંઈ મુશ્કેલ વાત નથી."

ઉપમહતે કહ્યું "પણ વાત એટલે સુધી લાવવાનું કારણ જ શું? લ્યો વિદુષકે બતાવેલો ક્રોસ તો આવી પણ પહોચ્યો, અને રાત તો એવી અધારી છે કે કયે રસ્તે આપણે જવુ તે પણ દેખાતું નથી. મને લાગે છે કે એણે ડાબી બાજુએ વળવાનું કહ્યુ હતુ."

"મને યાદ છે તે પ્રમાણે તો એણે જમણી તરફ વળવાનુ કહ્યુ હતુ," બ્રાયને કહ્યું.

"ડાબી તરફ જ એણે કહ્યું હતુ ને એણે લાકડાની તરવારથી નિશાની કરી ડાબી તરફ વળવાનું બતાવ્યુ હતુ તે તો મને હજુ યાદ છે."

ટેમ્પલરે કહ્યું, "તે ખરૂ, પણ એણે ડાબે હાથે લાકડાની તરવાર ઝાલી હતી અને શરીરપરથી ડાબો હાથ વાળી એણે બતાવ્યું હતુ તે યાદ છે?"

બન્ને જણા પોતપોતાના કહેવાને ચુસ્તપણે વળગી રહ્યા. કોનું કહેવું ખરૂં છે, તે જાણવા નોકરોને બોલાવ્યા પણ વૉમ્બાની વાતચીત કોઇએ સાંભળી ન હતી. સાંજના ઘુઘરા વખતને લીધે પહેલા નજરે ન પડેલા ક્રોસ પાસે સુતેલા એક માણસ તરફ પ્રાયનની નજર પડી. "આ અહીં કોઇ સુતેલુ જણાય છે. હુગો એને ભાલાના બુઠ્ઠા છેડાથી જગાડ જોઇએ."

આ ક્રિયા અમલમાં મુકતાને વાર જ માણસ ઉઠયો અને ફ્રેન્ચ ભાષામાં બોલ્યો, "મારા વિચારમાં ખલેલ પાડનારનું-પછી ગમે તે માણસ હોય-વર્તન સભ્ય નથી."

ઉપમહંતે કહ્યું, "અમારે સેડ્રીક-ધ-સેકસનના રૉધરવુડ મકાનનો રસ્તો પૂછવો હતો, માટે જ એમ કરવું પડયુ છે".

અજાણ્યા મુસાફરે કહ્યું, "મારે પણ ત્યાં જ જવું છે અને મારી પાસે જો ઘોડો હોય તો રસ્તો અટપટો હોવા છતાં, ત્યાંનો હું ભોમીઓ હોવાથી રસ્તો બતાવી શકત."

"અમને સહીસલામત રીતે સેડ્રીકના ઘર સુધી તું પહોંચાડીશ તો તારો ઉપકાર માનવા ઉપરાંત સારો બદલો આપીશું." ઉપમહંતે કહ્યું.

આટલું કહી પોતાના દોરીને આણેલા ઘોડા પર એક નોકરને બેસાડયો અને નોકરનો ઘોડો ભોમીયાને અપાવ્યો.

વૉમ્બાએ જાણી જોઇને મુસાફરોને ભુલાવવાના ઉદ્દેશથી બતાવેલા રસ્તાથી ઉંધીજ દિશામાં ભોમીયો એમને લઈ ગયો. રસ્તો ઘાડા જંગલમાં વળ્યો, અને એક પછી એક અનેક ઝરાઓ ઓળગવા પડયા. આ ઝરાઓ પાસે આવતા ત્યારે લીલ તથા કાદવને લીધે ભૂવા પડી ગએલી જગાઓ આવતી પણ કુદરતી રીતે જ જાણે એ ભુવાઓની એને ખબર પડતી હોય એમ મજબુત અને ભય વગરના રસ્તા પર થઈને ધ્યાનથી ને કાળજીથી મુસાફરોને ઝાડની વિશાળ ઘટા આવતાં સુધી એ દોરી ગયો. ત્યાં આવી એક મોટા નીચા અને વિચિત્ર બાંધણીના મકાન તરફ આગળી કરી, "પેલો સેડ્રીક-ધ-સેકસનનો રોધરવુડ મહેલ." એમ બોલ્યો.

બીકણ સ્વભાવનો એયમર ભૂલાવાળા રસ્તામાંથી ધીમે ધીમે પસાર થયો, ત્યારે એવો તો બીકથી સદ થઇ ગયો હતો કે નવાઇને ખાતર પણ એક પણ સવાલ ભોમીયાને પૂછવાની એણે હિંમત કરી નહતી. મકાન નજરે પડવાથી એયમર ખુશ થઈ ગયો. કાંઇક ધીરજ વળી અને એણે ભોમીયાને એ કોણ છે તથા ક્યાંથી આવ્યો છે, તે વિષે સવાલ પુછ્યા.

" હોલી લૅન્ડ "થી હમણાંજ ચાલી આવતો યાત્રાળુ છું. ઇસુખ્રિસ્તની પવિત્ર કબર હાથ થઇ હોત ત્યાં સુધી તું ત્યાંજ રહ્યો હોત તો ઠીક થાત " ટેમ્પલરે કહ્યું. ટેમ્પલરને જોતાને વારજ આ ભોમીયાએ ઓળખ્યો હોય એમ લાગ્યુ, કારણકે એણે તરતજ જવાબ આપ્યો કે, " હા ! એ ખરૂં છે પણ માનનીય સર નાઇટ એ શહેર જીવતે જોખમે પણ પાછું મેળવવાના સોગંદ ખાનાર આપ જેવા ગૃહસ્થો જ્યારે ફરજમાંથી મુક્ત થઈ આટલા દૂરના પ્રદેશમાં મુસાફરી કરતાં નજરે પડે તો પછી મારા જેવો એક શાંત જીવન ગાળનાર ગામડીઓ ફરજ બજાવવામાંથી અળગો થાય એમાં આપને આટલી નવાઇ કેમ લાગે છે ? "

ટેમ્પલરે ગુસ્સાથી જવાબ વાળ્યો હોત પણ ઉપમહતે આટલો વખત પરદેશ ગાળ્યો છતા જંગલનો આ રસ્તો તમને આટલો યાદ કેમ રહી શક્યો એ પુછી અચંબો બતાવ્યાથી વાત અટકી.

" હું આજ દેશમાં જન્મેલો છું " આટલું બોલતામાં એ લોકો સેડ્રીકના મહેલ પાસે આવી પહોચ્યા. આ મકાન નીચી બાંધણીનું હતું. આજુ બાજુ નાના નાના ચોક અને વાડા હતા. આને લીધે આ વિશાળ મકાન જોઈ એનો માલિક ધનવાન હશે એમ જણાઈ આવતું હતું ખરૂં, પણ ઉંચા મિનારાવાળા બુરજો તથા કાંગરાવાળા નોર્મન ઉમરાવોના મહેલથી જુદાજ પ્રકારનું હતું. આ વખતે નોર્મન બાંધણી ઇંગ્લાંડમાં સર્વ ઠેકાણે ચાલુ થઈ ગઇ હતી.

છતાંએ રૉધરવુડને કાંઈ બચાવના સાધનો નહોતાં એમ નહિ. તે

વખતના અંધાધુંધીના સમયમા તો બીજી સવારે મકાન લુંટાવી મૂકવું હોય અગર બળાવી મૂકવુ હોય તે જ માણસ, પોતાનુ મકાન અરક્ષિત રાખે. મકાનની ચારે બાજુએ પાસેના ઝરામાથી ભરાતી ઉંડી ખાઇ હતી. ખાઇને બે બાજુએ પાસેના જંગલમાંથી આણેલા લાકડાંના અણીયાળા કઠેરા કર્યા હતા. બહારના કઠેરામાં પશ્ચિમ તરફ એક દરવાજો મૂકી દાખલ થવાતું, અને અદરના કઠેરામાં દાખલ થવા એવો જ એક દરવાજો હતો; બેની વચ્ચે ખાઇ ઉપર ખસેડી શકાય એવો પૂલ હતો. આ દરવાજાઓની બને બાજુએ ભીંતના ખુણાઓ એવી રીતે કાઢયા હતા કે એની પાછળ ભરાઇ હલ્લો કરનાર દુશ્મનો ઉપર ભાલા ને તીરનો વર્સાદ વર્સાવી શકાય.

ગાજવીજ કરતાં અને તોફાન કરતાં વાદળાંઓમાંથી મુસળધાર વરસાદ વરસતો હોવાથી ટેમ્પલરે આ દરવાજા આગળ ઉભા રહી જોરથી પોતાનું રણશીંગડું ફુંકયું.



# પ્રકરણ ૩ જું.

દિવાનખાનાની છતની ઉંચાઇ એની પહોળાઇ ને લંબાઇના પ્રમાણમાં ઘણી ઓછી હતી. આ દિવાનખાનામાં પાસેના જંગલના એક લાકડામાંથી ઘડેલું, મોટું, બેડોળ ને પોલીસ વગરનું ટેબલ મુકેલું હતું. ટેબલપર સેડ્રીક–ધ–સેક્સનનું ભોજન પીરસવાની તૈયારીઓ થઇ ગઇ હતી. વળી અને સાકટાના છાપરા નીચે છત જેવું ના કરતાં પાટીયાં અને છાવણ (thatch) મૂકી સંતોષ માન્યો હતો. ઓરડાના બંને છેડા પર બે મોટી સઘડીઓ ચણાવેલી હતી અને ધુમાડીયા મૂક્યાં હતાં. ધુમાડીયાંની બનાવટ એવી કઢંગી હતી કે અડધો ધુમાડો ઓરડામાંજ ફેલાતો. નીચાં છાપરાંનાં મોભ અને વળીઓ પર આ ચાલુ નીકળતા ધુમાડાનું કાળું કાજળ થઇ ચોંટતું હોવાથી કાળો રંગ કર્યો હોય એવું જણાતું હતું. ભીંતો પર લડાઇ તથા શિકાર સમયે વાપરવાના શસ્ત્રો લટકાવેલાં હતાં. આ મોટા મકાનનો બીજા ભાગમાં જવા આવવા સારૂ ઓરડાને ચારે ખુણે, વચ્ચેથી વળે એવાં બારણાં હતાં. સેક્સન સમયની સાદાઇ જાળવી રાખવામાં સેડ્રીક ગર્વ માનતો હોવાથી ઓરડાનું રાચરચીલું પણ સાદું હતું. ભોંયતળીયે હાલના વખતમાં ખળીમાં થતી છાબ ધીની જેમ ચુના માટીનો કોબો કર્યો હતો. ઓરડાના ચોથા ભાગમાં ભોયતળીયું એક પગથીયાં જેટલું ઉંચું કર્યું હતું. આ એક ઉંચા આસન જેવી ગણાતી જગ્યાએ મકાનના મુખ્ય માલીકના કુટુંબજનો અને સારા સારા પરોણાઓ બેસતા હતા. આ લોકોને માટે અહીં એક કિંમતી લાલ કપડું ઓરાદેલું ટેબલ ત્રાંસુ મુક્યું હતુ. ટેબલના વચલા ભાગમાથી ટેબલ ધાટનું એક લાંબુ પાટીયુ ઘરના નોકર વર્ગ તથા સાધારણ સ્થિતિના અભ્યાગતો માટે હતું, તેથી આખા ટેબલનો ઘાટ અંગ્રેજી 'ટી' મૂળાક્ષરને મળતો આવતો હતો. અસલના વખતમાં જમવા બેસવા સારૂ આ આકારના ટેબલ જ વપરાતાં હતાં. ઑક્ષફૉર્ડ અને કેમ્બ્રીજની પ્રાચીન ઢબપર ચાલતી કૉલેજોમાં આવા ટેબલો હજુ પણ નજરે પડે છે. ઉંચી કરેલી જમીન પર મોટી ખુરશીઓ તથા એની

આગળ મુકેલું ટેબલ ઢંકાય એટલો નાનો ચદરવો બાંધ્યો હતો. આ ચંદરવો બાંધવાનો ઉદ્દેશ શોભા ઉપરાંત, કઢંગી બાંધણીવાળા છાપરામાંથી વરસાદના દહાડામાં ઠેકઠેકાણે પાણી ગળે ત્યારે અને જોરથી પવન ફુંકાય ત્યારે ત્યાં બેસનારને રક્ષણ આપવાનો પણ હોય એમ દેખાતું.

ઓરડાના આ ઉંચા ભાગની ભીંતો પર પડદાઓ ટાંગ્યા હતા ને જમીન પર ગાલીચા પાથર્યા હતા. પડદાઓ અને ગાલીચાપર રંગબેરંગી ભભકાદાર રંગોથી ઉંચું ભરતકામ ને ચિત્રકામ પણ કરેલુ હતુ ઓરડાના નીચેના ભાગના છાપરા નીચે આપણે ઉપર જોયું છે તેમ કોઇ પણ જાતનું ઢાંકણુ ન હતુ. ત્યાંની જેવી તેવી છાએલી ભીંતો ઉઘાડી હતી, અને કોબાવાળી જગ્યાપર પાથરણુ ન હતુ. ટેબલ પર ચાદર ન હતી અને ખુરશીઓને બદલે મોટી ને જાડી બાસ્ટીઓ મુકી હતી.

ઉપરના ટેબલની વચ્ચોવચ્ચ કુટુંબના વડીલ સ્ત્રી પુરૂષ સારૂ બે મોટી ને બીજાથી કાંઇક ઉંચી ખુરશીઓ મુકી હતી. અહીં બેસી "ભોજન પીરસનાર" એ સેક્સન કહેતી મુજબ વડીલ સ્ત્રી પુરૂષ ઘરનાં સર્વ માણસોને ભોજન પીરસાવતાં.

ખુરશીઓ પાસે હાથીદાંત જડેલી અને વિચિત્ર કોતરણીવાળી પગ ટેકવવા બે બાજઠો મુકી ખુરશીની મહત્તા વધારી હતી. હાલ આમાંની એક ખુરશી પર સેડ્રીક-ધ-સેકસન બેઠો હતો. સેડ્રીક જો કે દરજ્જામાં એક જમીનદાર હતો છતાં અસલના તેમ હાલના વખતમાં ઘરનો વડીલ ધારેલી ચીજ ન થતાં મીજાજ ખોઇ દે છે તેમ આજે વાળુ મોડું થવાથી સેડ્રીકનો પણ મીજાજ ગયો હતો.

આ માણસ ચહેરાપરથી નિખાલસ પણ ઉતાવળો, તામસી સ્વભાવનો દેખાતો હતો. એનું કદ મધ્યમ હતુ. એની પહોળી છાતી, લાંબા હાથ અને માંસલ કોઠાને લીધે એણે ઘણી લડાઇઓમાં મહત્વનો ભાગ લીધો હશે અને શિકાર ખેલવાનો એને ઘણો શોખ હશે એમ જણાતું હતું. એના ચહેરાનો ઘાટ પહોળો હતો. વિશાળ ભૂરી આંખો, ઘાટીલું માથું, સુંદર સફેદ દાંત અને ચહેરા પર જણાતા સરળ ભાવને

લીધે એ સાધારણ રીતે હોય છે, તેમ તામસી તથા ઉતાવળીઆ સ્વભાવનો હોવા ઉપરાંત આનંદી પણ હશે એમ જણાઇ આવતું હતું. વારવાર પોતાના હક્કો પર તરાપ પડતી હોવાથી અને એ હક્કોનું રક્ષણ કરવામાં જ આખી જીંદગી ગાળવી પડવાથી એ સશંકી અને ગર્વિષ્ટ થયો હતો, તે એની આંખોમાં સ્પષ્ટ નજરે પડતું હતું. સંજોગોને લીધે એના અડગ, જલદ ને ઉતાવળીયા સ્વભાવને ચેતતા રહેવાની ટેવ પડી ગઇ હતી. વચમાં સેંથો પાડી એણે પોતાના લાંબા પીળા વાળ ઓળી ખભાપર લટકતા રાખ્યા હતા. એ લગભગ સાઠ વર્ષનો થયો હતો છતાં એના માથામાંથી સફેદ વાળ જડવો મુશ્કેલ હતો. એણે લીલા રંગનો ઝભ્ભો પહેર્યો હતો. આ ઝભ્ભાની બાંહ્ય તથા ગળા આગળ 'એરમીન' કરતા હલકા પ્રકારના 'મીનેવર' નામથી ઓળખાતાં ભૂખરા રંગની ખીસકોલીના રૂવાં મૂકયા હતા. એના શરીર પર તંગ પહેરેલી લાલ બંડી પર બટન વગર લટકતો હતો. બંડીના કપડામાંથી બનાવેલી ફક્ત સાથળો જ ઢંકાઈ રહે એટલી ટુંકી તંગડી જેવી પાટલુન એણે પહેરી હતી. ગામડીઆના ચપલ જેવા જ ઘાટના એણે પહેરેલાં ચપલો કિંમતી ચામડાંનાં હતા. આ ચપલો પર સોનાના બકલો મૂકેલા હતાં. એણે ગળામાં તથા હાથ પર સોનાના દાગીના પ્હેર્યા હતા. કમ્મર પર લટકતા કિંમતી જવાહીર જડેલા પટામાં લટકાવેલી બેધારી સીધા ઘાટની ટુંકી તરવાર એની બાજુમાં લટકતી હતી. એની ખુરશીની પાછળ રૂવા રૂવાવાળા કપડાંના અસ્તરવાળો ખુલતો ડગલો અને એજ કપડાંની ભરચક ભરતવાળી ટોપી લટકી રહ્યાં હતાં. આ શ્રીમંત જમીનદાર બહાર જતી વખતે એ ડગલો ને ટોપી વાપરતો હતો. ભુંડને મારવાનો પહોળા, ચળકતા માથાવાળો ભાલો ખુરશી પર ભેરવ્યો હતો તે એ બહાર જતો ત્યારે લાકડીની જગ્યાએ અને જરૂર પડે તો શસ્ત્ર તરીકે વાપરતો હતો. આ સેક્સન લૉર્ડના કેટલાક નોકરો એની પાછળ ઉભા હતા. ગર્થના ખરબચડા પહેરવેશ અને એમના કપડામાં નોકરીના ચઢ ઉતર દરજ્જા પ્રમાણે કિંમતમાં ફેર જણાતો. ઉચ્ચ દરજ્જાના બે ત્રણ નોકરો ઉચ્ચ આસન પર શેઠની

ખુરશીની પાછળ ઉભા હતા ત્યારે બીજા બધા નોકરો ઓરડાના નીચલા ભાગમાં ઉભા હતા. આ સિવાય બીજી જાતના સેવકો પણ ત્યાં હતા. એના બીજા સેવકો તે વરૂ અને કોહલાંની પાછળ પડવા પાળેલા બે ત્રણ મોટા ઘણા વાળવાળા શિકારી કુતરાઓ, ટુંકી ગરદનવાળા, મોટાં માથાવાળા, મોટા હાડકાંવાળા ને લાંબા કાનવાળા શિકારી કુતરાઓ, અને ખાવાનુ ક્યારે આવે એ વાટ જોતા બેઠેલા અને ચહેરાપરથી સ્વભાવની પરીક્ષા કરવાની વિદ્યામાં પ્રવિણ એક બે નાના ટેરીઅર જાતના કુતરાઓ હતા. શેઠના વિચારમા ખલલ ન પડવાની ઇચ્છાથી યાતો શેઠની પાસે પડેલી સફેદ લાકડીના ફોંસા પડવાની બીકે આ બધા કુતરા શાંતિથી બેસી રહ્યા હતા આ ચોપગા સેવકોને કાબુમાં રાખવા વપરાતો સફેદ દડ લાકડાની કથરોટ પાસ પડ્યો હતો. ખાસ લાડકો દેખાતો એક વિકરાળ દેખાવનો કુતરો શેઠના આસનની વધારે પાસે બેઠો હતો. આ કુતરો વખતોવખત પોતાનુ નાક શેઠના હાથમા મૂકી અને વાળવાળુ માથું શેઠના ઘુટણ પર ટેકવી આજીજી કરી શેઠનુ ધ્યાન ખેચવા પ્રયત્ન કરતો હતો. એને પણ સખ્ત અવાજે શેઠ વારંવાર ટોકતા હતા, “ બાલ્ડર, બેસ, નીચે બેસ. આજે મારો મિજાજ ઠેકાણે નથી હોં. ”

ખરૂં કહીએ તો આપણે જોયુ છે તેમ સેડ્રીકનું મન આજે શાંત નહતું. લેડી રૅવેના દૂરના મદીરે ગઇ હતી ત્યાંથી એને આવતાં મોડુ થયુ હતુ, અને રસ્તામા ઝાપટું પડયુ હતુ. તેથી ભીના થએલા કપડાં બદલવા એ ગઇ હતી. ગર્થ અને એનાં ડુક્કરોને લઇને પાછા આવવાનો વખત ક્યારનોએ વીતી ગયો હતો. વખત એવો હતો કે પાસેના જંગલમાં વસતા બહારવટીઆઓએ એમના પર ધાડ પાડી હશે કે પાસેના કોઇ બળવાન સરદારે પોતાના જોરને લીધે કાયદા કાનુનોને ન ગણતાં લૂંટ પાડી હશે કે શું થયું હશે ! એવી એવી જાત જાતની શંકાઓ ઉત્પન્ન થવી સંભવિત હતી. જે જે સ્થળોએ ચરવાની બીડોવાળાં જંગલો હતાં ત્યાં ત્યાં વસતા સેક્સન લોર્ડો પોતાની મિલ્કતનો મોટો ભાગ ડુક્કરમાં રાખતા હોવાથી ડુક્કરોની આટલી ચિંતા રહે એ સ્વાભાવિક જ હતું.

આ સેક્સન લૉર્ડના જાતજાતના ટેલટપ્પા મારી આનંદ આપતા વિદુષક વૉમ્બાની મશ્કરીઓથી જમણ અને પીણાની લ્હેર ઓર આવતી હતી. તેની ગેરહાજરી પણ એનો મિજાજ જવાનું એક કારણ હતું. વળી સેડ્રીકે બપોરે ખાધું નહતું, સાંજનો હમેશનો જમવાનો વખત પણ વીતી ગયો હતો. કાંઇક પોતાની જાતને કહેતો હોય તેમ અને કાંઇક રૂપાની પ્યાલી ભરી વખતોવખત દારૂ આપતા નોકરને કહેતો હોય તેમ ધીમે ધીમે એ વચ્ચે વચ્ચે ગણગણતો હતો. એ બોલ્યો, " લેડી રૉવેના હજુ કોની વાટ જુએ છે ? "

હાલના વખતમાં કુટુમ્બમાં સ્ત્રીવર્ગની માનીતી દાસી જે હિમતથી પોતાના શેઠને જવાબ આપે તેવી હિમતથી રૉવેનાની એક દાસી બોલી, " એ એના માથાનો પોષાક બદલે છે. બહાર જવાનાં કપડાં પહેરીને એ જમવા બેસે એવુ તો તમે પણ નહિ કહો. આ પરગણાંમાં તો કોઇપણ સ્ત્રી મારી શેઠાણી જેટલી ઝડપથી કપડાં બદલી શકતું નથી. "

"અહ" જેવો અવાજ કરી સેડ્રીકે આ દલીલનો જવાબ આપ્યો. પોતાની ચીઢ કાઢવાનુ જાણે ઠેકાણું હોય તેમ દારૂ આપનાર તરફ ફરીને એ બોલ્યો. " પણ કયા સેતાને ગર્થને આવતાં અટકાવ્યો છે ? મને લાગે છે કે હમણાં આપણે ડુક્કરનાં ટોળાંને નુકસાન થએલુ સાંભળીશું. ગર્થ નિમકહલાલ અને ચોક્કસ છે એમ હું માનતો અને હું એને મારા અંગરક્ષક જેવી ઉચ્ચ નોકરી આપવાનો વિચાર કરતો હતો. "

દારૂ આપનાર ઓસવૉલ્ડે નમ્રતાથી કહ્યું. " કરફ્યુના (વિલ્યમ ધ કોન્કરરના વખતથી સાંજને વખતે હંમેશાં દરેક ગામમાં એક ઘંટ વગાડવામાં આવતો. આ ઘંટ થયા પછી આખા રાજ્યમાં દીવો રાખનારને દંડ થતો. આ હુકમ જુલમી હુકમ ગણાતો હતો ) ઘંટ થએ હજુ ભાગ્યેજ કલાક થયો હશે. " પણ આ કહ્યાથી સેક્સનના મન પર શાંતિ થવાને બદલે ઉંધીજ અસર થઈ.

સેડ્રીક બોલ્યોઃ " કરફ્યુ ઘંટનું સત્યાનાશ જાવ " અને એ દાખલ કરનાર જુલમી દાસીપુત્ર તથા એક સેક્સન આગળ આ ઘંટની વાત

કરનાર નિષ્ઠુર હૃદયી ગુલામનું નિકંદન જજો. 'કરફ્યુનો ઘંટ'! શું કરફ્યુ ઘંટ?" ઘટ થતાંને વાર દરેક ગૃહસ્થને દીવા ઓલવી અંધારામાં બેસવાની ફરજ પાડતો, અને લુંટારા અને ધાડપાડુઓને એમના કામમાં મદદ કરતો કરફ્યુ ઘટ? રેજીનોલ્ડ-ફ્રન્ટ-ડી-બૉ અને ફીલીપ-ડી-માલવૉઇઝીમ દાસીપુત્ર વીલીયમ માફક જ આ ઘંટનો ઉપયોગ કરી જાણે છે. અરે હૅસ્ટીંગ્સની લડાઇમાં લડનાર દરેક નોર્મનને એ ઘંટનો ઉપયોગ આવડે છે. મને લાગે છે કે બહારવટીઆઓને ચોરી અને લુટફાટ કરવાની તક આપ્યા સિવાય બીજે ધંધે એ લોકો વળગાડી શકતા નથી. મારી ખાત્રી છે કે ભૂખે મરતા બહારવટીઆઓએ મારી મિલ્કત લુટી લીધી હશે, અને મારા નિમકહલાલ નોકરોનું! ખુન કર્યું હશે! પણ વૉમ્બા ક્યાં છે? હમણાં કોઇ બોલ્યું ને કે એ ગર્થની સાથે ગયો છે?"

ઓસ્વોલ્ડે હકારમાં જવાબ વાળ્યો.

"એમ? એક પછી એક નવી વધામણી આવે છે! સેકસન વિદુષકને નોર્મન લૉર્ડની સેવા ઉઠાવવા લઇ જવામાં આવ્યો છે? આપણે એમની સેવા ઉઠાવીએ છીએ તેથી આપણે એમનો તિરસ્કાર ખમવાને જ યોગ્ય છીએ. આપણે જન્મથી ઓછી અક્કલવાળા માણસો કરતા પણ વધારે મૂર્ખ છીએ. પોતાને નુકસાન થયુ જ છે એ ધારી લઇ ટુંકો ભાલો હાથમાં લઇ ખુરશી પર અધીરાઇથી ઉંચો નીચો થતાં એ બોલ્યો, "પણ હું વેર લઇશ. હું મારી ફરિયાદ છેક મહાસભા સુધી લઇ જઇશ. મારે મિત્રો છે ને મને સહાય કરે એવા સાથીઓ છે. દરેક નોર્મનને એકેક માણસની સામુ લડવાનું બીડું ઝડપવા કહીશ. બીકણ માણસોને વધારે હથીયાર હોય તેમ વધારે હિમત આવે છે; માટે એમને બખતર પહેરીને આવવા દઇશ. એમની લડાઇની ઢાલો કરતાં ત્રણગણી જાડી ને મજબુત ઢાલ મે આવી બરછીથી છેદી નાખી છે. એ લોકો મને વૃદ્ધ થયો માને છે, તેજ સારૂં છે. હું વૃદ્ધ અને અપુત્ર છું. છતાં હેરૉલ્ડનું રક્ત મારી રગેરગમાં વહે છે, તેની એમને

ખાતરી થશે. અહા વીલફ્રેડ ! વીલફ્રેડ !" ધીમા અવાજથી એ બોલ્યોઃ "જો તે તારી અવિચારી લાગણીઓ વશ રાખી હોત તો તોફાનના ઝપાટામાં ચોમેર પથરાઈ રહેલી ને રક્ષણ વગરની ડાળીઓવાળા એકલવાયા એક ઝાડના જેવી સ્થિતિ તારા બાપની થઈ ના હોત ?" આ વિચાર થતાં એના ગુસ્સે થએલા મન પર કાંઇક દુ ખની વાદળી આવી. જાણે કાંઈ દિલગીરીભર્યા વિચાર કરતો હોય તેમ બરછી નીચે મૂકી દઈ નીચી નજર નાખી એ ખુરશી પર બેસી ગયો.

રણશીંગાના મોટા અવાજ તથા દિવાનખાનામાં, ઘરના બીજા ભાગમાં બેઠેલા વીસ પચીશ કુતરાઓના ભસવાના શોરબકોરથી આ વિચારવમળમાંથી સેડ્રીક એકદમ જાગ્યો, સફેદ દડનો ઉપયોગ થોડો ઘણો થયો અને નોકરોએ એમને શાંત કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે જ આ અવાજ શાંત થયો.

જ્યારે ઘોંઘાટ બંધ પડયો ને પોતાનો અવાજ સંભળાય એટલી શાંતિ થઇ ત્યારે સેડ્રીક ઉતાવળથી બોલ્યો, "દરવાજા પર જાવ. જઇને જુઓ કે રણશીંગુ આપણને શી ખબર આપવા માંગે છે ? મારી જમીન પર કોઇએ ધાડ પાડી લાગે છે."

બે ચાર પળ પછી નોકરે પાછા આવીને કહ્યું કે, "આજથી બે દિવસ પછી એશ્બી-ડી-લા-ઝુશ-ની પાસે થનારાં ક્રિડાયુદ્ધમાં જતાં જ્યુરવોલ્કસના એયમર ઉપમહંત અને શુરવીર ને માનનીય 'નાઇટસ ટેમ્પલર્સ'નો દરજ્જો ભોગવતા બહાદુર સરદાર બ્રેઇન-ડી-બોઇ-ગીલ્બર્ટ પોતાના થોડાક સેવકવર્ગ સાથે આજનો રાતવાસો રહેવા ઇચ્છે છે."

"એયમર ? એયમર ઉપમહંત ? બ્રેઇન-ડી-બોઇ-ગીલ્બર્ટ ?" સેડ્રીક બડબડયો. "બંને નોર્મનો છે. પણ નોર્મન હોય કે સેક્સન હોય તો એ રૅાધરવુડના બારણાં પરોણા સારૂ હંમેશ ઉઘાડાં જ છે. એ લોકો ઉતરવા માગે એટલે એમને આવકાર ઘટે છે. છતાં જો એ લોકો અહિં ના આવ્યા હોત તો વધારે સારૂં થાત ! પણ એક રાતના રહેઠાણ તથા ખાવાનુ આપવામાં બડબડાટ કરવો એ કાંઇ સારૂં કહેવાય નહિ. એટલી

તો મને આશા છે કે આ નોર્મનો અહીં રહેશે ત્યાં સુધી તો સભ્યતાથી વર્તશે. સફેદ દંડ લઇ સેડ્રીકની પાછળ ઉભેલા કારભારી જેવા જણાતા માણસને કહ્યું કે, "હન્ડબર્ટ, છ નોકરોને લઇને જા અને પરોણાઓને ઉતારો આપવાના ઓરડાઓ આ અજાણ્યા માણસોને બતાવ. એમના ઘોડા તથા ખચ્ચરને અનાજપાણી અપાવજે. આ પરોણાઓને બદલવા કપડાં જોઇએ તો આપ, સઘડીઓ સળગાવજે, હાથ મોઢું ધોવા પાણી અને પીવા માટે દારૂ આપ અને આપણા રસોઇઆને જલદીથી બનાવાય એવી એક બે વાનીઓ બનાવવાનું કહે ને પરોણા તૈયાર થઈને આવે કે જમણ પીરસો. પરોણાઓને કહેજે કે સેડ્રીક સેકસન લોહીના વંશજો સિવાય કોઇનું પણ પોતાના ઉચા આસનથી ત્રણ પગલાંથી વધારે આગળ જઇ સ્વાગત ના કરવું એવા સોગદ લીધા છે. નહિ તો એ જાતે આવીને તમારો આદરસત્કાર કરત, જલદી જા અને સભાળથી એમની બરદાસ કરજે. મેં પરોણાગત કરવામાં પૈસાની કસર કરી એવું કહેવા એમને વારો ના આવે એ સભાળજે.

શેઠનો હુકમ અમલમાં મૂકવા, કારભારી થોડાક નોકરોને લઇને ગયો. ઓસ્વૉલ્ડ તરફ ફરી સેડ્રીક બોલ્યો, ' મારી ભુલ ના હોય તો એયમર ઉપમહંત ગાઇલ્સ–ડી–મોલવેરેર જે હમણાં મીડલહૅમનો લૉર્ડ થયો છે તેનો ભાઇ છે ખરૂ ને ? "

ઓસ્વૉલ્ડે હકારમા માથુ ધુણાવ્યું. " એનો ભાઈ એના કરતાં કુળવાન જાતના મીડલહૅમના અલફગાર ઉમરાવના મકાન અને માલમિલ્કતનો દુરૂપયોગ કરે છે. પણ કયા નોર્મન લૉર્ડે એમ કર્યું નથી ? લોકોનું કહેવું જો ખરૂં હોય તો આ ઉપમહંત આનદી ને લ્હેરી છે. ને પોતાની ફરજાનુસાર પ્રાર્થના કરવા કરતાં એને મીજબાનીઓ તથા શિકાર ખેલવાનું વધારે પ્રિય છે. ઠીક, એને આવવા દો. ટેમ્પલરનું નામ તું શું બોલ્યો ?"

" બ્રેઇન–ડી–બોઇ ગીલ્બર્ટ ".

ફક્ત નોકરોની જ સાથે રહેનારા માણસની ઢબ પ્રમાણે અને પોતાની જાત સાથે જ વાત કરતો હોય તે માણુસ બોલે તેવા ધીમા અવાજે વિચાર

કરતાં કરતાં એ બોલ્યો, " બોઇ-ગીલ્બર્ટ ? બોઇ-ગીલ્બર્ટ ? સારાં અને ખોટાં એમ બંને સારૂ એ નામ જગજાણીતું છે. તેમ જ સાધારણ રીતે એના પંથના માણસોમાં નજરે પડતાં મગરૂબી, ઉદ્ધતાઇ, ક્રુરતા અને વિષયલંપટ જેવા દુર્ગુણો એનામાં છે. વળી આ દુનિયાની કે બીજી દુનિયાની બીક પણ ન જાણનારો કઠણ હૃદયનો એ કહેવાય છે. પેલેસ્ટાઇનથી પાછા ફરેલા થોડાક લડવૈયાઓએ આ કહેલું છે-હશે ! જે હશે તે. એક જ રાતનો સવાલ હોવાથી એ ભલે આવે. ઓસ્વૉલ્ડ, આપણા જુનામાં જુના દારૂના પીપ ઉઘાડજે ને ટેબલ પર ઉત્તમમાં ઉત્તમ મધનો દારૂ, બળવાન દ્રાક્ષારસ, સ્વાદિષ્ટ મોરેલો દારૂ, ફીણવાળો શેમ્બનો દારૂ, અને સુવાસિત સફરજનનો દારૂ લાવી મોટા મોટા શીંગડાના પ્યાલા ભરજે. ટેમ્પલર તથા ઉપમહંતને ઉત્તમ દારૂ ઘણો ભાવે છે. એલજીથા, રૉવેનાને જઈને કહે કે એમની પોતાની ખાસ મરજી ના હોય તો દિવાનખાનામાં આજની રાત જમવા ના આવે.

હાજરજવાબી એલજીથા બોલી કે, " પણ તમે જાણો જ છોને કે પેલેસ્ટાઇનની ખબરો સાંભળવાની એમની હમેશાં મરજી હોય છે ? "

સેડ્રીકે દાસી તરફ એક તિક્ષણ નજર ફેંકી પોતાનો ગુસ્સો બતાવ્યો, પણ લેડી રૉવેનાના દાસદાસીઓ એના સખ્ત ક્રોધના ભોગ કદી ન થતાં. એ ફક્ત એટલુ જ બોલ્યો, " ચૂપ રહે, તે હવે બહુ બકવા માંડયું છે હો તું તારે મે કહ્યુ છે તે તારી શેઠાણીને કહેજે. એ એની મરજીમાં આવશે તેમ કરશે. આલફ્રેડના વંશની કુંવરીનું રાજ્ય મારા ઘરમાં તો છે, છે ને છે જ. " એલજીથા ઓરડામાંથી બહાર ગઇ.

" પેલેસ્ટાઇનિ ? " સેડ્રીક બોલ્યો, " પેલેસ્ટાઇન અહા ! હા ! એ ખુનખાર પ્રદેશમાંથી આવતા ઢોંગી જાત્રાળુઓ અને લંપટી સરદારો કેવી કેવી વાતો લાવે છે ? અને આ વાતો સાંભળવા લોકો કેવા ગાંડા થઇ જાય છે ? હુ પણ કદાચ પૂછું-હુ પણ કદાચ તપાસ કરૂં. અને પરોણા થઈ આવેલા ઢોંગી રાહદારીઓની વાત ધડકતે હૃદયે સાંભળવા બેસું. પણ ના જેણે મારૂ કહ્યુ ના માન્યું તે મારો છોકરો જ નહિ. અને

હું ખભાપર ક્રોસ લટકાવી, કુંછદી વર્તન રાખી, બીનજરૂરી લોહી વહેવડાવી પોતાની જાતને પરમેશ્વરના સેવક માનનાર ત્યાં લડવા ગએલા લાખો માણસો કરતાં એની જરાપણ વધારે દરકાર નહિ કરૂં. ”

એકાદ પળ સુધી ભમર ચડાવી એ જમીન તરફ જોઈ રહ્યો. જ્યારે એણે ઉંચી નજર કરી ત્યારે દિવાનખાનાના છેક છેલ્લા ખુણાનું બારણું ઉઘડ્યું અને પોતાની પાછળ મસાલો ઝાલીને ચાલતા ચાર નોકરોને લઈ કારભારી આવેલા પરોણાઓને લઇને દાખલ થતો દેખાયો.



# પ્રકરણ ૪ થું.

કપડાં બદલવાની તક મળતાં ઉપમહંત એયમરે મુસાફરી વખતે પહેરેલો ઝભ્ભો કાઢી, કિંમતી કપડાંનો ઝભ્ભો અને વિચિત્ર ભરતકામ કરેલો જામો પહેર્યો. પોતાની ધાર્મિક પદવી બતાવી આપતી જાડી સોનાની સીલની વીંટી ઉપરાંત એણે મઠના નિયમ વિરૂદ્ધ જઇ, કિંમતી રત્નોની વીંટીઓ આંગળી પર પહેરી દીધી. સ્પેનથી મંગાવેલા સુવાળા ચામડાની ચંપલો પણ પહેરી. મઠમાં જેટલી નાનામાં નાની દાઢી રાખવાની છુટ હતી તેટલી એણે રાખી હતી. અને પોતાનું મુંડેલું માથું ભરચક ભરતવાળી લાલ રંગની ટોપી પહેરી ઢાકી દીધુ હતું.

નાઈટ ટેમ્પલરનો દેખાવ પણ ફરી ગયો હતો, એણે જોકે દાગીના ઓછા પહેર્યા હતા છતાં એનો પોષાક એના સાથીના જેટલો જ કિંમતી હતો, અને એનો ચહેરો તો એના સાથી કરતાં વધારે ગૌરવયુક્ત જણાતો હતો. બખ્તરનું શર્ટ કાઢી નાખી એણે રૂંવા મૂકી શોભીતુ કરેલું ઘેરા જાંબુડા રંગનું રેશમી બદન ઉપર ડાઘ વગરનો સફેદ રંગનો ને ઘણી ચીનવાળો ઝભ્ભો પહેર્યો હતો. એના મઠના નિયમ મુજબ આઠ છેડાવાળો ક્રોસ, કાળી મલમલમાંથી કાપી એના ખભા ઉપર ચોડયો હતો. હમણાં એણે ઉંચી ટોપી ન પહેરતાં માથુ ખુલ્લુજ રાખ્યું હોવાથી એના શ્યામ ચહેરાને મળતાં શ્યામરંગના વાંકડીઆ વાળ દેખાઇ આવતા હતા. એને જોહુકમી ચલાવવાની ટેવ પડવા જો આગળ પડતો ના હોત તો એની ચા આકર્ષક કહી શકાત.

આ બે મોભાદાર પુરૂષોની પાછળ એ અને એમનાથી થોડે દૂર એમનો સાધારણ જાત્રા ચાલતો હતો. એક ખરબચડા ને કાળા કપડાંના ઝભાથી એના આખા શરીરનું રક્ષણ થયું હતું. આ ઝભાનો ઘાટ હાલના ઘોડેસ્વાર પલટણના સિપાઇઓ પહેરે છે તેવો હતો. જાડી ચપલો, ચામડાના પટાથી એના

ઉઘાડા પગપર બાંધી હતી. માથાપર મોટી, છાંયડો મળે એવી અને કોકલ પ્રાણીની પવિત્ર મનાતી છીપો, ટોપીની વાડ પર શીવી હતી. આ ઉપરાંત આ મુસાફર પાસે લોખંડની અણીવાળી ઉપરના છેડાપર પામના ઝાડની ડાળી ઘાલેલી એક લાંબી લાકડી હતી. ઓરડામાં દાખલ થતાં છેલ્લામાં છેલ્લા નોકરની પાછળ એ ધીમો ધીમો ચાલતો હતો. સેડ્રીકના તથા પરોણાઓના ચાકરો ટેબલપર પરાણે માઇ શકશે એમ એણે જોયું તેથી એ કોઇ જમી રહે ત્યાં સુધી વાટ જોવાનો વિચાર કરીને સઘડીની પાસે જઈ પોતાનાં કપડાં સુકવવા રોકાયો. કદાચ રસોઇઓ એને થોડુઘણું ખાવાનું ત્યાં બેસશે તોએ આપશે એવી એને આશા હતી.

પરોણાઓને આવકાર આપવા સેડ્રીક મુખપર પ્રસંગને છાજતી ગંભીરાઇ રાખી ઉચ્ચ આસન પરથી નીચે ઉતર્યો. ત્રણ પગલાં ભર્યાં ને એમને આવવાની રાહ જોતો ઉભો રહ્યો.

એણે કહ્યું, પૂજ્ય ઉપમહંત, આપ જેવા તથા પવિત્ર દેવળના શૂરવીર નાઇટ જેવા ગૃહસ્થોને આવકાર આપવા આથી આગળ ના આવવા હું સોગદથી બંધાએલો છું; તેથી ખરેખર દિલગીર છું. પણ મારા કારભારીએ આ દેખીતા અસભ્ય વર્તનનું કારણ તમને કહ્યું છે. મને એટલું જણાવવા દેશો કે હુ તમારી સાથે મારી માતૃભાષામાં જ વાત કરીશ. ને તમે પણ જો તમને આવડતી હોય તે જ ભાષામાં વાત કરજો, પણ જો તમને ના આવડતી હોય તો નોર્મન ભાષામાં વાત કરશો તો હું સમજી શકીશ ખરો."

ઉપમહંતે કહ્યું, " માનવંતા ઉમરાવ, અરે માનનીય અમીર સોગંદોને ચુસ્તપણે વળગી રહેવામાં શું માલ છે? સોગંદ સ્વર્ગની સાથે આપણને જોડનાર ગ્રંથી છે—વેદીમાં અપાતા ભોગને બાંધવાની દોરીરૂપ છે. તેથી જો આપણા પવિત્ર દેવની ખાસ આજ્ઞા ના હોય તો મેં આગળ કહ્યું છે તેમ મુકી દેવા જોઇએ. ભાષા માટે કહું તો મારાં પૂજ્ય દાદીમા—મીડલહેમના હીલ્ડા એ ભાષા બોલતાં હોવાથી હું એમાં ખુશીથી વાત કરી શકીશ. પ્રખ્યાત સેંટ–હિલ્ડા ઑફ વીટબી'ના નામ પરથી મારા

દાદીમાનું નામ પાડયું હતુ અને મારા દાદીમા સેંટ–હીલ્ડા કરતાં પવિત્રતામાં જરાએ ઉતરતાં નહોતાં. પરમેશ્વર એના આત્માનું કલ્યાણ કરો."

સેડ્રીકને ખુશ કરવાના ઉદ્દેશથી કરેલી ઉપમહતની વાત પૂરી થઇ ત્યારે એનો સાથી ભાર દઇને ટુંકમાં બોલ્યો, "હું તો રાજા રીચર્ડ અને એના અમીર ઉમરાવોમાં વપરાતી ફ્રેન્ચ ભાષા જ હંમેશા બોલું છું. પણ એના દેશના મૂળ વતનીઓમાં વપરાતી અંગ્રેજી ભાષા સમજી શકુ છું ખરો."

જ્યારે જ્યારે બે પ્રજા વચ્ચે સરખાપણું થતું જોતો ત્યારે સેડ્રીક ગુસ્સે થતો તેજ પ્રમાણે એણે અધીરાઇથી ને ગુસ્સા ભરી આંખે નજર કરી પણ સ્વાગત કરવાની ફરજ યાદ આવતાં ગુસ્સો સમાવી દઇ હાથની નિશાની કરી પોતાનાથી કાંઇક નીચી પણ પોતાની ખુરશીની પાસેની ખુરશીઓ પર પરોણાઓને બેસાડયા અને નિશાની કરી પીરસવાનો હુકમ કર્યો.

જ્યારે નોકરો સેડ્રીકના હુકમનો અમલ કરવા ગયા, ત્યારે ગર્થ વૉમ્બાની સાથે ઓરડામાં દાખલ થતો દેખાયો. સેડ્રીકે ચીડાઇને કહ્યું, "પેલા બે ગુલામોને આમ મોકલો." જ્યારે આ બંને ગુન્હેગારો ઉચ્ચ આસન પાસે આવ્યા એટલે એ બોલ્યો, "બોલ લુચ્ચા આટલે મોડે સુધી કયાં ભટકતો હતો? ગર્થ તું બધા ડુક્કરોને સભાળીને લઈ આવ્યો છે કે કોઇ લુટારાઓ સારૂ એકાદ બે ભુલી આવ્યો છું?"

"બધા ડુક્કરો સહીસલામત છે" ગર્થ બોલ્યો.

સેડ્રીક બોલ્યો, "મારા પાડોસીઓએ મારાં ઢોર ચોરી લીધાં છે, એવું ખોટું ધારી તેમના પર વેર વાળવાનો વિચાર કરતાં કરતાં બે કલાક સુધી બેસી રહેવાનુ મને પસદ નથી. સમજ્યો? બીજી વખતે જો તું આવું કરીશ તો બેડીઓ ઘાલી કેદ કરીશ, યાદ રાખજે.

પોતાના શેઠના ચીઢીઆ સ્વભાવથી પરિચિત ગર્થ કાંઇ બોલ્યો નહિ, પણ જાતે વિદુષક હોઇ કેટલીક છુટ એને મળતી હોવાથી બંને જણ તરફથી વૉમ્બાએ જવાબ આપ્યો, "ખરૂં કહુ તો સેડ્રીક કાકા આજે અત્યારે તમારો મિજાસ ઠેકાણે દેખાતો નથી.

"શું કહ્યું, ?" શેડે કહ્યું, "તું વિદુષક છે ખરો પણ બોલવામાં જો આટલી છુટ લઇશ તો તને એ શિક્ષા થશે હો."

વૉમ્બાએ કહ્યું, "પહેલાં તો ત્યારે તમે જ મને કહો કે કદી પણ એકના અપરાધે બીજાને શિક્ષા કરાય ખરી ?"

"નહિ જ, વળી" સેડ્રીકે કહ્યું."

"ત્યારે ગર્થના કુતરા ફ્રેન્ગને બદલે તમે ગર્થને બેડીઓ પહેરાવવાનું કેમ કહ્યું. ? દેવનો ઘટ થઈ ગયો ત્યાંસુધી ફ્રેન્ગે ઢોરો એકઠા કરવામાં આળસ કરી. પછી અમે મહામહેનતે ઢોરો એકઠાં કર્યા અને ઢોરો એકઠાં થયાં પછી તો અમે એક પળ પણ નકામી ગુમાવી નથી. આથી એકદમ ગર્થ તરફ નજર કરી સેડ્રીકે કહ્યું, "ગર્થ ફ્રેન્ગને ફાંસીએ લટકાવી દેજે; તું બીજો કુતરો લઈ જજે."

મસ્કરાએ ફરીથી કહ્યું, "જો વઢો નહિ તો કહું. એ પણ એક અન્યાયજ થશે. વાંક ફ્રેન્ગનો નથી, એ તો એના આગલા બે પંજા પથરો મારી ભાંગી નાખનારનો વાંક છે; અને મારી તો ખાતરી જ છે કે પથરો મારતાં પહેલાં ફ્રેન્ગને પૂછયું હોત તો એ એમ કરવાની હા કહેત જ નહિ."

ગુસ્સે થઇ સેડ્રીકે પૂછયું, "તમારા દાસના કુતરાને પથરા મારી લંગડો કરવાની હિમત કોણે કરી ?"

વૉમ્બાએ કહ્યું, "અરે એ તો સર–ફીલીપ–ડી માલવૉઇઝીમના જંગલના રખવાળા બુઢ્ઢા હયુબર્ટે. એના શેડે જંગલની રખેવાળી લીધી છે. ફ્રેન્ગને એણે જંગલમાં હરણની પાછળ પડેલો જોયો તેથી જ શિક્ષા કરી."

સેક્સને કહ્યું, "મોલવૉઇઝીમ અને એના રખેવાળ એ બનેને ભૂત વળગે. જાણીતા જંગલના પટાને પરિણામે આ જંગલને જંગલનો કાયદો લાગુ પડતો નથી, તે એમને શીખવવાની જરૂર છે. જા તું તારી જગાએ જઇ બેસ અને ગર્થ કાલથી તું બીજો કુતરો લઇ જજે. ને એને જો રખેવાળ આંગળી પણ અડકાવવાની હિંમત કરે તો મને કહેજે કે હું એ તીરઆજને પણ લેશન શીખવીશ. એના જમણા હાથની

ઉપલી આંગળી જો હું કાપી ના નાખું તો મારા પર શ્રાપ પડજો—મારા માનવંતા પરોણાઓ હું તમારી માફી માગુ છું. વીર નર ! 'પવિત્ર દેશમાં' વસતા નાસ્તિકો જેવા પાડોશીઓની વચમાં મારે રહેવું પડે છે. આ સાદું ભોજન પીરસાયુ છે તે ખાશો અને મારા હૃદયના આદરને લીધે તમને આ સાદુ ભોજન પણ સ્વાદિષ્ટ લાગશે."

ટેબલપર પીરસેલું ભોજન મકાનના માલીકે જેવું વર્ણન કર્યું તેવું સાદું ન હતું. ટેબલ ઉપર ડુક્કરના માંસની જાતજાતની વાનીઓ મરઘાં, હરણ, બકરાં, સસલાં, જાતજાતની માછલીઓની વાનીઓ ઉપરાંત, મોટાં પાઉં, ઘઉંની કેઇકસ અને મધ ને ફળોમાંથી બનાવેલી મિઠાઇઓ પણ પીરસેલી હતી. નાનાં નાનાં જંગલી મરઘાં રકાબીઓમાં પીરસવાને બદલે નોકરો લાકડાના સળીયા પર લઇ આવી, વારાફરતી પરોણાઓની પાસે ધરતા હતા ને એમાંથી જોઇએ તેટલું કાપી લેતા હતા. મુખ્ય ગૃહસ્થો પાસે દારૂ પીવાના રૂપાના પ્યાલા મુક્યા હતા ત્યારે નીચલા ટેબલ પર શીગડાના પ્યાલા મુકયા હતા.

ભોજન શરૂ થવાનો વખત થયો કે તરત કારભારીએ છડી ઉંચી કરી ને મોટે અવાજે નેકી પોકારી, "ખમા લેડી રોવેનાને !" ઓરડાના ઉચ્ચ આસનની બાજુની ભીંત પાસેનુ ભોજનના ટેબલની પાછળ આવેલું એક બારણું ઉઘડ્યું. અને રોવેના પોતાની ચાર દાસીઓને લઇને ઓરડામાં દાખલ થઇ. સેડ્રીક આ વખતે પોતાના સગીરને બહાર આવતી જોઇ કાંઇક નાખુશ થવા ઉપરાંત અજાયબી પામી ઉભો થઇ, એને તેડી લાવવા માનથી ઉઠયો અને આગળ જઇ તેડી લાવી પોતાની બાજુ પર મૂકેલી મકાનની શેઠાણીને યોગ્ય ખુરશી પર બેસાડી. એને આવકાર આપવા સર્વ ઉભાં થયાં. આ એમના સભ્ય વર્તન સારૂ સલામ કરતી હોય તેમ સહેજ માથુ હલાવી ટેબલ પાસેની પોતાની જગ્યાએ છટાથી એ ચાલી ગઇ. એ બેસે તે પહેલાં તો ટેમ્પલરે ઉપમહંતના કાનમાં કહ્યું, "ક્રિડાયુદ્ધમાં તારો સોનાનો કૉલર મારાથી નહિ પહેરાય. મારા 'શીયા' દારૂના શીશા તારા થઇ ચુકયા."

ઉપમહને કહ્યું, "મેં ન્હોતું કહ્યું ? પણ તારો આનંદ સમાવ. કારણ કે સેકસન ઉમરાવની નજર તારા ઉપર જ છે."

પોતાની લાગણીઓને સ્વચ્છંદે વિહરવા દેવાની ટેવ પડી ગઈ હતી તેથી તથા પૂર્વના સુલતાનના મહેલોમાં નજરે પડતી સુંદર સ્ત્રીઓ કરતાં આ સેકસન સુંદરીનું લાવણ્ય અવનવું જ હોવાથી બ્રેઇન–ડી–બોઇ–ગીલબર્ટે આ ઠપકાને ન ગણકારતાં, પોતાની નજર રોવેના તરફથી ખસેડી જ નહિ.

રોવેના અતિશય ઉંચાઇને લીધે ધ્યાન ખેંચે એટલી નહિ છતાં ઉંચી હતી. એનો ચહેરો અતિશય ગૌરવર્ણો હતો અને એના માથા તથા ચહેરાના ઉમદા ઘાટને લીધે ગૌરવર્ણો ચહેરામાં સાધારણ રીતે નજરે પડતી ફીક્કાસ એનામાં નહોતી. ચહેરા પર સ્પષ્ટ દીસી આવે એવી ભૂખરી ને ઘાટીલી ભમરો નીચે જતનથી સચવાઇ રહેલી એની નિર્મળ ભૂરી આંખો વખત આવે ક્રોધ કરી શકતી તેમ દયાપણ દેખાડી શકતી, આજીજી કરી શકતી અને હુકમ પણ કરી શકતી હતી. આવા ચહેરાવાળામાં નમ્રતા નજરે પડવી વધારે સ્વાભાવિક છે પણ હંમેશ ઉપરીપણું ભોગવનાર આ ગૌરવભરેલી સેકસન સુંદરીને સર્વ તરફથી માન મળતું હોવાથી, મૂળમાં રહેલી હુકમ કરવાની ટેવમાં વધારો થાય એ પણ સ્વાભાવિક જ છે. પીળા શણ જેવા છતાં કાંઇક ભૂખરા રંગના ભરચક વાળના કાંઇક કુદરતી રીતે ગુચ્છા પડતા ને કાંઇક ગુચ્છા પાડી સુંદર રીતે ગોઠવ્યા હતા. ઉચ્ચ કુટુંબની કુમારિકાઓના રિવાજ મુજબ છુટા રાખેલા આ ગુચ્છાદાર વાળમાં હીરારત્ન જડીત ચાક ઘાલ્યા હતા. એના ગળાની આસપાસ લટકતી સોનાની સાંકળીમાં ઘાલેલા માદળીયામાં કોઇ સાધુ સંતના પવિત્ર ફુલ હતાં. એના ઉઘાડા હાથ પર બંગડીઓ હતી. ખુલ્લા આસમાની રંગના રેશમનો ઘાઘરો બદન પહેર્યાં હતાં. આ ઘાઘરા ઉપર એક જમીન પર ઘસડાય એટલો લાંબો ઓઢો ઓઢયો હતો. ઓઢાની બાંયો ઘણી પહોળી હતી. છતાં કોણી સુધી પણ પરાણે પહોંચે એટલી ટુંકી હતી. ઓઢો કિરમજી રંગના ઉનનો બનાવેલો હતો. કિનખાબનો

બુરખો ઓઢા સાથે એવી રીતે સાંધ્યો હતો કે પહેરનારની મરજી મુજબ સ્પેનના લોકોની રીત પ્રમાણે મ્હોંઢા તેમ છાતી પર નંખાતો અને કાઢી નાખે ત્યારે ખભા પર ઝુલ જેવો લટકતો.

નાઇટ ટેમ્પલરની કાળી ભમરો નીચે સળગતી અંગારીઓ જેવી ચકચકતી આંખો પોતાના તરફ આતુરતાથી વળેલી જ્યારે રૉવેનાએ જોઈ ત્યારે બુરખો નીચે ખેંચી મ્હોંઢું ઢાંકી પોતાની નાપસંદગી બતાવી. સેડ્રીકે આ જોયું ને કારણ સમજી ગયો. એ બોલ્યો, "સર ટેમ્પલર અમારી સેકસન સુંદરીઓના કોમળ ગાલ ધર્મ અર્થે લડનારાની તિક્ષ્ણ નજર ખમી શકતા નથી."

સર બ્રેઇને જવાબ દીધો, "સાધારણ રીતે માફી માંગવાનો મારો સ્વભાવ તો નથી; છતાં જો મારૂં વર્તન અયોગ્ય લાગતું હોય તો—તમારી —ના તમારી તો નહિ પણ લૅડી રૉવેનાની માફી માગુ છુ."

ઉપમહતે કહ્યું, "લૅડી રૉવેનાએ મારા મિત્રને શિક્ષા કરવા જતાં બધાને શિક્ષા કરી છે. મારી ખાતરી છે કે ક્રિડા યુદ્ધમાં જ્યારે યુવાન સરદારોની મેદની ભરાશે ત્યારે તો એ એમ નહિ જ કરે."

સેડ્રીકે કહ્યું, "અમારૂં ત્યાં જવાનું કાંઇ નક્કી નથી. જ્યારે ઈંગ્લાંડ સ્વતંત્ર હતું ત્યારે આવા નકામા ક્રિડાયુદ્ધો થતાં ન હોવાથી મને એ પસંદ નથી."

ઉપમહતે કહ્યું, "પણ અમારા જેવાની સંગતને લીધે તમે તૈયાર થઈ જશો એવી મને આશા છે. હાલના ભયભરેલા વખતમાં સર–બ્રેઇન–ડી–બૉઇ–ગીલ્બર્ટ જેવા માણસનાં રક્ષણ હેઠળ જવું કોઇ ના પસંદ કરે એમ નથી."

સેકસને કહ્યું, "સર પ્રાયર, હજુ સુધી તો આ દેશમાં જ્યાં જ્યાં મારે જવું પડ્યું છે, ત્યાં ત્યાં મારા પોતાના બાહુબળ તથા મારા નિમક-હલાલ સાથીઓની મદદથી ચાલ્યું છે. મારે એશ્બી–ડી–લા–ઝુશ જવું જ હશે તો હું મારા જાતિભાઇ અને પાડોશી કોનીંગ્સબર્ગના એથલસ્ટેઇન સાથે મારા સેવક વર્ગને લઇને જઇશ તો બહારવટીઆઓ અથવા કોઇ

અમીર ઉમરાવની મગદુર નથી કે મારા સામી એક આંગળી પણ ઉંચી કરે. તમે તમારા રક્ષણ હેઠળ મને લઈ જવાનું કહ્યું, તે માટે તમારો આભાર માનું છું. તમારી તબીયતની ખુશખુશાલી ઇચ્છી આ દારૂનો પ્યાલો પીઉ છું, ને મારી ખાત્રી છે કે આ દારૂ તમને ભાવશે, પણ જો મઠના સખત નિયમ મુજબ દારૂ ન પીતાં દૂધ જ પીવાનો તમારો નિયમ હોય તો મારા આગ્રહને વશ થઇ તમારો નિયમ તોડશો નહિ.”

ઉપમઠતે હસતાં હસતાં કહ્યું, “ નારે દૂધ પીવું કે દારૂ પીવો એ સર્વ નિયમ, મઠમાં હોઈએ ત્યારે જ અમે પાળીએ છીએ. દુનિયામાં જ્યારે બીજાના સંગમાં આવીએ ત્યારે હું દૂધ પીવો કે દારૂ પીવો એ વિચાર દૂર કરી દુનિયાદારીના રિવાજો મુજબ વર્તું છું.”

ટેમ્પલરે પોતાનો પ્યાલો ભરતાં ભરતાં કહ્યું, “ હું સુંદર રૉવેનાની તબીયત હમેશ સુખરૂપ હો એ ઇચ્છી આ પીઉ છું. ખુશબખ્તી ઇચ્છી દારૂ પીવાનો આ રિવાજ દાખલ કર્યો ત્યાર પછી આવુ અનુપમ સૌન્દર્ય કોઇની નજરે પડયું નહિ હોય. ખરેખર ! એ રૉવેના આપણી સમક્ષ બેઠેલા રૉવેનાના સૌંદર્ય કરતાં અડધે અંશે પણ સુંદર હોય તો વોરટીજર્ને પોતાના રાજ્ય તેમ જાતની પાયમાલી કરી તે કાંઇ અયોગ્ય ન હતું.

બુરખો ખસેડયા વગર ભારમાં ને ભારમાં રૉવેનાએ કહ્યું, “ સર ટેમ્પલર હવે તમારાં વખાણ કરવાં રહેવા દો. ફ્રેન્ચ રીત રિવાજો મુજબ થતી સ્ત્રીઓની પ્રશંસા કરતાં અમારા ગામડીઆ અંગ્રેજોના કાનને પેલેસ્ટાઇનની કાંઈ ખબર અંતર સાંભળવી વધારે ગમશે.”

---

* હેનજીસ્ટર રાજાની દીકરી રૉવેનાએ વોરટીજર્ન રાજા પહેલાં આવ્યો ત્યારે ઘુંટણીયે પડી સુંદર દારૂનો પ્યાલો રાજાને આપી “ વેઇઝહીલ ” (તમારી ખુશબખ્તી થાય ) એ શબ્દ વાપર્યા હતા. એમ મનાય છે કે ઈંગ્લાંડમાં દારૂ પી ખુશબખ્તી ઈચ્છવાનો રિવાજ આ ઉપરથી પડયો હતો. વોરટીજર્ન રાજા એના રૂપથી ગાંડો થઇ એની સાથે પ્યારમાં પડયો હતો અને રૉવેનાને મેળવવા પોતાનું રાજ્ય એના પિતા રાજા હેનજીસ્ટનને સોંપી દીધું હતું.

સર–બ્રાઈન–ડી–બોઇ–ગીલ્બર્ટે કહ્યું, " સુંદરી સલાડીન જોડે સંધી થઇ એ જગજાણીતી વાત સિવાય ત્યાંની બીજી કાંઈ ખબરો નથી. "

સેડ્રીકની ખુરશીથી બેએક હાથ પાછળ મૂકેલી ગધેડાના કાન મૂકી શણગારેલી ખુરશી પર બેઠેલો વિદુષક અને પાળેલા કુતરાને સેડ્રીક વારંવાર ખાવાનું નાખતો હતો. વૉમ્બા પોતાની સામે મૂકેલા નાના ટેબલ પર સંકડાઈને બેઠો હતો. એ ચાવતો હતો ત્યારે એના ગાલ રમુજી રીતે હાલતા અને આંખો અડધી મીંચાઇ જતી હતી, પણ લાગ આવતાં ટોળટપ્પાં મારવાનુ એ ચુકતો નહિ. દમામથી વાત કરતાં ટેમ્પલરની વાતમાં ભગાણુ પડશે કે કેમ તેની દરકાર રાખ્યા વગર વૉમ્બા બોલ્યો, " વળી નાસ્તિકો સાથે સંધિ ? ખરેખર હું બહુ ઘરડો થયો લાગુ છું. જુઓને મારી જીંદગીમાં આવી ત્રણ સંધિ થએલી તો મને સાંભરે છે. એ દરેક પચાસ વર્ષની હતી, ત્યારે ગણત્રી કરતાં દોઢસો વર્ષ તો થયાં જ હશે ને ? "

આ નવી મજાક શી છે તે જાણવા તત્પર થએલો સેડ્રીક સ્મિત કરી બોલ્યો, " શું કહે છે વૉમ્બા ? "

જંગલમાં મળેલા માણુસ તરીકે એને ઓળખ્યાથી ટેમ્પલર બોલ્યો, " મારી ખાત્રી છે કે તુ ઘડપણથી મરવાનો નથી, આજે મને અને આ ઉપમહંતને જેવી રીતે તે ઉંધો રસ્તો બતાવ્યો તેવો જો કોઈ બીજાને બતાવીશ તો ઠેર માર્યો જઇશ, ઠેર. "

" કેમ અલ્યા " મુસાફરોને ઉંધે રસ્તે દોર્યા ? ચાબુકો મારવી પડશે, ચાબુકો. મને ખબર નહિ કે તું બેવકુફ છે તેની સાથે લુચ્ચો પણ છું. " સેડ્રીક બોલ્યો.

વિદુષકે કહ્યું " કાકા મે જો લુચ્ચાઈ કરી હોય તોએ એક વખત તો મને માફી મળવી જોઇએ. મારો ડાબો જમણો હાથ ઓળખવામાં મેં ભુલ કરી, અને ભોમીયા તરીકે વિદુષકને શોધનારે આનાથી પણ મોટી ભુલ માફ કરવી જોઇએ.

કોઇ અજાણ્યો પુરૂષ એક રાતનું ભોજન અને એક રાતવાસો માગે છે તેનું શું કરવું એવું દરવાનના પૂછવાથી વાત અહીં અટકી.

સેડ્રીકે કહ્યું, " એ જે હોય તેને અંદર આવવા દે. આજના જેવી બીહામણી રાતે તો તોફાનનો ભોગ થઈ પડવાની બીકે જંગલી પ્રાણીઓ પણ એમની શત્રુ ગણાતી મનુષ્ય જાતિનો આશરો શોધે છે. ઓસ્વૉલ્ડ જઇને જો અને એને જોઇતી સગવડ ને સામગ્રી આપ. "

પોતાના માલિકનો હુકમ બજાવવા ઓસ્વૉલ્ડ દિવાનખાનામાંથી બ્હાર ગયો.



# પ્રકરણ ૫ મું.

ઓસ્વૉલ્ડે પાછા આવી પોતાના શેઠના કાનમાં કહ્યું, " યૉર્ક શહેરનો આઈઝીક જ્યુ આવ્યો છે. હું એને દિવાનખાનામાં તેડી લાવું ? "

પોતાના હમેશના બટકબોલા સ્વાભાવાનુસાર વૉમ્બાએ કહ્યું, " ઑસ્વોલ્ડ ગર્થને કહે, જ્યુને અંદર તેડી લાવવા ભરવાડ જ લાયક કહેવાય. "

'સેંટ મેરી' ક્રોસના આકારમાં હાથ વાળી ઉપમહતે કહ્યું, નાસ્તિક જ્યુ ખ્રીસ્તીઓ બેઠા છે ત્યાં લાવવાનો ?

" પવિત્ર કબરનુ રક્ષણ કરનારની હાજરીમાં એક નીચ જ્યુ ? " ટેમ્પલર બોલી ઉઠયો.

વૉમ્બાએ કહ્યું, " ટેમ્પલરોને જ્યુ લોકોના સાથની સુગ આવતી જણાઇ છે. પણ એમની દોલત ને જમીનનુ શું ? "

મારા માનવતા પરોણાઓ ઠંડા પડો. મારે કોની પરોણાગત કરવી ને કોની ના કરવી તેનો આધાર તમને ગમતા અણગમતા પર નથી રહેતો. જો આજ સુધી નાસ્તિક પ્રજાનો ભાર આપણા જેવા પામર પ્રાણીઓથી ગણના ના થાય એટલા અસખ્ય વર્ષો સુધી ધરતી માતા સહી શકી તો થોડા વખત સારૂ એક જ્યુની હાજરી ખમી શકવાનુ સામર્થ્ય આપણામાં જોઇએ જ. પણ હું કોઈ પણ માણસને એની સાથે બેસી જમવાની વા તો વાત કરવાની ફરજ પાડતો નથી. આ પાઘડીવાળા અજાણ્યા લોકો જો એને પાસે બેસાડવામાં વાંધો ન લેતાં હોય તો એમની પાસે એને બેસાડ; પણ જો એમનેએ વાંધો હોય તો એને જુદુ પીરસજે. "

ટેમ્પલરે કહ્યું, "સર ફ્રેન્કલીન. મારા સારેસન ગુલામો ચુસ્ત મુસલમાન છે, અને જેમ ચુસ્ત ખ્રીસ્તી જ્યુની પાસે ન બેસે તેમજ એ લોકો પણ જ્યુની સાથે વ્યવહાર રાખતા નથી. "

* જ્યુ લોકોને સેકસનો તથા નોર્મનો અત્યજ જેવા ગણતા હતા. તેથી કારભારી જેવાને જ્યુને માન આપવું છાજે નહિ એ આ કહેવતનો ઉદ્દેશ છે.

વૉમ્બાએ કહ્યું, " ખરૂં કહું તો એકવાર પરમેશ્વરની કૃપા મેળવી ભાગ્યશાળી થએલા જ્યુ લોકો મુસલમાન લોકો કરતાં કાંઈ ઉતરતા નથી."

સેડ્રીકે કહ્યું, " વૉમ્બા એને તારી પાસે બેસાડજે. વિદુષક અને લુચ્ચા જ્યુની જોડ તો સારી થશે."

રાંધેલા ડુક્કરના પગનો કકડો ઉંચકીને એ બોલ્યો, ( મુસલમાન લોકોની પેઠે જ એ લોકોને ડુક્કર પર ચીઢ હોય છે. ) " આ જોયોને ! એ હીચકારો કેવી રીતે મારી પાસે આવે છે; જોઉં તો ખરો ? "

" ચુપ રહે, એ આવે છે " સેડ્રીકે કહ્યું.

વૃદ્ધ અને ઉંચા શરીરવાળો જ્યુ અચકાતો અચકાતો ને બીતો બીતો અતિશય દીનતાથી બધાંને વારંવાર નમન કરી ઓરડાના દૂરના છેડા તરફ ગયો. હંમેશની અતિશય નીચા વળીને નમન કરવાની ટેવને લીધે એ લાંબો હતો છતાં વાંકો વળી ગયો હતો.

અજ્ઞાન યુગમાં સાધારણ જનસમાજ જ્યુ લોકોને ધિક્કારતા હતા. અને લોભી ને લુંટારા અમીર ઉમરાવો એમના પર ત્રાસ વર્તાવતા હતા. તેથી આ જુલમ અને ધિક્કારને લીધે કે કોણ જાણે બીજાં કારણથી આખી જ્યુ પ્રજાનો જાતિસ્વભાવ હલકો ને અપ્રિય લાગે તેવો બંધાઇ ગયો હતો. આ વૃદ્ધ જ્યુના ચહેરાપર પણ જો આ જાતિસ્વભાવના અંકુરો દીસી આવતાં ના હોત તો એનું પોપટની ચાંચ જેવું નાક, કાળી તિક્ષણ આંખો, ઉપસેલું કરચલીઓવાળું કપાળ, લાંબા ભૂખરા વાળ અને ડાઢી તથા ઉગ્ર અને ઘાટીલા ચહેરાને લીધે એ સુંદર દેખાતો હોત.

જ્યુએ ઘેરા જાંબુડા રંગની બંડી પર ખુલતો ઘાટ વગરનો ઘેરા રાતા રંગનો ઝભ્ભો પહેર્યો હતો. રસ્તે નડેલા તોફાનને લીધે આ ઝભ્ભો પાણીથી તરબોળ થઇ ગયો હતો. રૂંવાટાવાળા ચામડાનાં મોટાં ભારે બુટ અને કમરપર પટો પહેર્યો હતો. પટામાં એક ચપ્પુ અને લખવાના સામાન સિવાય બીજું કોઇ શસ્ત્ર ન હતું. ખ્રિસ્તી પ્રજા કરતાં જુદા જણાઇ આવે માટે એમને માટે નિયત કરેલા ઘાટની ચોખંડી

પીળી ટોપી પહેરી હતી. બારણામાં દાખલ થતાં પહેલાં એણે નમ્રતાથી આ ટોપી ઉતારીને વારંવાર હલાવી.

સેડ્રીક–ધ–સેક્સનના ઓરડામાં જ્યારે એ દાખલ થયો ત્યારે એને મળેલો આવકાર જોઇ આ જાત તરફ વધારેમાં વધારે શત્રુતા રાખનાર માણસ પણ સંતોષ પામત. એની સલામો સેડ્રીકે નહિ જેવુ જ માથું હલાવી ઝીલી અને ફક્ત નિશાનીથી જ ઓરડાને છેડે બેસવા ફરમાવ્યું. જ્યારે એ ગયો ત્યારે કોઇએ એને જગા કરી આપી નહિ એટલું જ નહિ પણ નીચેના ટેબલ પર બેઠેલા માણસોની હાર પાસેથી જતા જતાં આજીજીપૂર્ણ ને ભીરૂતાભરી નજર કરતા છતા સેક્સન નોકરોએ એને શુ જોઈએ છે તે જાણવાની દરકાર ન કરતાં ખભા ઉંચા ચડાવી મોં મરડી ખાવાનુ ચાલુ રાખ્યુ. ઉપમહતના નોકરોએ આ અપવિત્ર માણસના દર્શન થવાથી હાથ વાળી ક્રોસ રચ્યો. ત્યારે નાસ્તિક સારેસન ગુલામોએ આઇઝાકને પાસે આવતો જોઈ ગુસ્સામા થોભીયાના આમળા ચડાવી અડકી બેસે તો અભડાઇ જવાની બીકે તરવારનો ઉપયોગ કરીને પણ પવિત્ર રહેવાનો નિશ્ચય કર્યો હોય એમ તરવાર પર હાથ મૂક્યા.

આ પતિત ગણાતી જાતના માણસને જે ઉદ્દેશથી સેડ્રીકે ઘરમાં આદર આપ્યો હતો તે જ ઉદ્દેશથી આઇઝાક તરફ સભ્યતા રાખવાનું પણ એ ફરમાવત. પણ આ વખતે ઉપમહત, પોતે પાળેલા શિકારી કુતરાઓના વખાણ કરતો હતો તે સાંભળવામા તથા તે ઉપરથી ઉપજતા વાદવિવાદ કરવામા એ એટલો તો તલ્લીન થઈ ગયો હતો કે આઇઝાક જેવા જ્યુની બરદાસ કરવાનુ તો શુ પણ એના કરતાં વધારે અગત્યની બાબત પર પણ એ કદાચ ધ્યાન આપત નહિ. આથી જ્યારે આઇઝાક આવકાર કે બેસવાની જગા મળવાની ફોગટ આશા રાખી ઉભો હતો ને એ જાણે પતિત હોય તેમ એના તરફ કોઇએ દૃષ્ટિ કરી નહિ, ત્યારે આપણા જાત્રાળુએ એની દયા આવવાથી પોતાની જગા પરથી ઉઠી કહ્યું "ઓ વૃદ્ધ માણસ અહીં આવ, મારાં કપડાં સુકાઇ ગયાં છે ને મારી ક્ષુધા તૃપ્ત થઇ છે. તું ભૂખ્યો છું અને તારાં કપડાં ભીનાં છે,"

આટલું કહી એ ઉઠયો અને મોટી સઘડીમાં વિખરાઈને પડેલાં લાકડાંના કકડા એકઠા કરી બળતુ કર્યું. મોટા ટેબલ પરથી ઉકાળેલું માંસનું ડબું અને થોડું ખાવાનું પોતે જે નાના ટેબલ પર ખાધું હતું ત્યાં મૂકી કામ કર્યા બદલ જ્યુને પોતાનો ઉપકાર માનવાની તક આપ્યા વગર પોતાના ઉપકાર તળે દબાએલા માણસને વધુ ઉભા ન રહેવા દેવાના વિચારથી કે કયાંતો ઓરડાના ઉચ્ચ આસન પર થતી વાતચીત સાંભળવાના ઇરાદાથી એ તે તરફ ચાલ્યો ગયો.

ઘડપણને લીધે વળી ગએલુ શરીર અને સગડી પર તાપવા લબાવેલા ધ્રુજતા ને ઠરી ગએલા હાથવાળા આ જ્યુને આબેહુબ ચીતરી શકે એવા હોશિયાર ચિતારાઓ જો તે વખતે હોત તો શિયાળાની ઋતુ માટે લાક્ષણિક દૃષ્ટાંતનુ ચિત્ર આ જ્યુના ચિત્ર ઉપરથી ચિતરી શકાત. ટાઢ શમ્યા પછી ગરમ ડબુ ખાવામાં એ એવો તો મશગુલ થઇ ગયો હતો કે એ ઘણા વખતથી ભૂખ્યો હશે એમ જણાઇ આવતું હતું.

આ વખતે ઉપમહંત અને સેડ્રીક વચ્ચે શિકાર સંબંધી વાતચીત ચાલી રહી હતી. લેડી રૉવેના પોતાની એક સ્ત્રી સોબતીની જોડે વાતચીતમાં રોકાઇ હોય એમ લાગતુ હતું. અને તુમાખી સ્વભાવનો ટેમ્પલર વચ્ચે વચ્ચે જ્યુ તરફ અને સેક્સન સુંદરી તરફ નજર નાખતો હતો, અને એ કાંઇક રસમય વિચારોમાં ગરકાવ થઈ ગએલો જણાતો હતો.

વાતચીત આગળ ચાલતાં ઉપમહંતે કહ્યું: " માનનીય સેડ્રીક ! તમારી માતૃભાષાને મરદાનગીવાળી માનવા જેટલો પક્ષપાત રાખી, નોર્મન ફ્રેન્ચ ભાષાનો ઉપયોગ તમે શિકાર વખતે પણ નથી કરતા એ જોઇ મને અજાયબી લાગે છે. મૃગયા ખેલવામાં જે જુદા જુદા વાકયો બોલવા પડે છે તે તથા એ રમવામાં થતો આનંદ પ્રદર્શિત કરવાના શબ્દો જેટલા આ ભાષામાં છે તેટલા બીજી કોઇ ભાષામાં નથી."

સેક્સને કહ્યું. " ભલા પાદરી સાહેબ તમે જાણતા જ હશો કે ચાંપલા ચાંપલા પરદેશી શબ્દો વાપર્યા સિવાય હું મૃગયા ખેલવામાં જોઇતો આનંદ મેળવી શકુ છું. નોર્મન ફ્રેન્ચ ભાષામાં વપરાતા શબ્દ વાપર્યા સિવાય હું શૃંગ વગાડી શકુ છું. શિકાર ખેલતાં ખેલતાં એ ભાષામાં

બતાવેલા નવા નવા અર્થહીન શબ્દ વાપર્યા વગર હું મારા કુતરાઓને પાણી ચડાવી શકું છું, અને શિકારમાં સપડાએલા પ્રાણીની ચામડી ઉતારી એના ટુકડા કરી શકું છું."

કાંઇક તોરથી અને અધિકારયુક્ત બોલવાની હમેશાની ટેવ મુજબ ટેમ્પલરે કહ્યું, "ફ્રેન્ચ ભાષામાં ફક્ત મૃગયા વખતે વાપરવાના યોગ્ય શબ્દો જ છે, એમ નથી. સ્ત્રીઓનો પ્રેમ જીતવા તથા લડાઇમાં શત્રુને હરાવવાને પણ એ જ ભાષાનો ઉપયોગ મદદ કરે છે."

સેડ્રીકે કહ્યું, "સર ટેમ્પલર! હું તમને ત્રીસ વર્ષ અગાઉની એક વાત કહું છું. તેના માનમાં એક પ્યાલી દારૂ ભરો ને ઉપમહંતને પણ આપો. જ્યારે સેડ્રીક યુવાન હતો ત્યારે કોઇ પણ સેક્સન સુંદરીની સાથે વાત કરતી વખતે એને એની સાદી અંગ્રેજી ભાષામાં અલંકાર ઉમેરવાની જરૂર પડતી નહિ, અને હૉલી સ્ટેન્ડર્ડના (અંગ્રેજ લશ્કરનો ક્રોસના ચિન્હવાળો વાવટો) વાવટા નીચે થએલી નોરથેલેરટનના રણક્ષેત્ર પર લડાએલી લડાઇ જ આ વાતની ખાત્રી આપી શકે એમ છે કે સેક્સન યુદ્ધનાદ કાંઇ નોર્મન યુદ્ધનાદ કરતાં સ્કોટ લોકોની છાવણીમાં ધીમો સંભળાતો ન હતો. ત્યાં લડનારા શુરવીરોની યાદગીરીના માનાર્થે, મારા પરોણાઓ મારી સાથે આ દારૂ પીઓ." એણે રસથી દારૂ પીધો અને વાતોના રંગે ચઢ્યો. "હા એ દિવસે તરવારોના કારી ઘાથી અનેક ઢાલો ફાટી હતી–સેંકડો વાવટાઓ શુરવીરોના માથા પર ઝઝુમી રહ્યા હતા, લોહીની નદીઓ વહી હતી અને નાશી જઇ પુંઠ બતાવવા કરતાં મરણશરણ થવું વધારે પસંદ થતું હતુ. સેક્સન ભાટચારણોએ આ યુદ્ધને તરવારોની ઉજાણી અને ભક્ષણ કરવા આવેલા ગરૂડોની કહી વર્ણવ્યા છે. ઢાલ તથા બખ્તરી ટોપી પર અનેક ભાલાઓ અને કુહાડીઓના ખણખણાટ તથા યુદ્ધનાદના જંગી પોકારો લગ્ન ઉત્સવ કરતાં પણ વધારે કોઇ મોટો ઉત્સવ હોય એવો દેખાવ આપતા એમ કહ્યું છે. પણ અફસોસ! અમારા કવિ તો નષ્ટ પામ્યા છે. વિજેતાઓના આવવાથી શૌર્યભર્યા કામો ભુલાઇ ગયાં છે.

અમારી ભાષા-અરે અમારૂં જાતિ નામ પણ ધીમે ધીમે ભુલાઇ જવા માંડયુ છે. અને એક-એકલા અટુલા વૃદ્ધ માણસ સિવાય એની કોઇને ફીકર પણ નથી.-અફ્સોસ! લે ચાલ, અમારા પ્યાલા ભર-સર ટેમ્પલર! હાલ ધર્મયુદ્ધ કરતાં શુરવીર માણસોમાં સૌથી ઉત્તમ જે હોય તેના માનાર્થે-પછી ભલે એ લોકો ગમે તે જાતના હોય ને ગમે તે ભાષા બોલતાં હોય તો પણ-આપણે આપીએ."

સર બ્રાઇન-ડી-બૉઇ ગીલ્બર્ટે કહ્યું, "હુ એમાંનો એક છું. એટલે કદાચ આ કહેવું મને શોભશે નહિ. છતાં પૂછું છું કે પવિત્ર કબર જીતવાના સોગદ ખાનારાઓ સિવાય બીજું કોણ ક્રોસ જીતી લાવવામાં સૌથી વધારે શૌર્ય બતાવે છે?"

ઉપમહંતે કહ્યું, "સર ટેમ્પર નાઇટ હોસ્પીટેલર્સને સૌથી ઉત્તમ આંકીએ તો ખોટું નહિ કહેવાય. એમની સલામતી લો. મારો એક ભાઈ એ સઘમાં જોડાયો છે. (ઇસ્પીતાલ ખોલનારા સાધુઓ, આ લોકો લડતા પણ ખરા ને વખત આવે દાક્તરી કામ પણ કરતા.)

ટેમ્પલર બોલ્યો, એ લોકો શૂરવીર છે. એની ના મારાથી નહિ કહેવાય; છતાંએ છે એ ના નથી કહેતો."

વૉમ્બા વચમાં બોલી ઉઠયો, "કાકા મને તો લાગે છે કે લાયન હાર્ટવાળા રીચર્ડે જો એકાદ વિદુષકની સલાહ માની હોત તો જે સરદારોની ભુલથી હાથમાં આવેલું જેરૂસલમ ગયું તેજ સરદારોને પાછું કબજે કરવાનું સોંપી વિનોદી સ્વભાવના અગ્રેજ યોદ્ધાઓ અને એ ગયાજ ના હોત તો ઠીક થાત."

લેડી રોવેનાએ કહ્યું, "શુ ત્યારે સેંટ જોનના તથા ટેમ્પલના નાઇટસની સરખામણીમાં ઉતરે એવો કોઇપણ શુરવીર બચ્યો નહોતો?"

ડી-બોઇ-ગીલબર્ટે કહ્યું, "માફ કરજો પણ ઇગ્લાંડનો રાજા પોતાની જોડે જે શૂરવીર સરદારોની ટોળી પેલેસ્ટાઇન આવ્યો ત્યારે લાવ્યો હતો તે સર્વ સરદારો એ પવિત્ર દેશના રક્ષણાર્થે નિડરતાથી લડનારા સરદારો કરતાં ઉતરતી પંક્તિના હતા."

દેખાઈ આવે એવી અધિરાઇથી પાસે ઉભેલો જાત્રાળુ બોલ્યો, "અંગ્રેજ યોદ્ધાઓ કોઇથી ઉતરતા નહોતા." અણધારી જગાએથી આવો જવાબ મળતો જોઈ સૌની નજર બોલનાર કોણ છે એ જોવા વળી. કાંઇક દ્રઢતાથી અને ભાર દઇને જાત્રાળુ બોલ્યો, " પવિત્ર દેશ જીતવા તરવાર ખેચનારા યોદ્ધાઓમાંથી શૂરતામાં અંગ્રેજો કોઇથી ઉતરે એવા નહોતા. વળી હું કહુ છું કે સેંટ-જોન ડી. એકરનું બંદર જીત્યા પછી રીચર્ડે, પોતાના પાંચ શૂરવીર યોદ્ધાઓને લઇને શૂરતાનું માપ કાઢવા ક્રિડાયુદ્ધ રચ્યુ હતુ. આ દરેક યોદ્ધાએ ત્રણવાર યુદ્ધ આરંભી ત્રણ હરીફ શૂરવીરોને હફાવ્યા હતા તે મે નજરે જોયુ છે. આ હારેલા હરીફ યોદ્ધઓમાં નાઇટ ટેમ્પલર સધના પણ હતા અને સર બ્રાઇન-ડી. બોઇ-ગીલબર્ટને આ વાતની પુરેપુરી માહિતી છે."

ટેમ્પલરનો સ્વભાવિક શ્યામ ચહેરો ગુસ્સાને લીધે એટલો તો શ્યામ પડી ગયો કે તે વર્ણવવા ભાષાના શબ્દ જડવા મુશ્કેલ છે. ગુસ્સામાં અને ગુચવાડામા પોતાની ધ્રુજતી આંગળીઓ તરવારના હાથાપર મૂકી પણ આ સ્થાને તરવાર ઉગામવી અશક્ય ધારી હાથ ઉચકી લીધો. સરળ સ્વભાવનો, સત્યપ્રિય અને એકી વખતે અનેક કામ કરી ન શકનાર સેડ્રીક પોતાના દેશબંધુઓની ખ્યાતિ સાંભળી એવો આનંદમા ગરકાવ થઇ ગયો કે પોતાના પરોણાના ગુસ્સાભર્યા ગુંચવાડાની એને ખબર પણ ના પડી. એણે કહ્યું,

"આપણા વિનોદી ઇગ્લાંડનું નામ અમર રાખનાર બહાદુર નરોના જો તું નામ કહી સભળાવે તો હુ તને આ સોનાનું કડું ઇનામમાં આપુ."

"હુ એ વીર નરોના નામ ખુશીથી કહીશ, મારે બદલો જોઇતો નથી. સોનાવાળીને અમુક વખત સુધી ન અડકવાના મે સોગદ લીધા છે."

વૉમ્બાએ કહ્યું, "જો તારી ઇચ્છા હોય તો હું એ કડું પહેરવા તૈયાર છુ."

---

રીચર્ડ રાજા બહુ બહાદુર હતો તેથી એ કુર-ડી-લાયન અથવા લાયન-હાર્ટેડ એટલે સિંહહૃદયી તરીકે ઓળખાતો.

જાત્રાળુએ કહ્યું, "ઈંગ્લાંડના બહાદુર રાજા રીચર્ડ પદવી અને કીર્તિમાં તેમજ શૌર્ય અને બહાદુરીમાં સૌથી ઉંચી પંક્તિએ મૂકી શકાય."

"ધન્ય છે એને!" સેડ્રીકે કહ્યું. "રાક્ષસી સ્વભાવના ડયુક વીલીયમનો એ વંશજ છે, એ વાત હું જતી કરૂં છું."

જાત્રાળુએ કહ્યું, "લીસ્ટરના અર્લ બીજી પંક્તિએ અને ગીલ્સલેન્ડના સર થૉમસ મલટન ત્રીજી પંક્તિએ આવ્યા હતા."

ઉલ્લાસમાં આવી સેડ્રીક બોલ્યો, "એક તો સેકસન વંશનો નિકળ્યો ખરો."

જાત્રાળુએ વળી કહ્યું, "ચોથે નંબરે સર ફૉલ્ક ડૉઇલી." ઈંગ્લાંડના રાજાએ પોતાની જન્મભૂમિના વીરનરો ભેગી મેળવેલી જીતનું વૃત્તાંત સાંભળવા બેઠેલો સેડ્રીક થોડીક પળ સારૂ તો નોર્મન તરફનો પોતાનો તિરસ્કાર ભુલી જઇ, ખુશ થઇ બોલી ઉઠયો. "એ પણ સેકસન જ કહેવાય. એની માનું કુટુંબ તો સેકસન જ ને? અને પાંચમો કોણ?"

"પાંચમે નંબરે તો સર એડવીન ટરનહોમ આવે."

એકદમ મોટેથી સેડ્રીક બોલ્યો, "એ તો સેકસન લોહીનો જ.* હેન્જીસ્ટનું નામ દઈ હું કહુ છું. છઠ્ઠાનું નામ શું?"

ન કહેવાની વાત કહેવાઈ ન જાય એમ સંભાળથી કંઇક અટકીને એ બોલ્યો, "છઠ્ઠો સરદાર અજાણ્યો ને કાંઇક ઉતરતી પંક્તિનો કોઇ યુવાન હતો. એ આ વીર નરોની સહાયમાં હતો ખરો, પણ એ લોકોના સાહસમાં એની મદદ કામ લાગે તેના કરતાં મારા ધારવા પ્રમાણે પાંચની સંખ્યા પુરી કરવા પસંદ કરવામાં મદદરૂપ આવ્યો હતો. એનું નામ મને યાદ નથી."

તિરસ્કારભર્યે અવાજે સર બ્રાયન-ડી-બૉઈ-ગીલબર્ટે કહ્યું કે "માનનીય જાત્રાળુ આટલી બધી વાત કહ્યા પછી આ એક વાત તમને યાદ નથી એ તમારો ડોળ ચાલશે નહિ. મારા ઘોડાના વાંકથી

---

* હેન્જીસ્ટ નામના સેકસન સરદારે પહેલવહેલાં ઈંગ્લાંડ આવી તે તાબે કર્યું હતું.

અને એ વીરનરની તરવારના ભાગ્યબળે જેની સાથે હું યુદ્ધમાં પડી ગયો હતો તે વીરનરનું નામ હુંજ કહીશ. આ વીરનર તે બીજો કોઇજ નહિ પણ આઇવૅન્હો હતો અને એની ઉમર જોતાં એ બીજા પાંચે કરતાં બહાદુરી તથા હોશિયારીમાં ઉતરતો નહતો. છતાંએ હું ફરી ભાર દઈને કહું છું કે જો એ આજે ઇગ્લાંડમાં હોય ને સેંટ–જોન–ડી–આર્કના ક્રિડાયુદ્ધ વખતે કરેલા દ્વંદસમવાહન જેવું દ્વંદસમવાહન આ અડવાડિયામાં થનાર ક્રિડાયુદ્ધમાં મને કરે તો એને સર્વ હથીઆર સજવાની છુટ આપી, મેં હાલ પહેર્યાં છે તેજ હથીઆર ને બખ્તર સહ્જ હું એની સાથે ક્રિડાયુદ્ધમાં ઉતરવા તૈયાર છું.”

“જે દ્વંદસમવાહન તમે કર્યું તે જો તમારો હરીફ સાંભળશે તો સ્વીકાર્યા વગર નહિજ રહે. આઇવેન્હો સાથે ક્રિડાયુદ્ધમાં ઉતરવું નહિ પડે એ ખાતરી હોવાને લીધેજ તમે આ બડાઇ મારો છો. પણ જો પેલેસ્ટાઇનથી આઇવેન્હો આવ્યો હશે તો એના વતી હું તમને ખાત્રી આપુ છુ કે એ તમારા આમત્રણનો સ્વીકાર કર્યા વગર નહિજ રહે.”

“ખાતરી તો સારી આપી,” નાઇટ ટેમ્પલરે કહ્યું. “જામીનગીરી માટે તું શું મૂકે છે?”

ક્રોસના આકારમાં અદબવાળી એક નાની હાથીદાંતની પેટી કાઢીને કહ્યું કે, “પવિત્ર ક્રોસનો આ નાનો કકડો હું માઉન્ટ કારમેલના મઠમાંથી લાવ્યો છુ.”

જોર વૅાલ્કસના ઉપમહંતે ક્રોસાકારમાં અદબ વાળીને પરમેશ્વરની પ્રાર્થના કરી. આ પ્રાર્થનામાં જ્યુ, મુસલમાન સેવકો અને ટેમ્પલર સિવાય સર્વ ભળી ગયા. ટેમ્પલરે તો પોતાની ટોપી ના ઉતારી એટલું જ નહિ પણ પવિત્ર મનાએલાં હાડકાં તરફ કાંઇ પણ ભક્તિભાવ ન બતાવ્યો, પણ ટેબલ પર પોતાના ગળામાંથી એક સોનાની સાંકળી ફેંકી બોલ્યો, “મારી તથા આ નનામા ભામટાની જામીનગીરીની ચીજો એયમર ઉપમહંતની પાસે એટલી સરતે રાખવી કે જો વીરનર આઇવેનહો ઇગ્લાંડમાં આવે તો એણે બ્રાઇન–ડી–બ્રાઈ–ગીલ્બર્ટનું દ્વંદ

સંમવાહન સ્વીકારવું અને જો એ નહિ સ્વીકારે તો યુરોપના દરેક જુદે જુદે સ્થળે આવેલા ટેમ્પલરોને રહેવાના મકાનો પર આઇવેનહો બીકણુ છે એ મતલબની દાંડી પીટાવીશ."

વચ્ચે બોલીને લેડી રૉવેનાએ કહ્યું, "એવું કરવાની જરૂર જ નહિ પડે. ગેરહાજર આઇવેનહોનો બચાવ જો કોઈ નહિ કરે તો મારે કરવો પડશે. કોઇપણુ માનયુક્ત દ્વંદ્વયુદ્ધનું આમંત્રણુ એ ન સ્વીકારે એ બને એમજ નથી. આ પવિત્ર જાત્રાળુએ મુકેલી અમુલ્ય જામીનગીરી જો પુરતી ન હોય તો મારી પોતાની આબરૂ ને આંટ હું જામીનગીરી તરીકે મુકી ખાતરી આપું છું કે આ ગુમાની વીરનરના દ્વંદ્વયુદ્ધના આમંત્રણુનો આઇવેનહો અસ્વીકાર નહિજ કરે."

આ વાદવિવાદ ચાલતો હતો ત્યારે પ્રતિસ્પર્ધી લાગણીઓનું સેડ્રીકના મગજમાં દ્વંદ્વયુદ્ધ ચાલતું હતું. કાપણી માટે તૈયાર કરેલા ખેતર પર જેમ વાદળીની છાયા લટકી રહે તેમ એની વિશાળ અને સ્પષ્ટ ભમરો પર કાંઇક મગરૂબી, રોષ ને મુઝવણુ પ્રસરી રહ્યાં. જ્યારે છઠ્ઠા વીરનરનું નામ બોલાયું ત્યારે એના સેવક વર્ગ પર પણુ કાંઇ જાદુઇ અસર થઇ હતી. એ લોકો પણુ સેડ્રીકના ચહેરા તરફ હિંડ.મૂઢ બની જોઇ રહ્યા હતા. પણુ જ્યારે રૉવેના બોલી ત્યારે એના અવાજને લીધે એ ઉંઘમાંથી એકાએક જાગ્યો હોય તેમ ચમકી ઉઠયો.

એ બોલ્યો, "બેન! આ તમને શોભતું નથી. જો વધારે જામીનગીરી-ની જરૂર હોય તો–મને એના પર રોષ છે–અને વ્યાજબી રોષ છે છતાં હું જ મારી પોતાની આબરૂ આંટ આઇવેનહોને ખાતર જામીનગીરીમાં મુકત. પણુ દ્વંદ્વયુદ્ધને માટે નાર્મન સરદારોમાં નજરે પડતી વિચિત્ર રૂઢી મુજબ જામીનગીરી પણુ મુકાઈ ચુકી છે, કેમ એયમર ઉપમહંત ખરૂંને?"

ઉપમહંતે જવાબ આપ્યો, "હા સત્ય છે. હું જ્યાં સુધી આ દ્વંદ્વયુદ્ધનો નિકાલ આવશે ત્યાં સુધી આ પવિત્ર કકડો તથા સોનાની સાંકળી મારા મઠની તીજોરીમાં મુકી રાખીશ."

આટલું બોલી વારંવાર ક્રોસાકારમાં અદબવાળી આ કકડાને અનેકવાર નમસ્કાર કરી અને પ્રાર્થનાઓ બોલી પોતાના સાથી એમ્બ્રોસ સાધુને એ પવિત્ર કકડો આપ્યો. તે પછી કાંઇક મનમાંથી સંતોષ પામ્યો હોય તેવી રીતે પોતાના હાથ નીચે લટકતી સુગંધીદાર ચામડાંની કોથળીમાં એણે સોનાની સાંકળી મુકી કહ્યું, "સર સેડ્રીક હવે તો તમારા ઉત્તમ દારૂને લીધે મને લહેરો આવવા માંડી છે, અમને લેડી રૉવેનાની તંદુરસ્તીની ખુશબખ્તી સારૂ એકેક દારૂનો પ્યાલો લેવા દઈ આરામ લેવા જવા દો તો ઠીક."

સેકસને કહ્યું, "બ્રોમહૉમના રૂડના સોગંદ ખાઈ હું કહુ છું કે "માનનીય ઉપમહંત ! આ તો તમારી કીર્તિને લાંછન લાગે છે. લોકોમાં તો તમે લ્હેરી ગણાવો છો અને કહેવાય છે કે ઘણીએક વખત પરોઢીઆનો ઘંટ થતાં સુધી તમે દારૂ પીવાનું ચાલુ રાખો છો. આપણે દારૂ પીવો શરૂ કર્યો ત્યારે હું હારી જઇશ એવી મને બીક હતી. હું ખાત્રીથી કહુ છું કે મારા વખતનો બાર વર્ષનો સેકસન છોકરો પણ આટલામાં તો થાકી ના જાય."

પણ ઉપમહંતે મિતપાન કરવાનો નિશ્ચય કર્યો હતો તેનાં કારણ જુદાં જ હતાં. ધર્માધિકારી હોવાથી સુલેહશાંતિ જાળવવાની ફરજ હતી, એટલું જ નહિ પણ હંમેશની એમ કરવાની ટેવને લીધે તકરાર કે કજીઓ એને ગમતાં જ નહિ. આ કજીઆ તરફનો તિરસ્કાર કાંઈ બીજાની લાગણીથી ઉપજેલો ન હતો. કાંઈ સ્વભાવિક રીતે જ સેકસનના ઉતાવળીયા સ્વભાવથી એ બીતો હતો અને પોતાના અવિચારી તથા તોરીલા સ્વભાવવાળા સાથીની વર્તણુંકને લીધે કાંઇ અણઘટતી અને નાપસંદ કરવા જેવી લડાઈ થઇ બેસશે એવો એને ભય હતો. દારૂમાં સેકસનોને તો કોઇ પહોંચી વળે જ નહિ, એવો ઇશારો કરી, વળી પોતાના પવિત્ર મોભાને આથી વધારે દારૂ પીવો છાજે નહિ, એવુ ધીમેથી બોલી આરામ લેવાની રજા મેળવવા દબાણ કર્યું.

---

* નૉરફૉલ્કમાં આવેલા બ્રોમહોમ મઠમાં સાચવી રાખેલ ક્રોસનો એક ભાગ.

પ્રીતિભાવ દર્શાવવા પીવાનો છેવટનો દારૂનો પ્યાલો પીવાયો અને ઘરધણી તથા લૅડી રોવેનાને નમન કરી ઉઠી નીચે ઉતર્યો. પરોણાના ગયા પછી કુટુંબના મુખ્ય માણસો પોતપોતાના નોકરોને લઈ જુદે જુદે બારણે સુવા ચાલી ગયા.

ટોળાં આગળથી જતાં જતાં, જ્યુની પાસે આવતાં ટેમ્પલરે આઇઝેક જ્યુને કહ્યું, " નાસ્તિક કુતરા, તું ક્રિડાયુદ્ધ જોવા આવવાનો છે ? "

આઇઝાકે વધારે નીચા વળી નમન કરી કહ્યું, " જો તમારા જેવા વીર નર કહે તો હું આવું. "

ટેમ્પલરે કહ્યું, " અમારા અમીર લોકોને નીચોવવાને તથા બૈરાં છોકરાંઓને જાતજાતના રમકડાંઓ આપી ઠગવાને આવવાનો છું ખરૂ ને ? મને ખાતરી છે કે તારી કોથળી પૈસાથી છલોછલ ભરેલી છે. "

" એક દમડી નથી, એક આનો નથી, અરે એક ફુટી બદામ નથી, અરે અબ્રાહમ પરમેશ્વર મને મદદ કરો ! " હાથની મુઠીઓ વાળતાં વાળતાં જ્યુએ કહ્યું.

" જ્યુ ઉપર કર નાખવા * નીમાયલી જમાબંધીની કચેરીમાં મારે દંડ ભરવાનો છે તે મારા કોઇ જાતભાઇ પાસે ઉધાર મળે તો લેવાને માટે હું જાઉં છું. જેકબ બાપ મને મદદ કરો ! હું દરિદ્ર કંગાળ છું. અરે આ ઝભો મેં પહેર્યો છે, તે પણ મે ટેડકાસ્ટરના રૂયુબેનનો માગી આણ્યો છે. "

ટેમ્પલરે જવાબ આપતાં આપતાં કાંઈક અટ્ટહાસ્ય કર્યું, " આવું હડહડતું જુઠું બોલવા માટે તું યાદ રાખજે હોં " ! જાણે વધુ વાત કરવાથી અભડાઈ જવાની બીક હોય તેમ આગળ વાત ન કરતાં એણે પોતાના મુસલમાન નોકરો સાથે બીજા ન સમજી શકે એ ભાષામાં કાંઈક વાત કરી. આ લશ્કરી દેખાવના સાધુએ વાત કરી ત્યારથી બીચારો જ્યુ બીકથી સદ થઇ ગયો હતો, અને જ્યારે ટેમ્પલર ઓરડામાંથી ગયો

---

* તે વખતમાં જમાબંધીની કચેરીમાં જ્યુ લોકો પર ખાસ દંડ નંખાતો અને આ કચેરીઓમાં જ્યુ લોકો પર હદપાર દંડ નંખાતો હતો.

કે છે તે જાણવા બીકના માર્યા નીચી મુડીએ ઉભેલા જ્યુએ માથું ઉચું કર્યું ત્યારે ટેમ્પલર તો ઓરડાના બીજા દરવાજા સુધી પહોંચી પણ ગયો હતો. વીજળી પડવાના અવાજથી ચમકેલો માણસ જેવી અજાયબીથી જુએ તેવી અજાયબીથી જ્યુએ ઓરડામાં ચોમેર નજર કરી.

આ પછી ટેમ્પલર તથા ઉપમહંતને કારભારી તથા દારૂ કાઢી આપનાર માણસો એમને માટે તૈયાર કરેલા સુવાના ઓરડામાં લઇ ગયા. એમની પાછળ મસાલો ઝાલીને તથા ફળફળાદિ લઇને બબ્બે માણસો પણ ગયા. બીજા નોકરોએ પરોણાના નોકરોને તથા બીજા હલકા દરજ્જાના પરોણાઓને સુવાની જગા દેખાડી.



# પ્રકરણ ૬ ઠું.

એક માણસ મસાલ હાથથાં ધરીને આ મોટા મકાનના એક ઓરડામાં ભુલભુલામણી પડે એવે રસ્તે થઇને જાત્રાળુને લઇ જતો હતો, ત્યારે દારૂ પીરસનાર સેવકે એની પાસે આવીને કાનમાં કહ્યું કે, " મારા ઓરડામાં આવીને મધના દારૂની એકાદ પ્યાલી લેવાની મરજી હોય તો ચાલો. ત્યાં ઘરના સર્વ નોકરવર્ગ પણ આવશે, કારણ કે મારી પેઠે એમને પણ ' હોલીલેન્ડ 'ની નવાજુનીઓ અને ખાસ કરીને વીરનર આઇવેનહોની વાત જાણવાની ઘણી હોંસ છે. ' વૉમ્બાએ પણ તરત જ ત્યાં આવી આ માગણી કરી. અને કહ્યું કે સાંજને વખતે લીધેલી ત્રણ પ્યાલીઓ કરતાં મધરાતે લીધેલી એક પ્યાલીની વાત તો ઓરજ છે. આ વાત ખરી છે કે ખોટી તે સબંધી વાદવિવાદ ન કરતાં જાત્રાળુએ એમનો ઉપકાર માન્યો અને કહ્યું કે, " જે વાત દિવાનખાનામાં થઇ ન શકે તે વાત નોકરવર્ગને મોંઢે ન કરવાના મેં સોગદ લીધા છે. વૉમ્બાએ કહ્યું, નોકર જો આવા સોગંદ લે તો ભારે પડી જાય હો. "

દારૂ પીરસનાર સેવકે પોતાની સૂચનાનો અસ્વીકાર થતો જોઇ મોઢુ મચકોર્યું. એણે કહ્યું, " મારો વિચાર એને ઉપરની અજવાળાવાળી ઓરડીમાં મુકામ આપવાનો હતો પણ ખ્રીસ્તી લોકો સાથે એ જ્યારે ભળાતો નથી ત્યારે આઇઝાક જ્યુને સુવાડયો છે તેની જોડેની ઓરડીમાં એને મુકામ આપીશ. એણે મસાલીને કહ્યું, " એનવૉલ્ડ, આ જાત્રાળુને દક્ષિણ બાજુએ આવેલી ઓરડીમાં લઇ જા. તમે જેવી સભ્યતા દાખવી છે તેવી જ સભ્યતાથી કહું છું કે, " ચાલો, હવે સલામ. "

મુખમુદ્રા પર કાંઈ પણ ફેરફાર કર્યા વગર જાત્રાળુએ કહ્યું, " સલામ ! આપણી દેવીના આશીર્વાદ હો. " આટલું બોલી આગળ ચાલતાં મસાલીની પાછળ એ ગયો.

ઘણાં બારણાં પડતાં હતાં એવી એક નાની ઓરડીમાં એક નાનો ખડીઓ બળતો હતો. ત્યાં રૉવેનાની દાસી ઉભી હતી એણે કાંઇક હુકમ

કરતી હોય એવા અવાજે કહ્યું, "ભલા જાત્રાળુ ! મારી શેઠાણી તમને મળવા માંગે છે." આટલું બોલી મસાલીના હાથમાંથી મસાલ લઇ લીધી અને પોતે પાછી આવે ત્યાં સુધી એને ત્યાં ઉભા રહેવાનું કહી જાત્રાળુને પોતાની જોડે જોડે આવવા ફરમાવ્યુ. પહેલી સૂચનાની માફક આ હુકમનો એણે અનાદર કરવાની ઇચ્છા ના દેખાડી અને એ એકદમ જવા તૈયાર થઈ ગયો. છતાં આ હુકમથી એ અજાયબ થએલો જણાયો.

એક સાંકડી ઓરડીમાં થઇને નફર ઓકના સાત પગથીયાં ચડે લેડી રૉવેનાના ઓરડામા દાખલ થવાનું હતુ. આ ઓરડો મકાનના માલિકે રૉવેના તરફના માનને લીધે અસલી ઢબે શણગાર્યો હતો. ઓરડાની ભીંતોપર રંગબેરંગી રેશમના ઉત્તમ ભરતકામ કરેલા પડદાઓ ટંગાવ્યા હતા. પડદાપર તે વખતે થતાં સોનેરી રૂપેરી કસબથી શિકારના તથા બીજાં સુંદર દશ્યો ભર્યા હતાં. પથારીપર પણ આવી કિમતી ચાદર પાથરી હતી અને જાબુડા રંગે રંગેલા પડદાઓ ટાંગ્યા હતા. ખુરશીઓ ઉપર પણ આવાજ રંગીન ગલેફ હતા. અને આમા એક સૌથી ઉંચી ખુરશી હતી. એની પાસે વિચિત્ર કોતરણીવાળી હાથીદાંતની બાજઠ પગ મુકવા મુકેલી હતી.

ઓરડામાં ચાર રૂપાની મીણબત્તીની દીવીઓ મુકી રોશની કરી હતી. પણ આ સેકસન કુંવરીના ઓરડાની શોભા હાલના વખતની કોઇપણ યુવતીને અદેખાઇ ઉપજાવે એવી નહતી. ઓરડાની ભીંતો જુની હતી અને એમાં તડો પડેલી હતી. મીણબત્તીનો પ્રકાશ એક સરખો બળ્યા કરે તે સારૂ એક જાતના પડદા જેવુ કર્યું હતું. પણ ભડકો વીરનરની છુટી કરેલી ધજા પવનમાં જેમ ફરફરે તેમ ઘડીમાં આમતો ઘડીમાં આમ વળતો હતો, અને જોરથી ફુંકાતા પવનના સપાટાથી અમૂલ્ય પડદાઓ ઉડતા હતા. ઓરડામાં વૈભવ હતો અને શોભા કરવાનો પ્રયત્ન થયો હતો, છતાં સગવડ જેવું કાંઇ જ નહતું અને આ સગવડથી અજાણ ઓરડાવાસીને એની ગેરહાજરીથી કાંઇ લાગતુ પણ નહિ.

લેડી રૉવેના આપણે આગળ કહેલી ઉંચી સિંહાસન જેવી ખુરશી

પર સુતાં પહેલાં પોતાના વાળ છોડવવા સારૂ બેઠી હતી અને ત્રણ દાસીઓ એની પાછળ ઉભી હતી. એના ચહેરા પરથી જ દરેક જણ એને નમન કરવા લલચાતું. જાત્રાળુએ સહેજ ધુંટણે પડી એનું ઉપરીપણું સ્વીકાર્યું.

કૃપા દાખવી એ બોલી, "ઉઠો જાત્રાળુ, ઉઠો! સત્ય અને આબરૂની કિંમત સમજનાર દરેક માણસે ગેરહાજર માણસનો ખરો બચાવ કરનારને અમુક માન આપવું જ જોઇએ." આ પછી પોતાની દાસીઓ તરફ ફરીને કહ્યું, "એલજીથા સિવાય સર્વ અહીંથી જાવ, મારે જાત્રાળુ સાથે વાત કરવી છે."

દાસીઓ ઓરડામાંથી બહાર ન જતાં ઓરડાને બીજે છેડે મુકેલી બારટી પર પુતળાંની માફક બેઠી. આ અંતર એટલુ હતું કે ત્યાં બેઠાં બેઠાં એ લોકો પોતાની શેઠાણીને ગરબડ ન થાય એવી રીતે વાત કરી શકતાં હતાં.

કેવી રીતે સંબોધન કરવું તે જાણે વિચાર કરવો પડતો હોય તેમ એક પળ અટકી એ બોલી. "ભલા જાત્રાળુ તમે આજે એક જણનું નામ દીધું." બોલતાં કાંઇક પ્રયત્ન કરવો પડ્યો હોય તેમ અટકીને વળી બોલી, "આજે તમે દીવાનખાનામાં આઇવેનહોનું નામ દીધું. સગપણને લીધે નામ માત્ર સાંભળવાથી જ સર્વને આનંદ થવો જોઇતો હતો, પણ નશીબનો સંજોગ એવો છે કે આ નામ સાંભળીને સર્વના હૃદય આનંદથી ધડક્યાં તો હશેજ. છતાં–એની ખબર અંતર પૂછવાની હિંમત મારા સિવાય કોઇજ કરી શકે એમ નથી. અમે તો એમ સાંભળ્યું છે કે એમની તબીયત નાદુરસ્ત હોવાને લીધે પેલેસ્ટાઇનમાં એમને રોકાવું પડ્યું છે. અને અગ્રેજ લશ્કરના પાછા આવવા પછી ટેમ્પલરોના સાથવાળા ફ્રેન્ચ લશ્કરને હાથે એમને ઘણું સોસવું પડ્યું છે.

કાંઈ ગભરાટભર્યા અવાજે એણે જવાબ આપ્યો, "મને વીરનર આઇવેનહો વિષે ઘણી ખબર નથી. જ્યારથી તમને એની વાતો સાંભળવાનો રસ છે, એ મેં જાણ્યું છે ત્યારથી મને એમ લાગે છે કે એના વિષે મને થોડી ઘણી વધારે ખબર હોત તો સારૂં. મારા માનવા

પ્રમાણે પેલેસ્ટાઇનમાં દુશ્મનને હાથે ખમવા પડેલાં દુઃખનો અંત આવ્યો છે. અને ટુંક વખતમાં એ અહિં ઈંગ્લાંડમાં-આવી પહોંચશે. અને અહીં આવ્યા પછી એમને કેટલુ સુખ મળવાનું છે તે તો મારા કરતાં તમને વધારે ખબર હશે. ”

લેડી રૉવેનાએ ઉંડો નિઃશ્વાસ મૂકયો અને પછી એણે વીરનર આઇવેનહો ક્યારે આવવાનો સંભવ છે તે તથા મુસાફરીમાં એને કોઇ જાતનુ જોખમ છે કે કેમ એ વિષે ચોકસાઇથી સવાલો પૂછ્યા. આઇવેનહો કયારે આવી પહોંચશે એ પોતે જાણતો નથી એમ કહી જાત્રાળુએ કહ્યું કે જો વેનીસ ને જીનોઆ થઈ, ફ્રાન્સમાં થઇને જો ઈંગ્લાંડ આવે તો રસ્તામાં કોઇપણ જાતનું જોખમ નડે તેમ નથી. “ વળી આઇવેનહોનો ફ્રેન્ચ ભાષા પર એવો તો સારો કાબુ છે કે ફ્રાન્સમાં મુસાફરી કરતી વખતે એમને જરાએ મુશ્કેલી નડશે નહિ.

લેડી રૉવેનાએ કહ્યું, “ હું તો પરમેશ્વર પાસે ફક્ત એટલુ જ માગું છું કે એ સહીસલામત અહીં આવે અને આ દેશમાં થતા શૌર્યના દાખલા માટે થનાર ક્રિડાયુદ્ધમાં ભાગ લઇ શકે. જો કૉનીંગ્સબર્ગનો એથલસ્ટેઇન ઇનામ મેળવવા પામશે તો જ્યારે આઇવેનહો ઈંગ્લાંડ આવશે ત્યારે માઠી ખબરો સાંભળશે—ઓ ભલા માણસ તમે જ્યારે એને છેલ્લો જોયો ત્યારે એ કેવો દેખાતો હતો? રોગને લીધે એના જોર ને સૌંદર્યનો તદ્દન નાશ તો નથી થયો ને? ”

જાત્રાળુએ કહ્યું, “ કુર-ડી-લાયનની * ટુકડીમાં જ્યારે એ સાઇપ્રસથી આવ્યો તેના કરતાં એનો ચહેરો કાળો, પાતળો અને અતિશય ચિંતાગ્રસ્ત દેખાતો હતો. હું ઓળખતો ન હોવાથી એને મળ્યો નથી.

યુવતીએ કહ્યું, “ સ્વદેશમાં આવવા છતાં ચિંતાનું વાદળ એના ચહેરાપરથી વિખરાશે નહિ, એમ મને તો લાગે છે. ભલા જાત્રાળુ મારા બાલપણાના સાથીની ખબર અંતરો આપવા માટે હું તમારો આભાર માનુ છું—દાસીઓ પાસે આવો. સુતી વખતે પીવાનો દારનો

* ઈંગ્લાંડના રીચર્ડ રાજાનું ઉપનામ.

પ્યાલો આ પવિત્ર માણુસને આપો કે હવે એ જઇને આરામ લે."

એક દાસીએ તેજાનાવાળા દારૂની પ્યાલી આણી. અને રૉવેનાએ હાથમાં લઇ ઓઠે અડકાડી, આ પ્યાલી જાત્રાળુને ધરી. એણે નમન કરી, પ્યાલી હાથમાં લઇ એક બે ગુટડા પીધા.

સોનાનો એક સિક્કો ધરી એ બોલી, "ભલા મિત્ર મુશ્કેલીભરી મુસાફરીઓની તથા જે પવિત્ર સ્થળોએ તમે જઇ આવ્યા છો તેની ખાતર આ દાન લો."

જાત્રાળુએ ફરીથી નમન કરી આ ભેટ લીધી અને એલજીથાની જોડે ઓરડામાંથી બહાર નીકળ્યો.

એનવોલ્ડ હજી સુધી પેલી ઓરડીમાં ઉભો રહ્યો હતો, તેને દાસીએ મસાલ આપી દીધી. ત્યાંથી એનવૉલ્ડ ઉતાવળો ઉતાવળો એ મકાનની બહાર પડતી ઓરડીમાં આવેલા નોકરોને તથા કોઈ જતા આવતાં વટેમાર્ગુને ઉતારો આપવા બાંધેલી ઓરડીઓમાંની એક ઓરડીમાં એને લઇ ગયો.

જાત્રાળુએ પૂછ્યું "આમાંની કઇ ઓરડીમાં જ્યુ સુતો છે?" એનવૉલ્ડ બોલ્યો, "શું નાસ્તિક હીચકારો! તારા જેવા સાધુજનની બાજુની જ ઓરડામાં એ છે. સેંટ ડનસ્ટાન! બીજીવાર કોઇ ખ્રીસ્તીને ઉતારો આપતાં પહેલાં એ ઓરડી કેટલીએ વાર ધોવી પડશે?"

આ અજાણ્યા માણસે પૂછ્યું, "અને ગર્થ ભરવાડ ક્યાં સુએ છે?"

એણે જવાબ આપ્યો, "જ્યુની ઓરડી તમારે ડાબે પડખે છે ને ગર્થની જમણી તરફ છે. જ્યુ લોકોને ભરવાડ તરફ તિરસ્કાર હોય છે. એટલે તમે વચ્ચે સુવાના છો તે ચાલશે. તમે જો ઑસ્વૉલ્ડના આમંત્રણનો સ્વીકાર કર્યો હોત તો તમને આના કરતાં સારી જગ્યા સુવાને મળત."

"આ છે તે જગ્યા જ સારી છે" જાત્રાળુએ કહ્યું. "જ્યુ બીજા ઓરડામાં સુતો હશે તો ઓકના પાટીઆમાંથી કાંઇ આભડછેટ આવવાની નથી."

આટલું બોલી નોકરના હાથમાંથી મશાલ લઇ નોકરનો આટલી તસ્દી લેવા બદલ ઉપકાર માન્યો, ને પોતાને બતાવેલા ઓરડામાં દાખલ થયો. ઓરડીનું બારણું બંધ કરી, પાસે મુકેલી મીણબત્તી મુકવાની દીવીમાં મશાલ મુકી ઓરડામાં ચારે તરફ નજર કરી. ઓરડાનું રાચ-રચીલુ તદ્દન સાદું હતું. ખરબચડા લાકડાંની એક બાજઠ, અને ઘાસના પુળા નાખેલી તથા ચાદર તરીકે ઘેટાંના ચામડાં નાખી પથારી કરવા એક પાટ મુકેલી હતી.

જાત્રાળુએ બત્તી બુઝાવી નાખી, અને કપડાં ઉતાર્યા વગર એ પથારીમાં પડયો. એ ઉંઘ્યો તો ભાગ્યેજ હશે, પણ અજવાળુ એક નાના જાળીયામાંથી રહેજસાજ આવ્યું તથા સૂર્યનાં કિરણ સવારનાં આવ્યાં ત્યાંસુધી એ પથારીમાં પડી રહ્યો. મળસ્કું થતાંને વાર ઉઠી પ્રાર્થના કરી, કપડાં ઠીકઠાક કરી ધીમે રહી સાંકળ ઉઘાડી આઇઝાક જ્યુની ઓરડીમાં એ ગયો.

જાત્રાળુએ જેવી પાટ પર રાત્રિ ગાળી હતી, તેવી જ પાટ પર સુતેલો જ્યુ ઉંઘમાં પણ અસ્વસ્થ જણાતો હતો. આગલે દિવસે જ્યુના પોષાકના જે ભાગ છુટ્ટા લટકતા હતા તે પણ જાણે કોઈ લઇ ન જાય એ બીકે એણે પોતાના શરીરની નીચે દબાવી દીધા હતા. એના ચહેરા પર જણાતી અસ્વસ્થતા પરથી એને કાંઇ વેદના થતી હોય એમ દેખાતું હતું. એ કોઈની જોડે લડતો હોય અથવા તો એને તાણ આવતી હોય એમ સ્વપ્નામાં એ હાથ હલાવતો હતો.

પોતાની માતૃભાષા હીબ્રુમાં એ બબડતો હતો. પણ વચ્ચે વચ્ચે ઈંગ્લાંડ દેશમાં વપરાતી મિશ્રભાષા નોર્મન-ઈંગ્લીશ-માં એ નીચે મુજબ બોલતો હતો, તે સ્પષ્ટ સમજાતું હતું. "અબ્રાહમ પરમેશ્વરને ખાતર મારા જેવા દુઃખી બુઢ્ઢાને હેરાન ના કરો! હું ગરીબ છું. ફુટી બદામ મારી પાસે નથી, બેડીમાં મને જકડી મારશો તો એ મારાથી તમને તૃપ્ત કરી શકાશે નહિ!"

જ્યુના ચહેરા પર થતા ફેરફાર યા તેના શબ્દો સાંભળવા ખોટી ન થતાં જાત્રાળુએ પોતાનો નાનો દંડુકો અડકાડી એને હલાવ્યો. સ્વપ્નાને લીધે છુટેલા ગભરાટમાં આ સ્પર્શથી વધારો થયો, તે એકદમ ચમક્યો.

એના રૂવેરૂંવા બીકથી ઉભાં થઇ ગયાં અને એણે જેમતેમ કપડાં ઠીકઠાક કરી, ન પહેરેલાં જોરથી પકડી લઇ કોઇ મારશે કે શું એવી બીકને લીધે તથા કાંઇક અચંબાને લીધે આવેલા જાત્રાળુ સામુ તાકી તાકીને જોયું.

જાત્રાળુએ કહ્યું, " આઇઝાક ! મારાથી બીશ નહિ. હું એક મિત્ર તરીકે અહીં આવ્યો છું. "

છુટકારાનો દમ ખેચતાં ખેચતાં એણે કહ્યું, " જ્યુ લોકોનો ઇશ્વર તારૂં ભલું કરશે ! મને સ્વપ્નું આવ્યુ હતું. પણ–હા અબ્રાહમ બાપનો ઉપકાર માનું છું કે એ સ્વપ્નું જ હતું. " પછી કાંઇક કાબુમાં આવતાં એ બોલ્યો, " આટલા પરોઢીઆમાં મારા જેવા ગરીબ જ્યુનું તારે શું કામ પડ્યું ? "

જાત્રાળુએ કહ્યું, " આની આ પળેજ આ મકાન તું છોડી નહિ જાય અને રસ્તો પણ જલદી નહિ કાપે તો મુસાફરીમાં તને ભય નડવાનો છે, એ કહેવા હું તને આવ્યો છું. "

" પ્રભુ, પ્રભુ ! " જ્યુ બોલ્યો.—" મારા જેવા એક ગરીબ દરિદ્રીને હેરાન કરવામાં કોઈને શું ફાયદો મળવાનો હતો ? "

જાત્રાળુએ કહ્યું " એનું કારણ તો તું જાણે જ છે ને ? પણ મારા પર વિશ્વાસ હોય તો માનજે કે ગઇ કાલે રાત્રે ઓરડામાંથી નીકળતી વખતે સારેસન ભાષામાં ટેમ્પલરે પોતાના મુસલમાન ગુલામોને કહ્યું છે કે સવારે તારી હીલચાલ પર દેખરેખ રાખવી ને આ મકાનથી જરા દૂર ગયા પછી તને પકડીને ફીલીપ–ડી–મૉલવાઇઝમ અથવા તો રેજીનોલ્ડ ફ્રન્ટ–ડી–બૉ–ના મહેલમાં કેદ કરવો.

આ વાત સાંભળવાથી જ્યુને જે ગભરાટ છુટયો તેનું વર્ણન કરવું અશકય છે. બીકને લીધે એ સુંઢમુઢ બની ગયો, એના હાથ લટકી પડયા, માથું છાતીપર ઢળી પડયુ. ધુંટણ શરીરનો જાણે ભાર ખમી ન શકતાં હોય તેમ વળી ગયાં, અને એનાં સર્વ ગાત્ર ગળી ગયાં કહીએ તોપણ ચાલે. સામા માણસ તરફથી દયા ઉશ્કેરાવવા કોઈ પગે પડે યા નમન કરે તેવી રીતે નહિ પણ જાણે દૈવી કોપ સહી ન શકાતો

હોય, ને જેમ માણસ લાંબો થઇને ઢળી પડે તેમ જાત્રાળુના પગ પાસે એ ઢળી.પડયો.

માથુ જમીનપરથી ઉંચું કર્યા વગર પોતાના કરચલીઓવાળા હાથ વાંકા વાળતો વાળતો અને ઉંચા કરતો કરતો, એ બોલ્યો, " અબ્રાહમના પવિત્ર પ્રભુ ! ઓ પવિત્ર * નોમીસ ! ઓ ભલા + એરોન ! સ્વપ્નુ આવ્યું તે બનનાર બનાવની આગાહી આપવા જ આવ્યું. મારી નસો એમની બેડીમાં જકડાઈ ગઇ જ મને તો લાગે છે. એમોનના બાળક પર જેમ જુલમ ગુજર્યો હતો, તેમ લોખંડી કુહાડી અને ભાલાઓ મારા શરીર પર ભોંકાઈ જતાં લાગે છે ! "

જ્યુની હદપાર બીક તરફ કાંઇક દયા મિશ્રિત તિરસ્કારથી જોઈ રહેલો જાત્રાળુ બોલ્યો, " આઇઝાક, ઉભો થા ને હુ કહું છું તે સાંભળ. રાજાઓ અને સરદારો તારા જાત ભાઇઓ પાસેથી ધન મેળવવા તમને કેટલુ હેરાન કરે છે, તે જાણનારને બીક લાગે એ સ્વાભાવિક છે, પણ ઉભો થા અને હુ તને એમાંથી છુટી જવાનો રસ્તો બતાવું. ગઇ રાતના મોડા જમણને લીધે અત્યારે સૌ નિદ્રાવશ છે. માટે તું આની આજ પળે મકાન છોડી જા. આ જગલમાં ભટકનાર માણસના જેટલો જ હુ પણ આ જગલનો ભોમીયો છું અને જો તારી મરજી હોય તો ક્રિડાયુદ્ધમાં જતાં કોઈ સરદારનો સાથ મળતાં સુધી હુ તારૂં રક્ષણ કરીશ. મને ખાત્રી છે કે તારૂ રક્ષણ કરનાર સરદારનું મન તો તું રંજન કરી શકીશ જ. "

આ શબ્દોમાં જણાતી નાસી છુટવાની આશા કાને પડતાં આઇઝાક ધીમે ધીમે જમીન પરથી ઉભો થયો, અને પછી પોતાની લાંબી સફેદ ડાઢી તથા વાળ સરખા કરી, આશા, બીક, અને કાંઇક શંકાથી પોતાની તિક્ષણ કાળી આંખોથી જાત્રાળુ સામે જોઇ રહ્યો. પણ જ્યારે છેલ્લુ વાક્ય એણે સાંભળ્યુ, ત્યારે પાછો સર્વ ગભરાટ તાજો થયો, અને પાછો

* જ્યુ લોકોનો સરદાર + જ્યુ લોકોનો પહેલો મોટો ધર્મગુરૂ.

જમીન પર પડી ગયો ને બોલ્યો. " મનરંજન કરવાનાં મારી પાસે પૂરતાં સાધન છે ? અફસોસ ! ખ્રીસ્તી લોકોના મનરંજન કરવાની એકજ ચીજ છે, અને વારવાર નીચોવી નીચોવી લાઝેરસ જેવો દરિદ્ર તો મને કરી મૂક્યો છે. તો હવે હું ક્યાંથી મનરંજન કરી શકીશ ? " શંકાએ એની લાગણીઓ પર સામ્રાજ્ય પાથર્યું હોય તેમ એ એકાએક બોલી ઉઠયો. " ઓ જુવાન માણસ પરમેશ્વરને ખાતર મને દગો ના દઇશ. જ્યુ અને તમ જેવા સદ્દગૃહસ્થો, ઇઝરેલાઇટિ અને ઇશમેલાઇટ બનાવનાર પરમાત્માને ખાતર મને દગો ના દઇશ ! એક પેની માંગનાર દરિદ્ર ખ્રીસ્તીનું મન પણ હુ તૃપ્ત કરી શકુ તેમ નથી. " આ શબ્દ બોલતાં બોલતાં એ ઉઠયો અને જાત્રાળુના ઝભાનો છેડો ઝાલી દિનવદને એના તરફ જોઈ રહ્યો. સ્પર્શથી અભડાતો હોય તેમ જાત્રાળુ આઘો ખસી ગયો.

" તારી આખી જાત પાસે જેટલું ધન છે તે સઘળું જ જો તારી પાસે હોય તોએ તને હેરાન કરવામાં મને શો લાભ છે ? મે દરિદ્ર રહેવાના અને લશ્કરી ઘોડા તથા બખ્તર સિવાય આ કપડાં ના બદલવાના સોગંદ ખાધા છે. તારા સાથની મને જરૂર છે એમ ના સમજતો. મને એનાથી કાંઇ લાભ નથી, જોઇએ તો અહીંઆ રહે, સેડ્રીક-ધ-સેકસન તારી સંભાળ લેશે. "

જ્યુએ કહ્યું, " અફસોસ ! એ પોતાના સાથમાં મને નહિ લઇ જાય. ગરીબ ઇઝરલાઇટનો સાથ નોર્મનોની પેઠે જ સેકસનો પણ ધિક્કારે છે. ફીલીપ-ડી-માલવૉઇઝીમ તથા રેજીનોલ્ડ ફ્રન્ટ-ડી-બૉ-ની જમીનોમાંથી એકલા જવું ?-ભલા યુવાન-હું તારી સાથે આવીશ. ચાલો આપણે જલદી જઇએ. કમ્મરપટા બાંધી લો-ચાલો આપણે નાસી જઈએ-તારી ચીજો તો અહીંજ છે. તો હવે તું કોની રાહ જુએ છે ? "

જાત્રાળુએ પોતાના સાથીની ઉતાવળ જોઇ કહ્યું. " હું રાહ જોતો નથી, પણ આ મકાનમાંથી નીકળી જવાનો રસ્તો શોધું છું-મારી પાછળ આવ. "

આપણે આગળ વાંચ્યું હતું તે બાજુની ઓરડીમાં જ્યાં ગર્થ સુતો હતો ત્યાં જાત્રાળુ જ્યુને લઇ ગયો. એણે કહ્યું. "ઉઠ, ગર્થ જલદી ઉઠ, બહારનો દરવાજો ખોલી મને અને આ જ્યુને જવા દે."

હલકા દરજ્જાની નોકરી પર ગર્થ હોવા છતાં સેકસન અંગ્રેજોના ઘરમાં એનો દરજ્જો એવો હતો કે કાંઇક પરિચિત અને આજ્ઞા આપતા અવાજને લીધે એને રોષ ચઢ્યો. પથારીમાંથી ઉઠયા વગર કોણી પર માથું ટેકવી અને આંખો ચઢાવીને બોલ્યો. "શું રૉધરવુડમાંથી જતા જ્યુની જોડે જાત્રાળુ જવા માંગે છે ?"

આજ પળે ઓરડામાં દાખલ થતાં વૉમ્બાએ કહ્યું. "જ્યુ ડુક્કરનું માંસ ચોરી જતો હોય તેટલી જ અજાયબી આ જાત્રાળુ જ્યુ જોડે જવા તૈયાર થયો છે તે વાતથી મને લાગે છે."

તકીઆની ગરજ સારતાં પાટીયાં પર માથું પાછું મુકી દઈ ગર્થ બોલ્યો કે, "જ્યુ તથા જાત્રાળુ બેમાંથી એકે મોટો દરવાજો ઉઘડતા સુધી જઈ નહિ શકે. અમે અમારા પરોણાઓને કઢંગે વખતે તથા છાનામાના જવા દેતા નથી."

આજ્ઞાના અવાજમાં જાત્રાળુ બોલ્યો, "પણ મને લાગે છે, કે તું મને તો જવાજ દઇશ."

આટલું કહી જાત્રાળુએ આરામથી પડેલા ભરવાડના કાનમાં સેકસન ભાષામાં કાંઇક કહ્યું. ઝબકીને જાગ્યો હોય એમ ગર્થ ઉઠયો. કાંઈક ચેતવણી આપતો હોય તેમ આંગળીથી નિશાની કરી એ બોલ્યો, "ગર્થ, સંભાળ રાખજે ! તું ડાહ્યો તો છુંજ. હું કહું છું કે દરવાજો ખોલ ને વધારાની તને પછી ખબર પડશે."

કાંઇક ઉતાવળથી ને ખુશીથી ગર્થે દરવાજો ખોલ્યો અને વૉમ્બા તથા જ્યુ તો એના ચહેરામાં એકાએક થએલા ફેરફાર તરફ જોઈજ રહ્યા.

દરવાજા પાસે આવતાં જ્યુએ કહ્યું, "મારૂં ખચ્ચર, મારૂં ખચ્ચર ?"

જાત્રાળુએ કહ્યુ, "એનું ખચ્ચર લઇ આવ, અને આ રસ્તામાંથી

એને સહીસલામત પહોંચાડવા માટે મારે માટે પણ એક ખચ્ચર જોઇશે. એસ્મીમાં સેડ્રીકના નોકરોને હું ખચ્ચર સોંપી દઇશ. અને તું "–કેટલાક શબ્દો એણે ગર્થના કાનમાં કહ્યા.

"ખુશીથી, ઘણી ખુશીથી કરીશ." એટલું બોલી ગર્થ કામે વળ્યો. ગર્થ ગયો કે વૉમ્બાએ કહ્યું, "હોલીલેન્ડમાં જઇ તમે જાત્રાળુઓ જે શીખી આવો છો તે મને આવડતું હોત તો સારૂં થાત!"

જાત્રાળુએ કહ્યું. "પ્રાર્થનાઓ કરવાનું, કરેલાં પાપ માટે પ્રાયશ્ચિત કરવાનું, અને અપવાસ તથા જાગરણ કરી દેહદમન કરવાનું અમે શીખીએ છીએ."

મશ્કરાએ કહ્યું, "એના કરતાં બીજું કાંઈ પણ તમે શીખ્યા લાગો છો. પશ્ચાતાપ અને પ્રાર્થનાઓ તમે કરો છો માટે ગર્થ કાંઇ સભ્ય થયો નથી, અને તમે વ્રત ઉપવાસ કરી જાગરણ કર્યાં છે માટે ગર્થ તમને ખચ્ચર આપવા તૈયાર થયો નથી. એનાં માનીતાં કાળાં ડુક્કરો પર જો તમારાં તપ શાસનની અસર થાય તો એના પર થાય એમ છે."

જાત્રાળુએ કહ્યું, "જા, જા, તું સેક્સન વિદુષક જ છું."

વિદુષકે કહ્યું, "તું ખરૂં જ કહે છે. જો તારી માફક હું પણ એક નોર્મન હોત તો મૂર્ખો ગણાવાને બદલે ડાહ્યામાં ખપતો હોત."

આજ પળે ગર્થ ખચ્ચરોને લઇને ખાઇઓની સામી બાજુએ આવી પહોંચ્યો. બે પાટીઆ જેટલા સાંકડા પૂલ પર થઇને એમણે ખાઇ ઓળંગી. આ પૂલની પહોળાઇ પાછલા દરવાજાની પહોળાઇના પ્રમાણમાં હતી. આ દરવાજામાંથી જંગલમાં જવાની નાની બારી જેવું હતું. ખચ્ચરોની પાસે પહોંચતાને વાર જ જ્યુએ ઉતાવળથી અને ધ્રુજતા હાથવતી ઝભાની નીચેથી એક ભુરાં કપડાંની કોથળી કાઢી જીનની નીચે સેરવી દીધી ને એ બબડયો. "બે ચાર જુનાં ગાભાં છે–ગાભાં." એની ઉમર જોતાં એ ઘણી ઉતાવળથી ખચ્ચર પર ચઢયો, અને પોતાના ઝભાનો ઝુલતો ભાગ જીન નીચે લટકાવેલી કોથળી બરાબર ઢંકાઇ રહે એમ ગોઠવી દીધો.

જાત્રાળુ કાંઇક ધીમેથી ચઢ્યો અને આગળ ચાલવા માંડતાં પહેલાં ગર્થ તરફ એણે પોતાનો હાથ ધર્યો. ગર્થે ઘણા માનથી આ હાથ પર બચ્ચીઓ કરી. જ્યાંસુધી આ બંને જણાં જંગલની ઝાડીઓમાં અદૃશ્ય થઇ ગયા ત્યાંસુધી ગર્થ એમના તરફ જોઇ જ રહ્યો. આખરે વૅમ્બાએ એને આ વિચાર વમળમાંથી જગાડ્યો.

વિદુષકે કહ્યું, " ગર્થ, મારા દોસ્ત, તને ખબર છે કે આજના જેવા ઉનાળાની સુંદર પ્રભાતે તું કાંઇ ઘણો સભ્ય અને ભાવિક થઇ ગયો છું ? હું જો એકાદ કાળી કફનીવાળો સાધુ અથવા તો ઉઘાડા પગવાળો જાત્રાળુ હોત તો તું મારા તરફ સભ્ય રહેત અને તારો પ્રેમ આપત પણ ખરૂં કહું છું કે હું કાંઈ તારી એકાદ આવી ભાવપૂર્ણ બચ્ચીથી સંતોષ ના માનત હોં. "

ગર્થે કહ્યું, " વૅમ્બા ! તું મૂર્ખ તો નથી જ હોં. તું નજરે જે જોઇ શક્યો તે પરથી વાત કરે છે ને ડાહ્યામાં ડાહ્યા માણસો પણ ઉપરથી જ અનુમાન બાંધે છે.––પણ હવે મારે કામે વળગવાનો વખત થઈ ગયો. "

આટલું કહી એ મકાન તરફ વળ્યો ને મસ્કરો પણ પાછળ પાછળ ગયો.

આ વખતે મુસાફરો તો બનતી ઉતાવળે આગળ વધ્યે જ જતા હતા. વૃદ્ધ માણસ સાધારણ રીતે ઘણી ઝડપથી જઇ શકતા નથી, પણ આ લોકોની ઝડપપરથી જ્યુના ગભરાટનો આપણને પૂરો ખ્યાલ આવી શકતો હતો. આ જંગલની ગલીકુંચીઓથી માહિતગાર જાત્રાળુ જ્યુને વાંકેચુકે રસ્તે લઈ જતો હતો, તેથી જ્યુને પોતાને કોઇ શત્રુના હાથમાં જાત્રાળુ સપડાવવા માગે છે કે શું એવી શંકાઓ ઉઠતી.

એની આ શંકાનું કારણ સમજાય તેવું હતું; આ યુગમાં જ્યુ લોકો પર નિરંતર જે ઘાતકી જુલમ ગુજરતો હતો, તેવો જુલમ પૃથ્વી પાણી કે હવામાં વસતા કોઇ જીવ પર ગુજરતો ન હતો. તદ્દન નજીવાં અને ગેરવાજબી બહાનાં, અને બીન પાયાદાર અને વિવેક રહિત આળ

મૂકી એમનાં ધનમાલ લૂંટી લેવા, એમના પર જાતજાતનો ત્રાસ વર્તતો હતો. પોતે જ્યુ લોકો તરફ તિરસ્કાર દર્શાવી, એમની બદબોઇ કરી, એમને લૂંટી હેરાન કરી તથા એમના પર ત્રાસ વર્તાવી ધર્મની ફરજ અદા કરે છે, એવી માન્યતા હોવાથી બીજી બાબતોમાં પરસ્પર વિરુદ્ધ લાગણીઓ હોવા છતાં આ બાબતોમાં નોર્મન, સેકસન, ડેઇન અને બ્રિટન એ ચારે પ્રજાનું વર્તન એક સરખું જ હતું. નોર્મનના રાજાઓ તથા એમની ચાલે ચાલનારા નિર્દય અમીર ઉમરાવો, આ આધીન પ્રજા પર વધારે નિયમિત અને મતલબી બુદ્ધિથી જુલમ કરતા હતા. એમ કહેવાય છે કે રાજા જૉને એક પૈસાદાર જ્યુને પૈસા કઢાવવાના ઉદ્દેશથી એક રાજમહેલમાં કેદ કર્યો હતો. દરરોજ એનો એક દાંત ખેંચી કાઢવામાં આવતો. આ બિચારા જ્યુના અડધા જડબાના દાંત જ્યારે ખેંચી કાઢયા ત્યારે ત્રાસના માર્યે એણે પોતાની દોલતનો મોટો ભાગ આપવાનું કબુલ કર્યું. આ ત્રાસ પામતી પ્રજા પાસે દેશના રોકડાં ધનનો મોટો ભાગ હોવાથી રાજા અને અમીરો આ ધન કઢાવવા જાતજાતનો ત્રાસ દેતા અને એમના દેહને દમતાં પણ અચકાતા નહિ. પણ આ લોભી ને સહનશીલ પ્રજા સમૃદ્ધિવાન ઇંગ્લાંડમાં મળતો અખૂટ લાભ લોભને વશ થઈ અળગો કરવાનો વિચાર કરતી નહિ. દરેક રીતની હેરાનગતિ, અને એમને ગમે તે બહાને હેરાન કરવા તથા લૂટી લેવા જ્યુ પર નંખાયલા ખાસ કર તથા તે વસુલ લેવા નિમાયલી કચેરીઓ હોવા છતાં જ્યુ લોકોનું ધન તો મોટા જથામાં વધતું જ ગયું. આ ધન એ લોકો હુંડીઓના રૂપમાં એક પાસેથી બીજા પાસે ને બીજા પાસેથી ત્રીજાને મોકલી આપતા હતા. આ હુંડીઓ મોકલવાની રૂઢીને લીધે પૈસા માટે જ્યારે એમના પર ત્રાસ પડતો હતો ત્યારે એમનું ધન તો બીજા જ દેશમાં સહીસલામત જગ્યાએ મુકાઇ ગએલું રહેતું. વેપારમાં આ હુંડી મોકલવાની રૂઢીને લીધે એવી તો સગવડ થઇ ગઈ છે કે દરેક વેપારી આ જાતિનો અહોનિશ આભારી રહેશે જ.

જેમ જેમ ધર્મના જુસ્સા તથા નિર્દયતાને આધીન પ્રજા જ્યુ

જાત પર જુલમ ગુજારતી હતી, તેમ તેમ એમનો પૈસાનો લોભ તથા ચીવટાઇ વધતી જતી હતી. અને વેપાર રોજગારમાં મેળવેલા અખૂટ ધન સારૂ જેમ જુલમ ગુજરતો હતો, તેમજ આ ધનની માલીકી સારૂ એમનું રક્ષણ કરનારા પણ મળી આવતા, ને એમની લાગવગ પણ વધતી જતી હતી. ઈંગ્લાંડમાં એમનું જીવન આ જાતનું હતું. હમેશના એમના આ પ્રકારના જીવનને લીધે, એમના સ્વભાવમાં સાવધતા, શંકાશીલપણું, અને ચીવટાઇના ખાસ ગુણો ખીલવા ઉપરાંત પોતાના પર જે જુલમ ગુજરે તેમાંથી બચવા માટે હઠીલાઇ, નમ્યું ન આપે એવી જીદ્દ, અને કાબેલપણું પણ આવ્યાં હતાં.

જ્યારે આ મુસાફરો ઘણા વાંકાચુકા રસ્તા પર થઈ ઘણે આગળ નીકળી ગયા ત્યારે આખરે જાત્રાળુ બોલ્યો.

એણે કહ્યું, "પેલાં મોટાં જર્જરીત ઓક ઝાડ આગળથી ફ્રન્ટ-ડી-બૅા-ની જમીનની હદ પુરી થાય છે અને મૅાલવાઇઝિમની જમીન તો ક્યાંએ પાછળ રહી ગઇ. હવે કોઈ પાછળ પડવાની બીક નથી."

જ્યુએ કહ્યું, "ફેરોની સેનાના રથનાં જેમ પૈડાં નીકળી ગયાં હતાં તેમ એમના રથના પૈડાં પણ ભાંગી જાવ. પણ ભલા જાત્રાળુ મને અહીં મૂકીને જતો ના રહીશ. ટેમ્પલર અને એના સારેસન ગુલામોનો ત્રાસનો વિચાર આવતાં જ મને કંપારી છુટે છે. કારણકે એ કાંઇ કોઇના મહેલ, માલિકી કે કોઇની જમીનની હદ પાસે હોય તેનો વિચાર કરે એમ નથી."

જાત્રાળુએ કહ્યું, "મારા જેવા જાત્રાળુને તારા જેવા સાથે જરૂર કરતાં વધારે મુસાફરી કરવી યોગ્ય ના કહેવાય. માટે હવે આપણા એના રસ્તા જુદા પડશે. હથિયાર સજ્જ બે માણસો સામું મારા જેવો શાંત સાધુ તે શું મદદ કરવાનો હતો ?"

જ્યુ બોલ્યો, "ઓ ભલા યુવાન, તું મારૂં રક્ષણ કરી શકે એમ છે, અને તું મદદ કરીશ એવી મારી ખાત્રી છે. હું ગરીબ છું છતાં બદલો વાળીશ-પૈસાથી નહિ, અબ્રાહમ પિતા ? પૈસાથી નહિ. કારણકે મારી પાસે પૈસો નથી. પણ-"

વચ્ચે જ જાત્રાળુ બોલ્યો, " મેં કયારનુંએ તને કહ્યું છે કે મારે તારી પાસે પૈસો કે બદલો જોઇતો નથી. હું તને રસ્તો દેખાડીશ, ને બનશે તો તારૂં રક્ષણ કરીશ. કારણકે સારેસની લોકોના જુલમમાંથી જ્યુનું રક્ષણ કરવું એમાં કાંઇ એક ખ્રીસ્તીને નાનમ લાગે તેવું નથી. તેથી જ્યુ, હું તને કોઇ સારા મુસાફરના રક્ષણ તળે મૂકીને જ જઇશ. આપણે લગભગ શેફીલ્ડની પાસે આવી પહોંચ્યા છીએ અને ત્યાં તો તારા ઘણા જાતભાઇઓ રહે છે. એટલે પછી તારે બીકનું કાંઈ કારણ નહિ રહે. "

જ્યુએ કહ્યું, " ભાઈ જેકોબ ભગવાન તારૂં ભલું કરશે. શેફીલ્ડમાં ઝેરાથ નામનો મારો એક સગો રહે છે તેને ત્યાં હું રહીશ ને પછી કાંઈ સાધન લઇ આગળ મુસાફરી કરીશ. "

જાત્રાળુએ કહ્યું, " ઠીક ત્યારે શેફીલ્ડથી આપણે છુટા પડીશું, અને શેફીલ્ડ પહોંચતાં અર્ધા કલાકથી વધારે વખત નહિ લાગે. "

જાત્રાળુને જ્યુ સાથે ખાસ જરૂર વગર વાતચિત કરવાનો તિરસ્કાર હોય તેથી કે હૉલી સેપલકર જઈ પવિત્ર થઇ આવેલા માણસ સાથે વાત કરી એને અપવિત્ર કરવાનો જ્યુનો વિચાર ના હોય તેથી આ અડધો કલાક બેમાંથી એકકે જણ બોલ્યું નહિ. સહેજ ચઢણવાળી જગ્યા પર આવતાં જાત્રાળુએ તળેટીમાં દેખાતા શેફીલ્ડ તરફ આંગળી કરીને બોલ્યો, " ત્યારે અહીંથી આપણે છુટા પડીએ. "

આઇઝાકે કહ્યું, " ગરીબ જ્યુ તમારો સહેજ ઉપકાર માને એટલો વખત થોભો, કારણ કે મારા સગા ઝેરાથ તમારો બદલો વાળવા મને થોડું ઘણું નાણું કદાચ ધીરે તો ખરો પણ મારાથી તમને કાંઈ ત્યાં આવવાનો આગ્રહ કરાય નહિ. "

જાત્રાળુએ કહ્યું, " મે તો કયારનું કહી દીધું છે કે મારે કોઇ પણ જાતનો બદલો જોઇતો જ નથી. પણ જો તું તારા અસંખ્ય દેવાદાર ખ્રીસ્તીઓમાંથી મારે ખાતર થોડાને પણ દેવું ન ભરવા માટે કેદમાં નહિ નંખાવે તો મારા વખતનો હું સદુપયોગ માનીશ. "

એના ઝભાનો છેડો પકડતાં પકડતાં એ બોલ્યો, " પણ ઉભા રહો, ઉભા રહો; આના કરતાં હું કાંઇક વધારે કરીશ—તારે પોતાને માટે મારે કાંઈ કરવું છે. પરમેશ્વરને પણ ખબર છે કે જ્યુ ગરીબ છે.— હા ! આઇઝાક એની જાતમાં ગરીબમાં ગરીબ છે. પણ આમ જો ! આ પળે તને સૌથી વધારે કઈ ચીજની જરૂર છે, તે જો હું કહી આપું તો ગુસ્સે ના થઇશ હોં. "

જાત્રાળુએ કહ્યું, " મારે જે ચીજની જરૂર છે તે તું કહી શકે તોપણ તું જેટલો ગરીબ છું એમ કહે છે તેટલો જ પૈસાદાર હોય તોએ તું આપી શકે એમ નથી."

" હું કહું છું એટલો " જ્યુ બોલી ઉઠ્યો. " અરે હું ખરૂ જ કહું છું કે મને લૂંટી લીધો છે. મારે દેવું છે ને હું દુ:ખી માણસ છું. મારાં ધનમાલ તથા વહાણો જુલ્મી લોકોએ મારી પાસેથી છીનવી લીધાં છે. છતાંએ તારે જે ચીજની ઘણી જરૂર છે તેનું નામ હું કહીશ, અને તને અપાવીશ. હાલ તને એક અશ્વ અને બખ્તરની જરૂર છે. "

જાત્રાળુ ચોંક્યો અને જ્યુ તરફ એકદમ ફરીને એ ઉતાવળેથી બોલ્યો " કયા સેતાને તને આ વિચાર આણ્યો ? "

જ્યુએ હસતાં હસતાં કહ્યું. " મારી ધારણા ખરી છે એટલે શા પરથી મને ખબર પડી તે શોધવાની જરૂર નથી. હું તારી જરૂરીઆત પૂરી પાડીશ. "

જાત્રાળુએ કહ્યું, " પણ મારા જેવા જાત્રાળુને એ ચીજનો ઉપયોગ શો ? "

જ્યુએ કહ્યું, " હું તમને ખ્રીસ્તી લોકોને ઓળખું છું. વહેમને વશ થઇ પાપની મુક્તિ કરવા તમે ભગવાં ધારણ કરો છો, અને મરી ગએલા સાધુ સંતોની કબરોએ જાત્રાસ્થળ ગણી ચાલતા જાઓ છો.

કાંઇક કરડાઇથી જાત્રાળુ બોલ્યો " ગમે તેમ બોલ નહિ. "

જ્યુએ કહ્યું " માફ કરજો હું કાંઇક ઉતાવળથી બોલ્યો ખરો. જેમ ચકમકના પથરાના તનખા નીકળવાથી અંદર રહેલી ધાતુ જણાઇ આવે

છે, તેમ ગઇ રાત્રે અને આજ સવારે તમારા બોલાયલા શબ્દો પરથી તમારા શૌર્યની ખબર પડી છે. અને તમારી જાત્રાળુની કફની નીચે બહાદુર રણવીરો પહેરે છે તેવી સાંકળી અને સોનાની એડી લટકે છે. તે આજે સવારે તમે મારા પર વાંકા વળી નમ્યા હતા ત્યારે મારી નજરે પડયાં હતાં."

જાત્રાળુને આ વાક્યથી હસવું આવ્યા વગર રહ્યું નહિ. "આઇઝાક ! તારા જેવી ખાંતખોળ કરનારી નજરથી તારાં કપડાંની જડતી લીધો હોય તો શું શું દોલત નજરે પડે ?"

એકદમ એના ચહેરા પરનો રંગ બદલાઇ ગયો ને જ્યુ બોલ્યો. "ચાલો હવે એ વાત બંધ કરો." વાત આગળ વધતી હોય એમ ઉતાવળથી લખવાનો સામાન કાઢયો, અને ખચ્ચરપરથી ઉતર્યા વગર પોતાની પીળી ટોપી પર કાગળ મૂકી એણે કાંઇક લખ્યું. હીબ્રુભાષામાં લખેલો કાગળ જાત્રાળુને આપી એ બોલ્યો. "લીસ્ટર શહેરમાં પૈસાદાર લૉમબાર્ડીના કોરજાથ જેઇરામ જ્યુનું ઠેકાણું તો કોઈ પણ બતાવશે. એને આ ચીઠ્ઠી આપજે. એની પાસે મિલાનની બનાવટના ૭ બખ્તર વેચવાનાં છે. એમાંનું ખરાબમાં ખરાબ પણ રાજાને લાયકનું છે, અને એની પાસે દશ લશ્કરી અશ્વ છે. આમાંથી ખરાબમાં ખરાબ અશ્વ પર પણ રાજ્યને સારૂ લડાઇએ ચઢેલો રાજા સ્વાર થતાં અચકાય નહિ. આમાંથી તને જે પસંદ પડે તે તું લેજે, અને ક્રિડાયુદ્ધમાં તને જરૂર પડે એવી બીજી ચીજો પણ માંગી લેજે. ક્રિડાયુદ્ધ પુરૂં થતાં આ ચીજો તું પાછી સોંપી આવજે—નહિ તો એની કિંમત આપજે."

સહેજ હસતા હસતા જાત્રાળુ બોલ્યો, "પણ આઇઝાક તને ખબર છે કે ક્રિડાયુદ્ધમાં તો હારેલા માણસનો ઘોડો તથા બખ્તર જીતનારને આપી દેવાં પડે છે ? હું કદાચ હારી પણ જાઉં, અને મારી પાસેથી ઘોડો ને બખ્તર પણ જાય ને પૈસા તો છેજ નહિ તેનું શું ?"

આ વાત સાંભળી જ્યુ કાંઇક વિચારમાં પડી ગયો, પણ હિંમત આણી એ ઉતાવળથી બોલ્યો. "ના–ના–ના એ અશક્ય જ છે; હું એ માનું નહિ. આપણા પરમાત્માની તારા પર મહેરબાની રહેશે. મોઝીસના દંડ જેવું તારા ભાલામાં બળ રહેશે, બળ."

આટલું કહી એણે ખચ્ચરને ચલાવવા માંડયું, પણ જાત્રાળુએ જઈ એના ઝભાનો છેડો ઝાલી અટકાવ્યો. "ના પણ આઇઝાક, એમાં શું શું જોખમ છે તેની તને બરાબર ખબર નથી. કદાચ ઘોડો મરી જાય, અને બખ્તર ભાંગી જાય–કારણકે હું ક્રિડાયુદ્ધ ખેલતી વખતે મારી જાત કે ઘોડાની જાતનો વિચાર કરતો નથી. વળી તારી જાતનાં માણસો ફોગટની કોઈ ચીજ આપે જ નહિ. આ ચીજોના વપરાશ બદલ પણ મારે કાંઇ આપવું પડે."

પેટમાં આંકડી આવી હોય એમ જ્યુ એકદમ જીન પર વળી ગયો. પણ રોજની લોભી લાગણીઓ પર એના ઉત્તમ ગુણો ખીલી નીકળ્યા. એ બોલ્યો, "મને દરકાર નથી, મને કોઈ વાતની હરકત નથી, મને જવા દે. નુકશાન થશે તો તારે કાંઇ ભરવું નહિ પડે. ભાડાના પૈસા તો પોતાના સગા આઇઝાક માટે કીરજાથ જેઇરામ મુકી દેશે. સલામ !–પણ ભલા યુવાન સાંભળ." કાંઇક વાંકો વળી એ બોલ્યો. "આ ફોગટ દ્વંદ્વયુદ્ધમાં વગર ખપનું ઝપલાવીશ નહિ–હુ આ કાંઇ ઘોડા કે બખ્તરના બચાવ સારૂ નથી કહેતો. તારા શરીરના રક્ષણ માટે જ કહું છું."

ફરીથી હસતા હસતા જાત્રાળુએ કહ્યું, "આ ચેતવણી માટે ઉપકાર માનું છું. તારી ભેટનો હું ઉપયોગ કરીશ, અને ન છુટકે જ એનો બદલો વાળ્યા વિના રહીશ."

આટલું કહી બને જણા છુટા પડયા ને શેફીલ્ડ જવા બે જણે બે રસ્તા લીધા.

# પ્રકરણ ૭ મું.

આ વખતે અંગ્રેજ પ્રજાની સ્થિતિ ઘણીજ દુઃખદાયક હતી. રીચર્ડ રાજા ઓસ્ટ્રીઆના લુચ્ચા અને નિર્દય ડયુકને ત્યાં કેદ પડયો હતો. ખરૂં કહીએ તો એના કેદખાનાની જગ્યાની કોઇને બરાબર ખબર ન હતી, અને એની ખરી સ્થિતિથી એના રાજ્યના અમલદાર વર્ગને હાથે અપમાન ખમતી પ્રજા અજાણ હતી.

પોતાના ભાઇના અનેક ઉપકાર તળે દબાયલો હોવા છતાં પ્રિન્સ જોન ઑસ્ટ્રીઆના ડયુકપર પોતાના ભાઈ રીચર્ડને કેદખાનામાં વધુ વખત પૂરી રખાવવા, કુર–ડી–લાયન ( રીચર્ડ )ના કટ્ટા શત્રુ ફ્રાન્સના રાજા ફીલીપની લાગવગ વાપરવા ચુકતો નહિ. રાજાનું જો મોત નીપજે તો રાજ્યના ખરા વારસ જીઑફ્રી પ્લેન્ટેજેનેટના દીકરા બ્રીટનના ડયુક અને જોનના મોટા ભાઈ આર્થરનો હક છીનવી લઈ પોતે ગાદી પર બેસવા માટે એ આ વખત દરમ્યાન રાજ્યમાં પોતાની સત્તા વધારવાનો પ્રયત્ન કરતો હતો. એ તો જાણીતું છે કે એણે પાછળથી આર્થરનો ગાદીનો હક છીનવી પણ લીધો હતો. જોન સ્વભાવે અસ્થિર, દુરાચારી અને રાજદ્રોહી હોવાથી રીચર્ડ રાજાની ગેરહાજરી દરમ્યાન ઘાતકી વર્તન ચલાવનારાઓ એના કોપના ભોગ થઈ પડવાની બીકે જોનના પક્ષમાં ભળતા એટલું જ નહિ પણ ધર્મને અંગે થએલી લડાઇ પુરી થયા પછી ગરીબ થએલા અને પૂર્વના દેશમાં પ્રચલિત દુર્ગુણો શીખી પાછા આવેલા લશ્કરી સિપાઇઓ પણ જો દેશમાં અંદર અંદર લડાઇ થાય તો લૂંટવાનો લાગ મળે એ વિચારથી જોનના પક્ષમાં ભેળાતા.

પ્રજાની આ દુર્દશા તો હતી જ તેમાં વળી પટાવત સરદારોના જુલમથી તેમજ જંગલો સારૂ ઘડાએલા સખ્ત કાયદાને લીધે ત્રાસી અસંખ્ય ટોળીઓ બહારવટે નીકળી પડી હતી. આ બહારવટીઆઓએ રાજાની હકુમત તથા ન્યાયાધિકારની દરકાર ન કરતાં કેટલાંક જંગલો તથા ખરાબાઓ કબજે કર્યા હતા. પોતાના મજબુત કિલ્લાઓમાં રહેતા અને આસપાસની થોડીક

સરહદ પર પોતાના નોકરો તથા તાબેદારોની મદદથી નાના નાના રાજા થઈ બેઠેલા સરદારો ઉઘાડે છોગે બહારવટે નીકળેલાઓ કરતાં કાયદાને કાંઇ વધારે માન આપતા ન હતા. અસંખ્ય સેવકો તથા મોભાને છાજતા હદપાર ખર્ચ ટકાવવા, આવા સરદારો જ્યુ લોકો પાસેથી ભારે વ્યાજથી પૈસા લેતા. આ વ્યાજ એટલું તો ભારે લેવાતું કે ઉધાઇ જેમ કપડું કરડી નકામું કરી નાખે તેમ વ્યાજમાં ને વ્યાજમાં એમનાં વતનો સ્વાહા થઈ જતાં, પણ આમાંથી છુટવા લેણદારોને અનીતિવાન જુલમોથી લાગ મળે એવા તો રજાડના કે લેણદારો છોડી મુકયા વગર રહેજ નહિ.

આવા જાતજાતના જુલમને લીધે આ વખતે ઇંગ્લાંડની પ્રજા ઘણા ભયમાં હતી, છતાં ભવિષ્યમાં પડનાર દુઃખ સબંધી તો એમને મનથી અતિશય ત્રાસ હતો. આટલું દુઃખ જાણે ઓછું હોય તેમ એક ચેપી ને પ્રાણઘાતક રોગ ફાટી નીકળ્યો ને હલકા તેમ જ સત્વહીન ખોરાક, અસ્વચ્છ રહેણીકરણી ને ગરીબ લોકોના હવા ઉજાસ વગરના રહેઠાણોને લીધે આ રોગ ઘણા જોસમાં આગળ વધ્યો, પણ આ રોગના ભોગ થઈ પડેલા અસંખ્ય માણસોની દયા આવવાને બદલે બચનાર માણસોને ભવિષ્યમાં પડનાર દુઃખ મરનારાઓને જોવું નહિ પડે એ વિચારથી એમની કાંઇક અદેખાઈ આવતી.

આવા જાતજાતના દુઃખ પ્રજા પર પડયાં હતાં છતાં તે વખતમાં ભવ્ય ગણાતા ક્રિડાયુદ્ધમાં ગરીબ કે તવગર, ગામડીઆઓ કે સરદારો, મેડરીડના અર્ધા ભૂખે મરતા માણસો ગોધાઓની લડાઇમાં જેટલા રસથી ભાગ લેતા હતા તેટલાજ એકસરખા હોંસ ને ઉત્સાહથી ભાગ લેવા હાજર થતાં.—આવા તમાશાને પ્રસગે આબાલ વૃદ્ધ તેમ ઉમરનો કે ફરજનો વિચાર કરી કોઈ પણ ગેરહાજર રહી શકે એમ ન હતું. લીસ્ટર પરગણાંના એશ્બી શહેરમાં થનાર આ ક્રિડાયુદ્ધમાં શસ્ત્રનિપુણતામાં પ્રખ્યાતી પામેલા સરદારો ભાગ લેવાના હતા ને પ્રિન્સ જોન પોતે પણ આ પ્રસગે હાજર રહેવાના હતા. તેથી ઉપર કહ્યું તેમ ગરીબ ને તવંગરો, વૃદ્ધ ને યુવાન એ સર્વ લોકોના ટોળેટોળાં આ સ્થળે આવવા માંડયા.

દેખાવ અતિશય વિલક્ષણ હતો. એશ્બી શહેરથી એકાદ માઇલને અંતરે ને બાજુમાં આવેલા જંગલની હદ આગળ અતિ રમણિય ને સુંદર લીલુ ઘાસ ઉગેલું એક વિશાળ મેદાન હતું. આ મેદાનની એક બાજુપર જંગલનો છેડો આવતો હતો ત્યારે બીજી બાજુએ ચોતરફ ફેલાએલી ડાળીઓવાળાં વિશાળ ઓકના ઝાડોની હાર આવી રહી હતી. આ થનાર ક્રિડાયુદ્ધને માટે કુદરતે જ જાણે ખાસ જમીન તૈયાર કરી હોય તેમ વચલી જમીન કરતાં ચારે બાજુની જમીન સહેજ સહેજ ઢાળવાળી હોઇ જરા ઉચી થતી જતી હતી. આ પ્રસંગને માટે એક માઇલિ લાંબા અને અર્ધા માઇલ પહોળા જમીનના આ ટુકડાને દરવાજા કરી તથા વાડ ભરી જુદો પાડયો હતો. આ વાડની અંદરની જગા લંબચોરસ હતી, પણ જોવા આવનારા માણસોની સગવડ સારૂ ખુણાઓ આગળથી વાડ ગોળાકાર રાખી હતી. સરતમાં ઉતરનારા યોદ્ધાઓ સારૂ ઉત્તર દક્ષિણે એકી વખતે પૂરપાટ દોડતા બે યોદ્ધાઓ દાખલ થઈ શકે એવા પહોળા ને મોટા બે લાકડાના દરવાજા હતા. આ દરેક દરવાજા પર બબ્બે ચારણો, છ છ રણશીંગા ફુંકનારાઓ, અને કેટલાક અનુચરો તથા બરાબર વ્યવસ્થા રાખવા તથા સરતમાં ઉતરનાર સરદારની પદવી તથા ગુણોની તપાસ કરવા તેમ લોકોને તેની જાણ કરવા સશસ્ત્ર સિપાઇઓ ઉભા રહ્યા હતા.

દક્ષિણ તરફના દરવાજાથી થોડે દૂરની કુદરતીજ સહેજ ઉંચાણવાળી જગ્યાએ દ્વંદ્વાવાહન કરનાર પાંચ સરદારના ખાસ પસંદ રંગના રાતા, ભુરા યા કાળા વાવટાઓથી સુશોભિત કરેલા પાંચ તંબુઓ માર્યા હતા. તંબુ બાંધવાના દોરડાંનો રંગ વાવટા જેવો જ હતો. દરેક તંબુ પર અંદર રહેતા યોદ્ધાની ઢાલ લટકાવી હતી, અને આ ઢાલની પાસે સરદારનો અંગરક્ષક પોતાના શેઠના શોખ મુજબ કાંઇ વિચિત્ર દેખાવનો પોષાક પહેરી ઉભો હતો. જો કે બ્રાયન-ડી-બૉઇ-ગીલ્બર્ટ થોડા જ વખતથી આગળ પડયો હતો છતાં શસ્ત્ર વાપરવાની દરેક કળામાં એની હુશિયારી તથા આવડત જોઈને આ ક્રિડાયુદ્ધમાં દ્વંદ્વયુદ્ધ સંવાહન

કરનારાઓએ એને પોતાનો સરદાર અને આગેવાન જેવો ગણી વચલો ને મુખ્ય તંબુ સોંપ્યો હતો. આ તંબુની એક બાજુએ રૅજીનૉલ્ડ ફ્રન્ટ-ડી-બો તથા રીચર્ડ-ડી-મોલવાઈઝીમના તંબુ હતા. ત્યારે બીજી બાજુએ ઇંગ્લાંડનો વિજેતા વિલ્યમ અને એના દીકરા વીલ્યમ રયુફસના વખતમાં ઇંગ્લાંડના "લૉર્ડ હાઇ સ્ટુઅર્ડ"ની ઉચી પદવી ભોગવતા ઉમરાવોનો વંશજ હયુ-ડી-ગ્રાન્ટ મેસનીલનો તંબુ હતો. ને છેલ્લાં તંબુમાં એશ્બી-ડી-લા-ઝુશની પાસે આવેલા હીધરમાં મોટા વાડીવજીફાનો માલિક ને જેરૂસલમમાં આવેલા સેંટ જોનના સરદાર રાલ્ફ-ડી-વીપૉન્ટ હતો.

રંગભૂમિના દરવાજાથી સહેજ ઢાળવાળા દસ વાર પહોળા રસ્તા પર થઇ તંબુઓ મારેલા ઉંચા ભાગ પર જવાતું હતું. આની બને બાજુએ તથા તંબુઓના આગલા મેદાનમાં ચારે બાજુએ વાડ કરીને તથા સશસ્ત્ર પોલીસ રાખીને સારો બંદોબસ્ત કર્યો હતો.

રંગભૂમિના ઉત્તર તરફના દરવાજામાથી ત્રીસ ફુટના પહોળા રસ્તા પર થઇને જઇએ તો દ્વંદ્વયુદ્ધ સંવાહન કરનારાઓની બાથ ભીડનારાઓને માટે એક મોટો તંબુ મારેલો હતો, ત્યાં જવાતું હતુ. આ મોટા તંબુની પાછળ આવા સરદારો સારૂ આરામનાં સર્વ સાધનો, અને થોડા ઘણા નાસ્તાના સામાન સારૂ નાનાં નાનાં તંબુઓ પણ માર્યા હતા. આ ઉપરાંત શસ્ત્ર બનાવનાર નાળબંધીઓ તથા જરૂર પડે ઉપયોગી થઈ પડે એવા બીજા સેવકો પણ ત્યાં રાખ્યા હતા.

રંગભૂમિના બહારના ભાગ પર વચ્ચે વચ્ચે કામચલાઉ ચઢઉતર બેઠકો કરી હતી. આ બેઠકોને રંગભૂમિ પર હાજર રહેનાર સરદારો તથા યુવતીઓને સારૂ તકીઆઓ તથા ગાલીચાઓ પાથરી સગવડ કરવા ઉપરાંત રંગબેરંગી ધજા પતાકાઓથી સુશોભિત કરી હતી. આ બેઠકો અને રંગભૂમિની વચમાં રહેતી સાંકડી જગ્યા સાધારણ જનસમુહ કરતાં કંઈક દરજ્જે ઉચ્ચ ગણાતા જોવા આવનારાઓ તથા જમીનદાર મંડળ માટે ખાસ રાખવામાં આવી હતી. આ જગ્યા આપણા હાલના નાટકોની રંગભૂમિમાં "પીટ"ને નામે ઓળખાતી જગ્યાની સાથે

સરખાવી શકાય. કુદરતી રીતે જ ઉંચા ટેકરાવાળા ભાગ પર ઘાસના ગાલીચાવાળી જગ્યા સાધારણ જનસમુહને બેસવા માટે સાફ કરાવી હતી. આ જગ્યા ઉંચી હતી. તેથી બાંધેલી બેઠકોની પાછળ આ બેઠક હતી. છતાં બેસનારની નજર રંગભૂમિપર બરાબર પડી શકતી હતી. મેદની એટલી મોટી હતી કે આ સ્થળોએ માઈ ન શકનાર લોકો આજુબાજુ આવેલા ઝાડો પર ચઢી બેઠા હતા, ને કેટલાક લોકો તો થોડે દૂર આવેલા દેવળના મિનારા પર ચઢી જોવા બેસી ગયા હતા.

સમગ્ર દેખાવ વિષે એક વાત પર ધ્યાન ખેંચવું જરૂરનું છે. રંગભૂમિના પૂર્વ દિશાના બરોબર વચમાં અને યુદ્ધમાં ભાગ લેનાર બે યોદ્ધાઓને મળવાની જગ્યાની બરોબર સામે આસપાસની બેઠકો કરતાં કાંઇક ઉચી વધારે ખર્ચથી શણગારેલી, મુગટને ઘુમટના આકારના છાપરાવાળી ને રાજચિહ્નો લટકાવેલી એક ખાસ બેઠક કરેલી હતી. પ્રિન્સ જોન અને એના ખાસ સેવક વર્ગ સારૂ ખાસ રખાવેલી આ માનવંતી બેઠકની આજુબાજુ સિપાઇઓ, અંગરક્ષકો, અને જમીનદાર મંડળના માણસો ભભકાદાર પોષાકમાં સજ્જ થઈ બેઠાં હતાં. પ્રિન્સ જોનને માટે નિયત કરેલી આ રાજવંશી બેઠકની જેટલી જ ઉંચી ને એની બરાબર સામુ એટલે રંગભૂમિની પશ્ચિમ દિશાએ વધારે ખર્ચ કરીને કદાચ નહિ કરી હોય, તો પણ અતિશય શણગારેલી એક બીજી બેઠક હતી. ગુલાબી અને લીલા રંગના રંગબેરંગી ને વિચિત્ર ઘાટના પોષાકમાં સજ્જ થએલી તેમ સુંદરતામાં પંકાતી કુંવારીકાઓ અને નાનાં છોકરાંઓ આજ રંગથી શણગારેલા સિંહાસનની આસપાસ વિંટળાઇ વળ્યા હતા. ધજા પતાકાઓની વચમાં કામદેવના બાણુથી ઘવાએલાં, તૃપ્ત થએલાં તથા પીગળી ગએલાં હૃદયોના નિશાનો ઉપરાંત એક શોભાયમાન મુદ્રાલેખ લટકાવ્યો હતો. તે ઉપરથી પ્રેક્ષક વર્ગને જણાઇ આવતું હતું કે આ બેઠક તે પ્રસંગે સુંદરતા તથા કામદેવની રાણી જે નિમાય તેને માટે ઉભી કરાએલી હતી, પણ આ પ્રસંગે સૌંદર્યની તથા પ્રેમની દેવી કોણ નિમાશે એ વિષે ખ્યાલ બાંધવાને પણ કોઇ હિંમત કરતું નહિ.

આ વખત દરમ્યાન પ્રેક્ષક વર્ગનાં ટોળેટોળાં પોતપોતાની હકની જગા પર ગોઠવાઈ જવા લાગ્યાં, અને તે સારૂ અનેક તકરારો પણ થઇ. સશસ્ત્ર સિપાઇઓએ લડાઈની કુહાડીના દાંડાની તેમ જ તરવારના મોગરાની મદદથી હઠીલા માણસો જોડે દલીલ કરવાને બદલે તકરારનો અંત આણ્યો, ત્યારે કાંઇક ઉચ્ચ દરજ્જાના માણસો વચ્ચે થએલી તકરારનો નિવેડો ચારણો અથવા તો વીલીયમ–ડી–વાઇલિ અને સ્ટીફન–ડી–મારટીવલ નામના શસ્ત્ર સજેલા સેનાપતિઓએ રંગભૂમિના એક છેડેથી બીજે છેડે જઇ નિવેડો આણી યોગ્ય બંદોબસ્ત કર્યો.

સહેલને વખતે પહેરાના ઝભાઓ, અને ઘેરા રંગના લાંબા ઓઢાઓ ઓઢી આવેલા સરદારો તથા અમીરો અને શોભાયમાનને વધારે આકર્ષક રંગ તથા ઘાટના પોષાક પહેરી આવેલી સ્ત્રીઓથી ધીમેધીમે બેઠકો ભરાવા લાગી. સ્ત્રીઓના કોમળ સ્વભાવને ભુલી જઇને આ લોહી રેડવાની રમત પ્રસંગે સ્ત્રીઓએ જોવા આવનારાઓમાં પુરુષો કરતાં વધારે સંખ્યામાં હાજરી આપી હતી. મધ્યમ સ્થિતિના વતનદારો તથા જમીનદાર મંડળના સભ્યો કાંઇક સભ્યતાને ખાતર તથા પોતાના મોભાને લીધે ઉચી બેઠક એમને મળી શકે એમ ન હોવાથી નીચી ને વચલી બેઠકો પર ગોઠવાઈ ગયા. ઘણુંખરૂ તો આ વર્ગમાં જ જગ્યાના હક સારૂ વધારે તકરારો થતી.

જર્જરીત થઇ ગએલાં કુરતાં પરથી ગરીબ અને સોનાનો અછોડો, તેમ કમ્મર પર લટકતી તરવાર ઉપરથી કાંઇક મોભાદાર જણાતા એક માણસે કહ્યું, " નાસ્તિક કુતરા, લુચ્ચા વરૂ, મોન્ટ ડિડિયેર શહેરના નોર્મન અમીરનાં સગાં તથા એક ખ્રીસ્તીને ધક્કા મારતાં શરમ નથી આવતી ? "

કિંમતી અને શોભાયમાન દેખાવના ને રૂંવાના કપડાંની ઝુલઝાલર લગાડેલા પોષાક પહેરી આવેલા આપણા આઇઝાકને સંબોધીને જ આ અપમાન સૂચિત વાક્ય બોલાયું હતુ. આ વખતે આઇઝાક એસ્બીથી સાથે આવેલી પોતાની સુંદર પુત્રી રેબેકાને સારૂ ચઢઉતર બેઠકો ઉભી કરી હતી, તેની નીચેની બેઠકોની સૌથી આગલી હારમાં જગ્યા શોધવા

આવ્યો હતો. આ ગૃહસ્થ મંડળની વચમાં પોતાની જ્યુ જેવી હલકી ગણાતી જાતને સારૂ જગ્યા મેળવવી એ અયોગ્ય ઇચ્છાને લીધે સર્વ લોકોની પિતા તરફ ઉપજેલી ઇતરાજી જોઇને રેબેકા તો ગભરાઇ જ ગઇ હતી. પણ બીજે સ્થળે બીકણ દેખાતો આઇઝાક, આ સ્થળે કાંઇ બ્હી જાય એમ ન હતું. આવા જાહેર મેળાવડાઓ પ્રસંગે ને સર્વ સમોવડીઆ સરદારોની સમક્ષ કોઇ દ્રવ્ય લોભાયા દુષ્ટ સ્વભાવવાળા અમીર ઉમરાવની મગદૂર ન હતી કે જ્યુ લોકોને હેરાન કરે. આવા પ્રસંગોએ જ્યુ લોકોનું સાધારણ કાયદાઓને લીધે રક્ષણ થતુ, પણ જો કદાચ આવું ન બને ને કંઇ જુલમ એમના પર ગુજરે તો હાજર રહેલા અમીરોમાંના કેટલાક અમીરો પોતાના લાભ સારૂ જ્યુ લોકોનું રક્ષણ કરવા તત્પર થઇ જતા. પ્રિન્સ જોન ઝવેરાત તથા જમીનો પર, યોર્ક પરગણાના જ્યુ લોકો પાસે નાણાં લેવા સબધી વાતચીત આ વખતે ચલાવતો હતો. તેની આઇઝાકને ખબર હોવાથી આ પ્રસગે આઇઝાકમાં ખાસ હિંમત આવી હતી. આ નાણાંની ધીરધારમાં આઇઝાકનો પોતાનો પણ મોટો હિસ્સો હતો તેથી, અને પ્રિન્સ જોન આ નાણાં લેવાનું કામ જલદીથી પતાવવા ઘણો ઇંતેજાર હતો તેથી, આ તકરારમાંથી એ પોતાને બચાવી લેશે એ સબધી આઇઝાકને પુરેપુરી ખાત્રી હતી.

આવા ખાસ સજોગોને લીધે હિમત ધરી જ્યુ ઉચ્ચ કુળ, ખાનદાની ને ધર્મના તફાવતને આઘો કરી નોર્મન ખ્રીસ્તીને ધક્કો મારી આગળ વધ્યો, પણ બુઢ્ઢા માણસના બડબડાટે પાસે ઉભેલાઓનું ધ્યાન ખેંચ્યું. અને પાસે ઉભેલાઓમાંના એક કદાવર બાંધાના, લીલા રગનો શિકારીઓનો પોષાક સજેલો જમીનદાર આગળ આવ્યો. એના પટામાં બાર તીર ઘાલ્યાં હતાં, એની પાસે છ ફીટ લાંબુ ધનુષ્ય હતું. આ ઉપરાંત એણે રૂપાની તક્તિવાળો પટો પહેર્યો હતો. હમેશ હવા, તડકો વેઠવાને લીધે પીળો પડી ગએલો એનો ચહેરો ગુસ્સાથી શ્યામ થઇ ગયો. એણે જ્યુને કહ્યું, “ જોજે સંભાળજે. લોકોને રેસી રેસીને તું પૈસાવાળો તો થયો છું, પણ જીવડાંઓનું લોહી પી જાડો થએલો કરોળીઓ જેમ એક

ખુણામાં બેસી રહે છે, તેમ તું આઘો રહીશ તો તે ઠીક છે, પણ જો આમ આગળ આવ્યો તો યાદ રાખજે કે બચ્ચા તું જીવતો નહિ જાય." દૃઢ અવાજે તથા ગુસ્સાયુક્ત ચહેરો રાખી નૉર્મન-અંગ્રેજી ભાષામાં અપાએલી આ ચેતવણીથી જ્યુ એકાએક પાછો હઠ્યો. ને એટલો તો હેબકાઈ ગયો કે જો સુંદર અને ભભકાદાર પોષાક પહેરેલા ધર્મ ગુરુઓ તથા અસંખ્ય સભ્ય શહેરીઓને લઇ આજ પળે પ્રિન્સ જોન રંગભૂમિ પર દાખલ થયો ન હોત ને લોકોનું ધ્યાન એકાએક એના તરફ ખેચાયું ન હોત તો આ જોખમભરેલી જગ્યાએથી આઇઝાક પોતાની પુત્રીને લઇને પસાર જ થઈ જાત. પ્રિન્સ જોન જોડે આવેલા ધર્મગુરૂઓનો પોષાક સાધારણ ગૃહસ્થોના પોષાક જેટલો જ ભભકાબંધ ને સુંદર હતો. એમની વર્તણુકમાં કાંઇ ખાસ ગાંભીર્ય દેખાતું નહતું. ઉપમહંતની ઉંચી પદવીવાળો માણસ જેટલો ભભકો મારી શકે એટલા ભભકાબંધ ને સુંદર દેખાવનાં કપડાં પહેરી જોર વૅાલ્કસનો ઉપમહંત આવ્યો હતો. એના પોષાકમાં રૂંવાં અને કસબની તો કાંઇ ખોટ જ નહતી. તે વખતની મુર્ખાઇભરી ફેશન મુજબ બુટની ચાંચો ઘુંટણ સુધી પહોંચતી પણ એના બુટની ચાંચો તો એટલી લાંબી હતી કે છેક એની કમર સુધી આવતી, આને લીધે એના પગ પણ પેગડામાં પેસતા નહિ. પણ આની દરકાર કર્યા વગર હોશિયાર ઘોડેસ્વારને તો જાણે પેગડાની કાંઈ જરૂર જ ના હોય એમ માની લઇ અસંખ્ય પ્રેક્ષકવર્ગ તથા ખાસ કરીને સ્ત્રી વર્ગને ઘોડા પર બેસવાની કળામાં પોતાની પ્રવીણતા બતાવવાની હોંસથી એ મલકાતો હતો. આ ઉપરાંત પ્રિન્સ જોનના રસાલામાં પગારદાર યોદ્ધાઓ, લુંટારા અમીરો અને દરબારના લફંગા સેવકો "અને નાઇટ ટેમ્પલર્સ" તથા સેટ જોનના નાઈટો પણ હતા.

અહીં આપણે એટલું કહેવું જોઈએ કે પેલેસ્ટાઇનમાં સિંહ સ્વભાવી ઈંગ્લાંડના રાજા રીચર્ડ તથા ફ્રાન્સના રાજા ફીલીપ વચ્ચે થએલી લડાઇ પ્રસંગે આ બે પંથના (સરદારો) ફીલીપના પક્ષમાં ભળ્યા હતા, તેથી આ સરદારો રીચર્ડ રાજાના શત્રુ ગણાતા હતા. આ અંદર

અંદર થએલી ફાટફુટને લીધે પરાક્રમી ને બહાદુર રીચર્ડ રાજાની જેરૂસલમ કબજે કરવાની યુક્તિ પ્રયુક્તિ છેકજ નિષ્ફળ ગઇ અને આખરે સુલતાન સલાડીન જોડે કામચલાઉ સંધી કરવી પડી તે વાત તો જગજાહેર છે. 'પવિત્ર દેશમાં' રહેલા પોતાના પંથના સાધુઓની માફક જ નોરમંડી અને ઈંગ્લાંડમાં રહેલા 'હોસ્પીટલર્સો' અને 'ટેમ્પલર્સો' રીચર્ડ ઈંગ્લાંડ આવી પાછો ગાદીએ બેસે તેની વિરૂદ્ધ હોવાથી, અને રીચર્ડ ના આવે તો રાજગાદીનો ખરો વારસ આરથર રાજગાદી સ્વીકારે એ વિચારની પણ સામાં હોવાથી પ્રિન્સ જોનના પક્ષમાં ભેળાયા હતા. ઈંગ્લાંડમાં રહેલા ઘોડાઘણા પણ મોભાવાળા સેકસન કુટુંબો રીચર્ડના પક્ષના હોવાથી પ્રિન્સ જોનને આ સેકસનો તરફ કાંઇક તિરસ્કાર તથા ધિક્કાર હતો, અને તક મળતાં આ સેકસનોને ટાણાં મારવાનું તથા એમનું અપમાન કરવાનું એ ચુકતો નહિ. નિરંકુશી તથા કુચ્છંદી સ્વભાવના રાજા તરફથી પોતાની સ્વતંત્રતા પર કયારે તરાપ પડશે તેની ખાત્રી ન હોવાથી અંગ્રેજી પ્રજાનો મોટો ભાગ અને સેકસનો એને ધિઃકારતા અને આ વાતની પ્રિન્સ જોનને પુરતી રીતે ખબર હતી.

આવા બહાદુર રસાલાને લઇ, ઘોડાપર સ્વાર થઇ આવેલા પ્રિન્સ જોને કસબથી વણેલા કીરમજી રંગનો પોષાક પહેર્યો હતો. એના હાથ પર શકરો બેસાડયો હતો. માથાપર ઝવેરાત જડેલી, અને કિંમતી રૂપાંની બનાવેલી ટોપી પહેરી હતી. આ ટોપીની નીચે થઇને એના વાંકડીઆ વાળ ખભાપર લટકતા હતા. તેજી અને ભૂખરા રંગના ઘોડાપર સ્વાર થએલો પ્રિન્સ જોન પોતાની વિનોદી ટોળીને લઇને ખડખડાટ હસતો હસતો અને ઉંચી બેઠકો પર બેઠેલી સુંદર રમણીઓની સુંદરતા તરફ કાંઇક અમર્યાદિત નજરે જોતો જોતો અને એમની સુંદરતાના વખાણ કરતો કરતો રંગભૂમિ પર આમથી તેમ આંટા મારતો હતો.

લંપટી ધૃષ્ટતા, હદપાર અહંકાર અને બીજાની લાગણી તરફની બેપરવાઇ પ્રિન્સ જોનના ચહેરા પરથી જ જણાઇ આવે છે એવું કહેનારાઓને પણ કબુલ કરવું પડતું કે એ નિખાલસ સ્વભાવનો હોવાથી

એનો ચહેરો સ્વરૂપવાન જણાતો. એને જનમંડળના સ્વાભાવિક નિયમ મુજબ એ પોતાની લાગણીઓનો ભાવ પ્રદર્શિત ન કરવાનું શિખ્યો હતો છતાં એ એટલો ભોળો ને નિષ્કપટી હતો કે એના હૃદયમાં ઉપજેલી લાગણીઓ ચહેરા પરથી સ્પષ્ટ જણાઇ આવતી. પ્રિન્સ જોનના ચહેરા પર નજરે પડતા ભાવને કેટલીકવાર ભૂલથી મર્દાનગીવાળાને પ્રમાણિક ભાવ તરીકે ઓળખવામાં આવે છે ખરા, પણ ઘણુંખરૂં તો પોતાના પૈસા, મોભા યા ઉચ્ચ કુટુંબમાં જન્મ લેવાથી બીજા પોતાને માટે શું ધારશે તેની દરકાર ના હોય તેવા વિષયાસક્ત માણસોમાં આ ભાવ તેમનામાં રહેલી હદપારની બેપરવાઇને લીધે જ ઉત્પન્ન થયો હોય છે. ઉંડાણથી વિચાર ન કરનારાઓ તે તો—અને એમની સંખ્યા વિચાર કરનારાઓ કરતાં સોગણી હતી. પ્રિન્સ જોનના ભપકાબંધ કંઠવસ્ત્ર, કિમતીમાં કિમતી કાળા કપડાંના અસ્તરવાળો કિમતી ઝભ્ભો, મોરોક્કો ચામડાંના બુટ અને સોનાની એડીઓ અને ઘોડાને કાબુમાં રાખવાની એની હોંશીઆરી, એને તાળીના નાદથી વધાવી લેવા માટે પુરતા હતા.

મેળાવડાની ઉંચ ગણાતી જગ્યા મેળવવાની મહત્વાકાંક્ષા રાખનાર જ્યુને લીધે ઉભી થએલી તકરાર તરફ, રંગભૂમિ પર આનંદથી આમતેમ ફરતા ફરતા પ્રિન્સ જોનનું ધ્યાન ખેંચાયું. પ્રિન્સ જોનની તીવ્ર નજરે જ્યુને જોતાંને વારજ ઓળખી કાઢયો, પણ લોકોમાં થએલી ધકા કચડીને લીધે બીકથી ગભરાઇ ગએલી ને વૃદ્ધ પિતાને વળગી પડેલી જ્યુની પુત્રી રેબેકાના સૌન્દર્યે એનું ધ્યાન વધારે ખેંચ્યું.

પ્રિન્સ જોન જેવા સુંદરતાના હોશિયાર પરીક્ષકની નજરે પણ રેબેકાના ચહેરાનું સૌન્દર્ય, ઇંગ્લાંડની સુંદરમાં સુંદર સ્ત્રીની સરાસરી કરે તેવું હતું. એના સર્વ અવયવો બરાબર માપસર હોઇ એના શરીરનો બાંધો રમણીય દેખાતો હતો. પોતાના દેશની સ્ત્રીઓના રિવાજ મુજબ પહેરેલા પૂર્વ દેશના પોષાકને લીધે એની સુંદરતા, વધારે ખીલી નીકળી હતી. એના કાંઇક શામળા જણાતા વર્ણ સાથે માથે પહેરેલી પીળી પાઘડી શોભી રહેતી હતી. એની આંખોનું તેજ, સુંદર કમાનદાર ભમરો, ધાટીલું પોપટીઆ

ચાંચ જેવું નાક, મોતી જેવા સફેદ દાંત, અને જાંબુડા રંગના ઇરાણના મોંઘામાં મોંઘા રેશમના લુગડાં પર કુદરતી રંગવાળા કસબ તથા રેશમ વાપરી ફુલોની ભાતભરેલો ઓઢો એણે સફેદ સુંદર ગળાને છાતી પર નાખ્યો હતો. તેમાંથી ઉઘાડા જણાતા આ ગળા અને છાતીના ભાગ પર નાનાં નાનાં ગુચ્છળાના વળમાં ગોઠવેલા કાળા ભરચક વાળ પડયા હતા. તે સર્વેનો એકંદર દેખાવ—આજુબાજુ એકઠી થએલી રમણીઓમાંની સુંદરમાં સુંદર રમણીને પણ બાજુએ મુકી દે એવો સુંદર ને મોહક હતો. ગળાથી કમર સુધી પહેરેલા પોષાકમાં મોતી તથા જવાહીરનાં બટન ઘાલ્યાં હતાં. ગરમીને લીધે આમાંના ઉપલાં ત્રણ બટન ખુલ્લાં રાખ્યાં હોવાથી છાતીનો થોડો વધારે ભાગ ઉઘાડો જણાતો હતો. વળી આજ કારણથી એણે પહેરેલો અમૂલ્ય કિમતનો પાંદડીઓવાળો હીરાનો કંઠો પણ વધારે સ્પષ્ટ દેખાતો હતો. આ ઉપરાંત એણે એની પાઘડીમાં જવેરાત જડેલા સોયાની મદદથી એક શાહમૃગનુ પીછું ખોસ્યું હતું. આ સર્વ ચીજો તથા જયુ સ્ત્રીના સુંદર દેખાવને લીધે ઉચ્ચ બેઠકમાં બેઠેલી સ્ત્રીઓએ કાંઇક મોં મચકોરી હાંસી કરી. આ હાંસી કરનારાઓને અંદરથી એની સુંદરતા તથા દાગીના જોઇ કાંઇક અદેખાઈ આવી હતી.

પ્રિન્સ જોને કહ્યું, “ અબ્રાહમના સોંગદ ખાઇને કહું છું કે ડાહ્યામાં ડાહ્યા રાજા સૉલોમનને પોતાની સુંદરતાથી દિવાનો કરી મુકનાર સૌન્દર્યની દેવી આવી જ અનુપમ સુંદર હોવી જોઇએ. ઉપમહંત એયમર તું શું ધારે છે ? આપણા ડાહ્યાભાઈ જે રાજાને જીતી ન શકયા તે રાજાની યાદમાં બંધાએલા દેવળના સોંગદ ખાઇને કહું છું કે સૉલોમને પોતાની ચોપડીમાં વર્ણવેલી સુંદર રમણી જ અહીં ઉતરી આવી છે ! ”

કાંઇક નાકમાંથી અવાજ કાઢતાં કાઢતાં ઉપમહંત એયમરે કહ્યું, “ એને શૅરોનનું ગુલાબ કહો કે ખીણમાં ઉગતું કમળ કહો ”

ઉપરનું વાક્ય સાંભળવાની દરકાર કર્યા વગર પ્રિન્સ જોને કહ્યું, “ અહા ! ને જોડે મારો અન્યાયી ધનજીભાઈ પણ છે. આ સોનારૂપાનો સરદાર તો જુઓ, દુષ્ટ સેતાનને દૂર રાખવા માટે ક્રોસ અથવા બીજા

કોઇ પણ ધાર્મિક નિશાન વગરના ચીથરે હાલ કપડાંવાળા માણસો સાથે જગ્યા મેળવવા તકરાર કરે છે. સેટ માર્કનું નામ દઇને કહું છું કે મને પૈસા પુરા પાડનાર રાજાને અને આ સુંદર જ્યુ સ્ત્રીને ઉંચી બેઠકમાં જગ્યા અપાવીશ. આઇઝાક એ કોણ છે ? તારા ખજાનાની માફક તું સાચવે છે, તે પૂર્વ દેશની આ સુંદર રમણી તારી સ્ત્રી છે કે પુત્રી ? "

પ્રિન્સની સલામ કરવાની રીતમાં જેટલી સભ્યતા હતી તેથી વધારે મશ્કરી હતી છતાં એનાથી જરા પણ ગભરાયા વગર આઇઝાકે વાંકા વળી નમન કરી જવાબ આપ્યો, " મારા મુરબ્બી, એ તો મારી પુત્રી છે. "

ખડખડાટ હસતાં હસતાં જોને કહ્યું, " એ ઠીક કહ્યું. " જોનના આ હસવામાં એના વિનોદી ખુસામતીઆઓ ભળી ગયા. પણ તારી સ્ત્રી હોય કે પુત્રી, એને એની સુંદરતાને લીધે તથા તારા ગુણોને લીધે ઉંચી જગા મળવી જ જોઇએ. ત્યાં ઉંચે કોણ બેઠું છે ? " આટલું બોલતાં બોલતાંમાં એણે બેઠક તરફ નજર કરી. સેકસન ગમારો, એમના આળસને ઉત્તેજન મળે એમ નિરાંતે બીરાજ્યા છે. એમને કહીએ કે કે સરખા બેસો ને મારા નાણાં ધીરનાર રાજાને તથા એની સુંદર પુત્રીને માટે જગ્યા કરો. એ ગામડીઆઓએ એટલુ તો સમજવું જોઇએ કે આ * જગ્યાએ જ્યુ સમાજને યોગ્ય જગા મળવી જોઇએ.

આ અપમાનસૂચિત અને અસભ્ય વાક્યો બેઠક પર બેઠેલા સેડ્રીકના કુટુંબ તથા એની સાથે એના સગાંસંબંધી કૉનીંગ્સબર્ગના એથલસ્ટેનને સંબોધાયાં હતાં. કોનીંગ્સબર્ગનો એથેલસ્ટેઇન ઇંગ્લાંડના છેલ્લા સેકસન રાજાનો વંશજ હોવાથી ઉત્તર ઇંગ્લાંડના સર્વ સેકસનો એને ઘણું જ માન આપતા હતા. આ અસલના રાજવંશી લોહીની સાથે એમના કેટલાક અવગુણો પણ ઍથેલસ્ટેનમાં ઉતરી આવ્યા હતા. એનો ચહેરો ઘાટીલો હતો, એનું શરીર મજબુત ને કદાવર હતું. ને

* આ ક્રિડાયુદ્ધ પ્રસંગે થએલો ખર્ચ જ્યુ લેણદારોએ જ આપ્યો હતો તેથી આવું લખ્યું છે.

એ ઉગતી જુવાનીમાં હતો. છતાં એનો ચહેરો જડ દેખાતો હતો, એની નિસ્તેજ આંખો, ભારવાળી ભમરો, એનામાં રહેલું એદીપણું ને ચાંથાપણું તથા નિશ્ચયપર આવવામાં અતિશય વખત ગાળવાનો એનો સ્વભાવ વગેરે જોઇને ઘણાકો એને એના પૂર્વજોના લાડના નામ *અનરેડીનું ઉપનામ આપી "એથેલસ્ટેન ધ અનરેડી"થી જ ઓળખતા હતા. એને અસંખ્ય મિત્રો હતા. સેડ્રીકનો એના તરફ વધારે પ્રેમ હોવાથી સેડ્રીક તથા એના આ સર્વ મિત્રો કહેતા કે આ આળસુ સ્વભાવ કાંઈ હિંમતના અભાવે નહિ પણ કોઇ પણ વાતના નિશ્ચય પર આવતાં એને વખત લાગે છે તેને લીધે જ બંધાઇ ગયો છે. ત્યારે બીજાઓ એમ કહેતા કે એના પૂર્વજોની માફક દારૂ પીવાની અતિશય લતને લીધે એનામાં રહેલી શક્તિઓ દબાઇ ગઇ છે, અને વખાણવા લાયક ઉચ્ચ ગુણોના રહ્યાસહ્યા અંશરૂપે નિષ્ક્રિય હિંમત તથા રાંકડો ને ભલો સ્વભાવ રહી ગયો છે ખરો પણ બીજા સર્વ ઉત્તમ ગુણો લાંબા વખતના દુર્વ્યસનને લીધે ધીમે ધીમે નષ્ટ થઇ ગયા છે.

આઇઝાક તથા રેબેકા સારૂ જગ્યા આપવા પ્રિન્સ જોને આ માણસને સંબોધીને બીજાસથી હુકમ કર્યો. તે વખતની રીતભાત તથા લાગણીઓને ધ્યાનમાં લઇએ તો બટ્ટો લગાડે એવું આ અપમાન થતું જોઇ એથેલ-સ્ટેઇન ગુંચવાડામાં પડી ગયો. ને આની સામા કેમ થવું, તેનો નિશ્ચય ન કરી શકતાં જોનના આ હુકમનો કાંઇપણ અમલ ન બજાવતાં પોતાની વિશાળ ભુરી આંખો ઉઘાડી, અતિશય હાસ્યજનક રીતે જોનના સામુ જાણે અચંબો પામ્યો હોય એમ જોઈ રહ્યો. પણ અધિરા જોને તો આની તરફ કાંઇ લક્ષ જ ના આપ્યું.

એણે કહ્યું, "આ સેકસન ગમાર, કયાં તો ઉંઘે છે કે કયાં તો મારા હુકમની એ દરકાર કરતો નથી.—પગાર આપનારની સેવા કરનાર લશ્કરના કમાન્ડરની યાતો મરજી પડે તેની પૈસાને લીધે જ સેવા કરનાર ટોળીના સરદારને સંબોધીને એણે કહ્યું, " "ડી–બ્રાસી; તારા ભાલાથી

*"કોઈ પણ વખતે વખતસર તૈયાર ન થનાર.

એને વીંધી નાંખ ?" આ હુકમને લીધે પ્રિન્સ જોનના પોતાના રસાલામાં પણ કાંઇક ગણગણાટ થયો. પણ ધંધાને અંગે સર્વ આંચકા યા વાંધાને વિરૂદ્ધ મુકનાર ડી–બ્રાસીએ રંગભૂમિ તથા ઉંચી બેઠકોના વચલા ભાગ પર પોતાનો ભાલો લંબાવ્યો ને "એથેલસ્ટેઇન ધ અનરેડી" મંદગતિ વાળો એથેલસ્ટેઇન આવતા હુમલાથી બચવા સંકોચાય તે પહેલાં તો પ્રિન્સ જોનનો હુકમ અમલમાં મુકી પણ દેત, પણ એથેલસ્ટેઇન જેટલો મદ હતો તેટલોજ સેડ્રીક ઉતાવળીઓ હોવાથી વીજળી ઝબકે એટલી વારમાં તો એણે પોતાની ટુંકી તરવાર મ્યાન બહાર કહાડી એક જ ફટકાથી ભાલાની અણીને હાથાથી છુટી પાડી નાખી. પ્રિન્સ જોનના ચહેરા પર ગુસ્સાને લીધે લોહી ધાઇ આવ્યું. એણે જાતજાતના સોગદ ખાધા. ને ગુસ્સાને લીધે કાંઇ બીક બતાવે એવા શબ્દ બોલવા જતો હતો એટલામાં તો પોતાના સાથીઓએ એને ધીરજ ધરવાની આજીજી કરી અને સેડીકના બહાદુરીના આ કામ સારૂ પ્રજાજને આપેલી શાબાશીઓના અવાજથી એ નરમ પડયો. પ્રિન્સ જોને કોઇને પોતે સહેલાઇથી શિક્ષા કરી શકે એવા ગુન્હેગારને શોધવા ક્રોધથી આમથી તેમ નજર ફેરવી.

આપણે આગળ કહી ગયા છીએ તેજ તીરંદાજ તરફ એની નજર પડી. તીરંદાજે પ્રિન્સ જોનની ક્રોધાયમાન નજર પોતાના પર કરી તે જોયું છતાં શાબાશીના પોકારો કરવાનું અટકાવ્યું નહિ, ત્યારે પ્રિન્સ જોને પૂછ્યું કે "આ આટલા પોકાર કેમ કરે છે ?"

"જ્યારે જ્યારે હુ કોઇને શૌર્યતાભર્યાં કામ કરતાં જોઉં છું ત્યારે ત્યારે શાબાશી આપી તેને ઉત્તેજીત કરવાનો મારો રિવાજ જ છે." પ્રિન્સે કહ્યું, "શું એમ છે ? ત્યારે તો મને લાગે છે કે સફેદ લક્ષ્ય તું ભેદીશ ખરો."

જમીનદારે જવાબ આપ્યો, "એક વનવાસીના નિયમ મુજબ વનવાસીના અંતરે રહી હું એ ભેદીશ."

" અને *વૉટ ટયેરલનું નામ દઇને કહું છું કે સો વારને અંતરેથી હું ભેદીશ. પાછળથી આ અવાજ આવ્યો, પણ બોલનાર માણસ પકડાયો નહિ. પોતાના વડીલનું નામ તથા એના +મરણનું કારણ સાંભળતાંને વાર જ પ્રિન્સ જોન ગભરાયો. પણ પોતાના સશસ્ત્ર સિપાઇઓને પાસે બોલાવી આ જમીનદાર તરફ આંગળી કરીને આ બડાઇ હાંકનાર તરફ નજર રાખવાનો હુકમ કર્યો.

વળી એણે કહ્યું, " સેંટ ગ્રીઝેલના સોગંદ ખાઇને કહું છું કે બીજાના શૌર્યતાના વખાણ કરવા નીકળી પડનાર માણસની હોશિયારીની પરીક્ષા આપણે કરીશું. "

રૂવાબ પડે એવો ગંભીર ચહેરો રાખી એણે કહ્યું કે, " હુ કાંઈ બાયલાની માફક નાસી જવાનો નથી. "

ક્રોધીત પ્રિન્સે કહ્યું, " એ તો ઠીક પણ સેકસન ગમારો તમે બસો. પરમેશ્વરના સોગંદ ખાઇને કહું છું કે મે એકવાર કહ્યું છે માટે આ જ્યુ લોકોને તમારી સાથે હું બેસાડીશ જ. "

જો આપ સાહેબની કૃપા હોય તો એમ કરવાની કાંઇ જરૂર જ નથી. દેશના માલેકોની જોડે અમારા જેવાની લાયકાત જ નથી. " જ્યુએ કહ્યું, ગરીબ દેખાવના ને હલકા દરજ્જાના પણ મોન્ટ ડીડીયેરના વંશજ સાથે જગ્યાની તકરાર કરનાર જ્યુ કાંઇ એટલો મહત્વાકાંક્ષી નથી કે ઉમદા કુટુંબોના ને ધનવાન સેકસનોના હકપર તરાપ મારી જોડે બેસવાની ઇચ્છા કરે.

" બેસ નાસ્તિક કુતરા! હું તને હુકમ કરૂં તે તું નહિ માને તો તારૂં ચામડું ઉતરાવી નાંખી એનો ઘોડાનો સામાન કરાવીશ " પ્રિન્સ જોને

---

* વિલ્યમ બીજો અથવા વિલ્યમ રયુફસ શિકારે ગયો હતો ત્યારે વૉલ્ટર ટયેરલ નામના એના એક સરદારે એનું ખુન કર્યું હતું. અહીં સરદાર નામના જમીનદારે અપભ્રંશ ઉચ્ચાર કર્યો છે.

+ વિલ્યમ રયુફસ પ્રિન્સ જોનના દાદાનો ભાઇ હતો ને જોન પહેલાં ગાદી પર એ હતો. જોનને પોતાનું પણ કોઈ દાદાની માફક જ ખુન કરે એવો ભય લાગ્યો.

કહ્યું. આવી રીતે કહ્યાથી ઉચી બેઠક પર ચઢવા સીધાને સાંકડા પગથીઆ પર જ્યુએ ચઢવા માંડયું.

આવતા જ્યુને ગબડાવી પાડવાના વિચારમાં પડેલા સેડ્રીક તરફ નજર ફેરવી પ્રિન્સ જોને કહ્યું, " હું જોઉ તો ખરો કે કોણ એને બેસવા દેતું નથી ? "

પણ આ થતો ઉત્પાત વૉમ્બાએ વચમાં પડી અટકાવ્યો. પ્રિન્સના શબ્દનો જવાબ આપવા આઇઝાક તથા શેડની વચમાં આવ્યો ને બોલ્યો, " હુ એને નહિ બેસવા દઉં ? " ક્રિડાયુદ્ધ લાંબુ ચાલે તો ઉપવાસ કરવાનું ભારે પડે માટે પોતાના ઝભા નીચે સંતાડેલો ડુક્કરના માંસનો કકડો એણે એકદમ જ્યુની દાઢી નીચે ધર્યો. પોતાના ધર્મમાં ન ખપતી ચીજ અને મશ્કરાએ ઉચી કરેલી લાકડાની તરવાર જોઈ, જ્યુ ગભરાઇ ગયો ને પગથીયુ ચુકવાથી ગબડયો—આ દેખાવથી તમાસો જોનારાઓને મઝા પડી ને ખડખડાટ હસી પડયા ને આ હસવામાં પ્રિન્સ જોન તથા એના સાક્ષીઓ પણ ભેળાયા. વૉમ્બાએ માંસનો કકડો તથા તરવાર લાંબી કરી બતાવતાં બતાવતાં કહ્યું, " ભાઇ પ્રિન્સ, હવે મને ઇનામ આપો. મે મારા શત્રુપર તરવાર ને ભાલાની મદદ લઇ ન્યાયી યુદ્ધમાં વિજય મેળવ્યો છે. "

હસતાં હસતાં પ્રિન્સે કહ્યું, " ભલા યોદ્ધા તારૂ નામ શું ? "

મશ્કરાએ કહ્યું, " મૂર્ખ મશ્કરા થવાનો મારો જન્મહક છે, મારૂં નામ વૉમ્બા છે, અને એલ્ડરમેનના છોકરા વેધર બ્રેઇનનો છોકરો વીટલેસ મારો બાપ થાય. "

પોતાની અસલ માગણીની વિરૂદ્ધ આચરણનું કારણ જરૂરનું ધારી પ્રિન્સ જોને કહ્યું, " જ્યુના સારૂ નીચલી બેઠકમાં જગ્યા કરો, કારણકે હારેલા માણસને જીતેલા માણસ જોડે બેસાડીએ તો ભાટ ચારણોના નિયમ વિરૂદ્ધ થાય. "

મશ્કરાએ કહ્યું, " એક મૂર્ખા માણસને ને એક ગુલામને એકઠા

કરવા એ ખરાબ તો ખરૂં જ પણ જ્યુની પાસે ડુક્કરનું માંસ ધરવું તે તો અયોગ્ય જ."

"શાબાશ ભલા માણસ! શાબાશ!" પ્રિન્સ જોન બોલ્યો. "તને જોઇને મને ઘણો આનંદ થયો. ચાલ આઇઝાક મને થોડા ઘણા સિક્કા આપ જોઉં."

આ માગણીથી સ્તબ્ધ થઈ ગએલો જ્યુ બીકથી ના કહેતાં ડર્યો. તેમજ માગણીને આદર આપતાં પણ અચકાયો. એણે પોતાના પટામાં લટકતી કોથળીમાં હાથ નાંખ્યો ને થોડામાં થોડા સિક્કાઓ કાઢી હાથ ભરવાનો પ્રયત્ન કરતો હતો એટલામાં પ્રિન્સ જોને ઘોડાપરથી વાંકા વળી આઇઝાકના હાથમાંથી કોથળી ઝુંટવી લીધી. વૅમ્બાના હાથમાં એમાંથી બે ચાર સોનાના સિક્કા આપીને પછી પ્રિન્સ જોન રંગભૂમિ તરફ ચાલી ગયો. પ્રિન્સ જોને કંઈ બહાદુરીભર્યું કામ કર્યું હોય તેમ લોકોએ જ્યુની હાંસી કરવા માંડી અને પ્રિન્સને તાળીઓના નાદથી વધાવી લીધો.



# પ્રકરણ ૮ મું.

પાયગાની સ્વારી એકાએક અટકાવી પ્રિન્સ જોને જુર વૉલ્કસના ઉપમહતને સબોધીને કહ્યું કે, " આજનુ મુખ્ય કામ કરવાનું રહી ગયું છે.

"પવિત્રતાના સોગંદ ખાઇને કહું છું કે સર પ્રાયર વિજય મેળવનારાઓને પોતાના સુંદર હસ્તે ઇનામ વહેચનાર સુંદર રાણીની પદવી આપવાની તો રહી જ ગઇ. હું રૂઢિનો અનુયાયી નથી. તેથી કાળી આંખોવાળી રેએકાને પસદ કરવામાં મને કાંઇ વાંધો દેખાતો નથી.

બીકથી આંખો ચગાવી દઇને ઉપમહત બોલ્યો, " દેવી, દેવી! શું એક જ્યુ સ્ત્રીને ? રંગભૂમિ પરથી આ પસદગી સારૂ આપણને પથરા મારી કાઢી મૂકે તોએ નવાઈ નથી. હુ હજુ વૃદ્ધ થયો નથી કે સત્યને ખાતર પ્રાણ આપવા તૈયાર થાઉ. આ ઉપરાંત હું મારા પવિત્ર ધર્મગુરૂના સોગંદ ખાઇને કહું છું કે સુંદર સેકસન રમણી રૉવેના કરતાં એનું સૌન્દર્ય ઘણા હલકા દરજ્જાનું છે.

" સેકસન કે જ્યુ " પ્રિન્સ જોને કહ્યું, " સેકસન, જ્યુ–કુતરૂ હોય કે ડુક્કર હોય એ બને સરખાં જ છે. જો આ જ્યુ સુંદરીને પસંદ કરવાથી સેકસન લોકોનું અપમાન થઈ શકતુ હોય તો તે રેએકાને જ નીમવી જોઇએ. "

એના ખાસ અગરક્ષકો અને સરદારોમાં પણ આથી બડબડાટ થવો શરૂ થયો.

ડી બ્રાસીએ કહ્યું, " મહારાજા આ વાતમાં મશ્કરી હોય નહિ. જો આવુ ઉઘાડું અપમાન કરવામાં આવશે તો અહીં હાજર રહેલો કોઇ પણ વીર નર ક્રિડાયુદ્ધમાં ઉતરશે નહિ!"

પ્રિન્સ જોનના અનુયાયી વર્ગમાંના સૌથી જુનામાં જુનાને કાંઇક મહત્વની પદવીએ પહોંચેલા વૉલ્ડેમાર ફીડ્ઝર્સે કહ્યું, " આમ કરવું તે તો હદપાર અપમાન ગણાય, અને જો આપ નામદાર જો તે પ્રમાણે કરશો તો આપની પોતાની ધારણાઓને નુકશાન પહોંચશે. "

પોતાના ઘોડાની લગામ કંઈક ગર્વથી ઉંચી કરતાં જોને કહ્યું, " મહેરબાન સાહેબ તમો મારા નોકર છો, સલાહકાર નથી."

" આપ નામદારને રસ્તે ચાલનાર અનુયાયીઓને વખત આવ્યે સલાહકાર થવાનો હક આપોઆપ મળે છે. કારણકે આપના સંરક્ષણ તથા લાભની સાથે એમનો પોતાનો લાભ તથા સરક્ષણ પણ સમાએલાં છે." વોલ્ડમારે ધીમા અવાજથી કહ્યું.

વાક્ય બોલનારના અવાજથી જ જોનને સંમતિ આપવાની જરૂર સમજાઇ. એણે કહ્યું, " મેં સહેજ મશ્કરી કરી એટલામાં તો કાળી નાગણો માફક તમે બધા વીંટળાઇ વળ્યા. તમારી મરજી પડે તેની પસંદગી કરો ને ખુશી થાવ."

" ના, ના એમ નહિ." ડી બ્રાસીએ કહ્યું, " સૌન્દર્યની રાણીનું સિંહાસન ખાલી જ રહેવા દો. આજના ક્રિડાયુદ્ધમા વિજય મેળવનાર વીર પોતે જ આ સિહાસનને યોગ્ય સુંદર રમણીની નીમણુંક કરશે. આ હકને લીધે એની ફતેહમાં વધારો થશે અને પોતાને આવા ઉચ્ચ પદ પર બેસાડનાર વીરનરોનો પ્રેમ જીતવા સુંદર રમણીઓ લલચાશે."

ઉપમહંતે કહ્યું, " જો બ્રાયન-ડી-બૉઇ-ગીલ્બર્ટને ઇનામ મળશે તો હું મારી માળાને ડોકમાં મૂકીને કહું છું કે સૌન્દર્ય ને પ્રેમની દેવી મેં કહી છે તેજ નીમાશે."

ડી બ્રાસીએ જવાબ આપ્યો, " બૉઇ-ગીલ્બર્ટ હોશિયાર ખેલાડી છે, પણ એની સ્પર્ધામાં ઉતરે એવા બીજા ઘણા વીરનરો આ રંગભૂમિ પર હાજર છે."

" શાંત થાઓ ! શાંત !" વૉલ્ડીમારે કહ્યું, " ને પ્રિન્સને હવે બેસવા દો. વીરનરો અને પ્રેક્ષક વર્ગ અધીરા થઇ ગયા છે, અને વખત વહી જાય છે તેથી હવે રમત શરૂ થાય તો ઠીક."

પ્રિન્સ જોન જો કે હજુ રાજાના પદ ઉપર આવ્યો નહતો, છતાં વૉલ્ડીમાર ફીટઝુર્સ જેમ માનીતો પ્રધાન રાજાની સેવા કરવાને બહાને પોતાનું ધાર્યું કરે છે, તેમ પ્રિન્સ જોન પાસે સર્વ હક્ક ભોગવતો

હતો. નાની નાની વાતોમાં હમેશ જીદ્દ પકડી બેસવાનો પ્રિન્સ જોનનો સ્વભાવ હતો છતાં એણે નમ્યુ આપ્યું, અને આજુબાજુ અનુયાયી વર્ગ રાખી સિંહાસન પર બેસતાં બેસતાં ભાટ ચારણોને તે દિવસના ક્રિડાયુદ્ધ સંબંધી કાયદા કાનુનોની ડાંડી પીટવાનો હુકમ કર્યો. તે નીચે મુજબ હતોઃ—

પહેલુ. પાંચ દ્વદ્વ સંવાહન કરનારાઓ જેની મરજી હોય તેની સાથે યુદ્ધમાં ઉતરશે. "

બીજુ. જે યુદ્ધમાં ઉતરનાર કોઇ વીરનરને આ પાંચમાના કોઈ અમૂક એકની જોડે યુદ્ધમાં ઉતરવું હોય તો એની ઢાલને અડકવું. ઢાલને અડકતી વખતે જો ભાલાનો બુઠ્ઠો છેડો અડકાડશે તો સભ્યતાને ખાતર થતી લડાઇને નામે ઓળખાતા રિવાજ મુજબ ભાલાના અણીયાળા છેડા પર એક ચપટુ લાકડું મૂકી યુદ્ધ કરવામાં આવશે. આ યુદ્ધમાં ઘોડા તથા ઘોડેસ્વારને પડી જવા સિવાય કોઈ જાતનું જોખમ નહિ નડે. પણ જો ઢાલ પર અણીયાળો છેડો લગાડવામાં આવશે તો યુદ્ધ ભયંકર થશે એટલે કે વીરનરો અણિવાળા હથીયારોથી જેમ ખરા યુદ્ધ પ્રસગે લડે છે તેમ લડશે.

ત્રીજું. જ્યારે એક વીરનર બીજા વીરનરની સાથે પાંચ વાર યુદ્ધમાં ઉતરી યા પાંચે યોદ્ધા સાથે એકેકવાર લડાઈમાં ઉતરી રહેશે ત્યાર પછી પ્રિન્સ જોન પહેલા દિવસના ક્રિડાયુદ્ધ પ્રસગે વિજય મેળવનાર વીરનરનું નામ જાહેર કરશે. આ વિજયી વીરનરને ઇનામ તરીકે એક અનુપમ સુંદર અને અતુલ્ય બળવાન અશ્વ આપવામાં આવશે. તે ઉપરાત હમણાં જાહેર થયું છે તે મુજબ, છેલ્લે દિવસે ઇનામ વહેંચી આપનાર સૌન્દર્ય અને પ્રેમની રાણીની પસંદગી કરવાનું ખાસ માન પણ મળશે, વળી ચોથુ એ પણ જાહેર થયું કે બીજે દિવસે એક સાધારણ યુદ્ધ ખેલાશે. આ યુદ્ધમાં કીર્તિના લોભી સર્વ વીરનરો ભાગ લઇ શકશે. આ સર્વ વીરનરોના સરખે ભાગે બે વિભાગ કરવામાં આવશે, અને આમ સર્વ વીરનરો પોતપોતાની શક્તિનું બળ, પ્રિન્સ જોન

નિશાની કરી અટકાવવાનો હુકમ કરે ત્યાં સુધી અજમાવશે. આ બીજા દિવસના યુદ્ધમાં હોંશિયારમાં હોંશિયાર નીવડનાર યોદ્ધાનું નામ પ્રિન્સ જોન દેશે. તેને પ્રેમ અને સૌન્દર્યની દેવી પાતળા સોનાના પતરાની બનાવટનાં ફુલના મુગટ તાજ પહેરાવશે. આ બીજે દિવસે વીરનરોની રમત પુરી થશે. પણ આ પછી સાધારણ જનસમુહને રસ પડે તેવા તીરંદાજના કુતરાગોધાની લડાઇ અને બીજા પ્રચલિત ખેલો કરવાના છે. આ રીતે પ્રિન્સ જોન સાધારણ જનસમુહમાં પ્રિય થઇ પડવાના રસ્તા આદરતો હતો, પણ પોતાના અવિચારી ને અમર્યાદ વર્તનથી લોકોની લાગણીઓ બીનજરૂરી ઉશ્કેરતો હતો.

રંગભૂમિ આ વખતે ઘણી સુંદર ને આકર્ષક દેખાતી હતી. ચઢ ઉતરની બેઠકો પર ઉત્તર તથા મધ્ય ઈંગ્લાંડના અમીર વર્ગ, શેઠીયા, ધનવાન અને રૂપવાન માણસો બેઠા હતા ને એમના રંગબેરંગી ને ચિત્રવિચિત્ર પોષાકને લીધે આ બેઠકો જેમ ભભકાબંધ દેખાતી હતી તેમ સુશોભિત પણ લાગતી હતી. ત્યારે બેઠકોની પાસેના ને રંગભૂમિની વચ્ચેના ભાગ પર ઈંગ્લાંડના વિનોદી ગામડીઆઓ અને જમીનદારો સાદો પોષાક સજી ગોઠવાઇ ગયા હતા. આ સાદા પોષાક જાણે સુશોભિત ને ભભકાદાર પોષાકની કાળી કોર હોય તેમ દેખાઇ સુંદર ને સુશોભિત કપડાંની શોભામાં વધારો કરતા હતા.

ભાટચારણો હમેશના રિવાજ મુજબ "સખાવત! વીરનરો સખાવત"ના પોકારો કરી અટકયા. આ ભાટચારણોનો વીરનરોનાં યશોગાન ગાવાનો અને એમના સેક્રેટરીનું કામ કરવાનો ધંધો હોવાથી એમને ભેટ કરવી એ ઉંચુ માન ગણાતું, તેથી બેઠકો પરથી સોનારૂપાના સિક્કાઓ ફેંકાયા. પ્રેક્ષકવર્ગની ભેટના આ રિવાજ મુજબ—સ્ત્રીઓ તરફ માન રાખો—જોદ્ધાઓ રણે પડો—ઉદાર નરો ઘણું જીવો—બહાદુરોનો જય થાવ." વગેરેનો પોકાર થઇ સ્વીકાર થયો. આ પોકારમાં સાધારણ પ્રેક્ષક વર્ગે તાળીઓનો નાદ કરીને તથા લશ્કરી વાજીત્ર વગાડીને, વાજાવાળાઓએ સૂર પુરીને ઉમેરો કર્યો. આ અવાજો બંધ થયા ત્યારે ભાટચારણો દમામદાર વરઘોડાના

સાજનની પેઠે રંગભૂમિપરથી બહાર નીકળી ગયા ને રંગભૂમિના બે છેડાપર માથાથી તે પગ સુધી બખ્તર સજેલાં રંગભૂમિના નિયમો સાચવનાર અધિકારીઓ ઘોડા પર બેસી પુતળાં માફક સ્થિર ઉભા રહ્યા. રંગભૂમિના ઉત્તર તરફના છેડા આગળની વાડ બાંધેલી વિશાળ જગ્યા ૬૬ સંવાહન કરનારાઓ સાથે યુદ્ધમાં ઉતરનાર વીરનરોથી ભરાઇ ગઇ હતી. બેઠકોમાંથી નજર નાખનારને આ વિશાળ જગ્યા, ટોપીઓના ફરફરતા પીછાંરૂપી દરીઆપર ચકચકતા ટોપ તથા ઉંચા ભાલાઓ જાણે તરતા હોય એવી સુંદર દેખાતી હતી. વળી કેટલાક ભાલાપર એકાદ હાથ જેટલા લાંબા વાવટાઓ લટકાવ્યા હતા. આ વાવટાઓ પવનથી આમથી તેમ ઉડતા તેથી તથા વીરનરોની હીલચાલને લીધે ટોપી પરનાં પીછાં હાલતાં તેથી આ સુંદર દેખાવની શોભામાં ઓર વધારો થતો હતો.

આખરે દરવાજા ઉઘડયા અને ચીઠ્ઠીઓ નંખાઇ પસંદ થએલા પાંચ વીરનરો ધીમેધીમે રંગભૂમિ પર આવ્યા. આમાં એક સૌને મોખરે હતો ને બાકીના ચાર બબ્બેની જોડીમાં એની પાછળ પાછળ આવતા હતા. દરેક વીરનરોના શસ્ત્ર તથા બખ્તર સુંદર ને ભવ્ય હતાં; અને સેકસન ઇતિહાસકારોએ તો આ દરેકના ખાસ ચિહ્નો, દરેકના પોષાકના રંગ તથા એમના ઘોડાના સાજનું બારીકાઇથી વર્ણન કર્યું છે, પણ આ બાબતોનું ઝીણવટથી વિવેચન કરવું બીનજરૂરી છે. એક સમકાલીન કવિએ ટુંકામાં આ વીરનરોનું વર્ણન કર્યું છે તેજ અહીં આપીશું તો બસ થશેઃ—

" વીરનરો માટીમાં ભળી ગયા છે. એમની ધારદાર તરવાર પણ કટાઇ ગઇ છે, અને એમના આત્માઓ ઋષિ મુનિઓના સાથમાં ભળી ગયા છે. "

એમના મહેલોમાં લટકતા અસ્ત્ર પરના લક્ષણસૂચક ચિહ્નો ક્યારનાએ નાશ પામ્યાં છે. અરે! એમના મહેલો પડી ભાંગી ખંડેરો ને ટેકરા થઈ ગયા છે. એટલું જ નહિ પણ એમના પછી થએલી ને

પટાવટ સરદારો ને જાગીરદારો થઇ રાજ કરતી ધણીએ જાતો થઈ ગઈ છે ને ભુલાઈ પણ ગઇ છે. તો પછી એમનાં નામ અને લશ્કરી હોદ્દા મુજબના એમના ક્ષણભંગુર લક્ષણ સૂચક ચિહ્નો જાણવાની વાંચનારને શી જરૂર છે ?

છતાં પોતાનાં નામ ને કીર્તિ કાંઇ અમર રહેવાના નથી એ ભૂલી જઇને પાણીદાર ઘોડાઓને કાબુમાં રાખતાં રાખતાં, એમને ધીમા પાડતાં પાડતાં અને પોતાની ચપળતા તથા હોશિયારી બતાવવા ઘોડાઓને ઘડીમાં ધીમે તો ઘડીમાં ઉતાવળી ચાલે ચલાવતા વીરનરો દાખલ થયા. જ્યારે આ વીરનરો રંગભૂમિ પર દાખલ થયા ત્યારે દ્વંદ્વસવાહન કરનારાઓના તંબુમાથી જોરથી પરદેશી વાજીત્ર વાગવા લાગ્યુ. વાજીત્ર વાગતું હતું પણ વગાડનારા નજરે પડતા ન હતા.

"પવિત્ર દેશમાંથી" આણ્યુ હોવાથી વાજીંત્ર પૌર્વાત્યક હતું, અને કાશીના તથા ઘટનાં એકઠા સુરો યુદ્ધે આવનાર વીરનરોને આવકાર આપવાની સાથે સાથે યુદ્ધાવાહન પણ કરતા હતા. પ્રેક્ષક વર્ગના વિશાળ ટોળાની આંખો પોતાના તરફ આકર્ષી, વીરનરો, દ્વદ્વસંવાહન કરનારાઓના તંબુ તરફ આગળ વધ્યા, ને છુટા પડયા. જેની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા હતી તે વીરનરની ઢાલને ધીમેથી ભાલાનો બુઠ્ઠો છેડો લગાડયો. મધ્યમ વર્ગના સર્વ પ્રેક્ષક વર્ગ, અરે ઉચ્ચ વર્ગનો પણ મોટો ભાગ, અને કહેવાય છે તે ખરૂં હોય તો સ્ત્રી વર્ગમાંથી કેટલાકો આ સંધીની લડાઇ તરફની પસંદગી જોઇ નિરાશ થયા. કારણકે હાલ જે લોકો કરૂણરસની સીમાએ પહોંચેલા બનાવો ને દશ્યો જોવામાં રસ લે છે તેવા સ્વભાવના લોકો તે વખતમાં ક્રિડાયુદ્ધમાં જેમ વધારે જોખમભરી રમતો ખેલાતી તેમ વધારે આનંદ પામતા હતા.

પોતાની શાંત પ્રકૃતિની લઢાઈની ઇચ્છા જાહેર કરી, આ વીરનરો રંગ ભૂમિના છેડાપર જઇને એક હારમાં ઉભા રહ્યા. ત્યારે દ્વદ્વસંવાહન કરનારાઓ પોતપોતાના તંબુમાંથી બહાર આવી, ઘોડાપર સ્વાર થઈ બ્રાયન-ડી-બોય ગીલ્બર્ટને મોખરે રાખી પોતાની ઢાલને અડકનાર વીરનરની બરાબર

સામે આવી રહે એવી રીતે ગોઠવાઇ ઉભા રહ્યા.

તુરઇ અને રણશીગાના અવાજ નીકળતાંને વાર જ આ યોદ્ધાઓએ ઘોડાને ઠેકડાબંધ દોડાવ્યા ને કયાં તો દ્વંદ્વસંવાહન કરનારાઓની ચપળતાને લીધે કે ભાગ્યબળે બોઈ ગીલ્બર્ટ, માલવાઇઝીમ અને ફ્રન્ટ–ડી–બોના હરીફો જમીન પર ગબડી પડયા. ગ્રાન્ટ–મેસેનીલના હરીફ ભાલાનો છેડો દુશ્મનની ટોપી પર કે ભાલા પર રાખી દુશ્મનના શસ્ત્ર ભાંગવાને બદલે એવી રીતે ઝાલ્યો કે ભાલો ભાંગી ગયો. આમ થવાથી ઘોડાપરથી પડી જવા કરતાં પણ વધારે નાનમ લાગી. કારણકે ઘોડાપરથી પડી જવું એ એક અકસ્માત તરીકે લેખાય, પણ આમ થવું તે તો શસ્ત્ર વાપરવાની હોંશિયારીમાં ઉણપ ને ઘોડાપરનો ઓછો કાબુ હોય તો જ થાય. પાંચમા વીરનરે પોતાના પક્ષનું માન સાચવી રાખ્યું. એ સેંટ–જોન પથના વીરનરનો પ્રતિસ્પર્ધિ હતો. બને જણ એકમેકના ભાલાના ચીરા કરી ખાસ ઉપરીપણુ મેળવ્યા વગર છુટા પડયા.

ટોળાંઓના તાળીઓના નાદ, ભાટચારણોના જય પોકાર અને રણશીગાના અવાજથી જીતનારાઓની ફતેહ, અને હારનારાઓના પરાજયની જાણ થઇ ગઇ. જય મેળવનારાઓ પોત પોતાના તંબુમાં ચાલી ગયા. ત્યારે પરાજય પામેલા વીરનરો નિરાશ થઈ ગ્લાનિ પામી ક્રિડા યુદ્ધના નિયમ મુજબ પોતાના શસ્ત્ર તથા અશ્વો વિજેતાને સ્વાધિન કરવા રંગભૂમિ પરથી ચાલ્યા ગયા. એમનામાંનો પાંચમો યોધ્ધો જનસમુહના હર્ષનાદ સ્વીકારવા થોડો વખત ઉભો રહ્યો. એના ચાર સાથીઓને જરા વધારે નીચુ જોવું પડયુ.

આ પછી રંગભૂમિ પર બીજી અને ત્રીજી ટોળી આવી. આ લોકોને થોડી ઘણી જીત મળી છતાં એકદર રીતે જોતાં તો દ્વંદ્વ–સંવાહન કરનારાઓના લાભમાં જ અંત આવ્યો. યુદ્ધમાં ઉતરનાર દરેક ટોળીમાંના એકેક બબ્બે જ્યારે જમીનદોસ્ત થયા ત્યારે આ પાંચમાનો તો કોઇપણ ઘોડાપરથી સહેજ સર્યો પણ નહિ. ચાલુ ફતેહને લીધે એમની હરીફાઇમાં ઉતરનાર વીરનરોનો ઉત્સાહ કંઇક અંશે ઓછો

થયો, અને ચોથી વખતે તો ફક્ત ત્રણ જ વીરનરો હરીફાઇમાં ઉતરવા તૈયાર થયા. આ લોકોએ બૉઇ-ગીલ્બર્ટ અને ફ્રન્ટ-ડી-બૉ-કરતાં બાહુબળ ને ચપળતામાં ઉતરતા ત્રણ યોદ્ધાઓને જ પસંદ કર્યા. આ દુરઅંદેશી ભરી પસંદગી થઇ છતાં કાંઈ પરિણામમાં ફેર ન પડયો. દ્વંદ્વસંવાહન કરનારાઓના લાભમાં જ જીત થઇ. એમનામાંનો એક ઘોડાપરથી પડી ગયો ને બીજા બને હુમલો કરવામાં નિષ્ફળ નીવડ્યા. એ લોકોએ ભાલો એવો સીધો રાખ્યો હતો કે કાં તો હરીફની ટોપીને ઢાલપર ફટકો વાગવાથી ભાલાના બે કકડા થાય, કે કયાં તો ઘોડેસ્વાર જમીનદોસ્ત થાય, પણ આમાં એ લોકો નિષ્ફળ ગયા.

આ ચોથા યુદ્ધ પછી લાંબા વખત સુધી કોઇ આગળ ના આવ્યું; અને હરીફાઇમાં ઉતરવા કોઇ તત્પર હોય એમ દેખાયું પણ નહિ. પ્રેક્ષકવર્ગમાં અંદર અંદર ગણુગણાટ થવો શરૂ થયો. કારણકે દ્વંદ્વસંવાહન કરનારાઓમાં માલવોઇઝીમ તથા ફ્રન્ટ-ડી-બૉ-એમની ચાલચલગતને લીધે અપ્રિય થઇ પડયા હતા, અને ગ્રાન્ટ મેસેનીલ સિવાય બીજા બે જણા પરદેશી અને અજાણ્યા હોવાથી અપ્રિય હતા. પણ નોર્મન દ્વદ્વસવાહન કરનારાઓની ફતેહ પર ફતેહ થતી જોઈ ઈંગ્લાંડની આબરૂને બટ્ટો લાગવાનો વખત આવવાથી સેડ્રીક-ધ સેકસનને જે નાખુશીની લાગણી થઈ આવી, તેવી નાખુશી કોઇને પણ થઇ નહોતી. આવા પ્રકારની શૌર્યની રમતોમાં એણે પ્રવિણતા મેળવી ન હતી. છતાં સેકસન લોકોના રિવાજ મુજબના શસ્ત્રોપ્રયોગમાં એની હોશિયારીને લીધે એક બળવીર યોદ્ધા તરીકે એ પંકાયો હતો, આ નવા યુગના શસ્ત્રોપયોગ એથેલસ્ટાઇનિ શીખ્યો હતો તેથી ટેમ્પલર તથા એના સાથીઓને હરાવવા એ કાઇ પ્રયત્ન કરે એ ઇચ્છાથી એણે એથેલસ્ટેઇનિ તરફ આતુરતાથી જોયુ. પણ પોતાના જડ અને બેરીકરા સ્વભાવને લીધે મજબુત ને હિમતવાન એથેલસ્ટાઇન કાંઇ સેડ્રીકની ઇચ્છિાને અનુમોદન આપે એમ ન હતું.

સેડ્રીક કાંઇક ધ્યાન ખેંચાય એવા અવાજે બોલ્યો, " ભાઇ

ઇંગ્લાંડ માટે આજે કમનશીબ દિવસ છે. આ જોઇ તને કાંઇ પાણી નથી ચડતું ? "

એથેલસ્ટાઇને કહ્યું, " હું આવતી કાલે સામાન્ય યુદ્ધમાં ભાગ લઇશ. આજે શસ્ત્ર સજવાનું મને કાંઇ યોગ્ય લાગતુ નથી. "

આ વાક્ય સાંભળી સેડ્રીકને બે વાતે નાખુશી ઉપજી. એક તો સામાન્ય યુદ્ધ સબંધી એથેલસ્ટાઇને વાપરેલો શબ્દ નોર્મન ભાષાનો હતો, અને બીજુ દેશની આબરૂ તરફ પણ કાંઈ બેપરવાઈ વાક્યમાં જણાતી હતી. પણ વાક્ય એથેલસ્ટાઇન બોલ્યો હતો ને એથેલસ્ટાઇનિ તરફ એને એવા પ્રકારનું માન હતું, કે એના દોષ કાઢવાનું એને ઠીક લાગતુ નહિ. વળી " એક માણસની સાથે યુદ્ધમાં ઉતરી એને હરાવવો તેના કરતાં સો માણસ સાથે યુદ્ધમાં ઉતરી એમને હરાવવા એ વધારે અઘરૂ ને માનપ્રદ છે, " એમ વૉમ્બા વચ્ચે બોલી ઉઠ્યો, તેથી સેડ્રીકને કોઇ પણ પ્રકારની ટીકા કરવાનો અવસર મળ્યો નહિ.

એથેલસ્ટાઇનિને વૉમ્બાએ આ વાક્ય બોલી પોતાને ખરેખરો ધન્યવાદ આપ્યો એમ લાગ્યુ. પણ વિદૂષકનો કહેવાનો મર્માર્થ સેડ્રીક બરાબર સમજતો હોવાથી, એક તિક્ષણ ને ભયભરી નજર કરી એને આગળ બોલતો અટકાવ્યો. જાહેર જગ્યા પર વૉમ્બા હાલ હતો એટલું સારૂં જ હતું. બાકી એનો માનીતો મશ્કરો હોવા છતાં સેડ્રીક એને કાંઇક વધુ શિક્ષા કરત.

ક્રિડાયુદ્ધમાં હજુ કાંઇકિ વધુ ચળવળ થઈ ન હતી, અને ફક્ત ભાટ ચારણો " સ્ત્રીઓનો પ્રેમ જીતવા ભાલા લઇ જંગે ચઢો, શૂરા સરદારો આગળ વધો, સુંદરીઓ તમારી બહાદુરીની તુલના કરે છે " એ અર્થની બૂમો સંભળાવા સિવાયા બીજો કોઈ જાતનો અવાજ સભળાતો ન હતો.

દ્વંદ્વસંવાહન કરનારાઓના વાજીંત્ર ઘડીમાં એમની ફતેહ જાહેર કરતા ત્યારે ઘડીમાં યુદ્ધાવાહન કરતાં હતાં. તે વખતે ગામડીઆઓ રમતમાં કશો માલ નથી એમ બડબડાટ કરતા હતા. અને વૃદ્ધ વીરનરો

અને અમીરો દેશમાંથી શૌર્યનો સદંતર નાશ થયો છે" એમ શોક કરવાની સાથે સાથે પોતાની યુવાનીના વખતમાં પોતે મેળવેલી ફતેહના યશોગાન કરી કહેતા કે જેના સૌન્દર્યને લીધે વીરનરોને શૌર્યની રમતો ખેલવાની હોંસ થતી એવા સર્વોત્કૃષ્ટ સૌન્દર્યવાળી રમણીઓ જ દેશમાં હવે નજરે પડતી નથી. પ્રિન્સ જોને પોતાના સાક્ષીઓને જમણની તૈયારીઓ કરવાની તથા એકજ ભાલાથી બે વીરનરોને હરાવનાર અને એક વીરનરને હફાવનાર બ્રાયન-ડી-બૉાય ગીલ્બર્ટનું નામ જ ફતેહ પમાડનાર તરીકે જાહેર કરવા વિષે વાત કરવી પણ શરૂ કરી દીધી હતી.

પણ આખરે રંગભૂમિના શાંતિહારક સારેસન વાજીંત્રના લાંબા ને ઉંચા સ્વર સભળાવા બંધ થયા કે ઉત્તર તરફના છેડા તરફથી રણશીંગુ યુદ્ધાવાહન કરવા ફુંકાયું. નાદને લીધે સર્વની નજર આ નવા યોદ્ધાને જોવા વળી, ને દરવાજા ઉઘડતાં જ આ યોદ્ધો રંગભૂમિ પર ધીમેધીમે આવ્યો. બખ્તર સજેલા માણસના કદ વિષે જે અનુમાન બંધાય તે પરથી તો આ નવો સાહસિક વીરનર મજબુત બાંધાનો હોવાને બદલે મધ્યમ કદનો ને પાતળા બાંધાનો જણાતો હતો. એનું બખ્તર ઉંચા પ્રકારના પોલાદ તથા સોનાના તારની બનાવટનું હતું, અને એની ઢાલ પર મૂળ સાથે ખેંચી કાઢેલા ઓક ઝાડની નિશાની ઉપરાંત "નાવારસ" શબ્દ સ્પેનીશ ભાષામાં કોતરેલા હતા. એ રોફદાર કાળા ઘોડા પર સ્વાર થયો હતો. રંગભૂમિમાં દાખલ થતી વખતે એણે પ્રિન્સ જોનને તથા સ્ત્રી વર્ગને ભાલો નીચો કરી સલામ ભરી. ઘોડો કાબુમાં રાખવાની એની ચપળતા તથા એની રીતભાતમાં જણાએલી યુવાની ને યોગ્ય ખાનદાનીને લીધે એણે જનસમુહની પ્રીતિ આકર્ષી. મધ્યમ વર્ગના લોકો તો એના પર એટલા ખૂશ થઇ ગયા હતા કે, "રાલ્ફ ડી-વાઇપોન્ટની ઢાલને અડકજો, હોસ્પીટલર્સોની ઢાલને અડકો, એ સહેલાઇથી હંફાવાશે. એને હરાવવાનું તમને કાંઇ અઘરૂં નથી," એમ બૂમો પાડી કહેવા લાગ્યા. પણ આ બળવીરે તો આ સૂચનાને ન ગણકારતાં રંગભૂમિના છેડા પર થઇ, તંબુઓની જગ્યાપર થઇ, વચલા તંબુની સામા જઇ બ્રાયન-ડી

બૉઇ ગીલ્બર્ટની ઢાલ પર ટંકારનો પડઘો પડે એટલા જોરથી ભાલાનો અણીવાળો છેડો અડકાડી સર્વને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધા. એની આ હિંમત જોઇ સર્વ અજાયબી પામી ગયા, એટલું જ નહિ, પણ પોતાની સાથે આવા મરણતુલ્ય યુદ્ધમાં કોઇ ઉતરવા ઇચ્છા કરશે એવી સ્વપ્ને પણ કલ્પના ન કરનાર પોતાના તંબુના દરવાજા આગળ ઉભેલા બહાદુરને સર્વને હંફાવનાર વીરનરને પણ આ હિંમત જોઇ અજાયબી લાગી.

ટેમ્પલરે કહ્યું, " ભાઇ તારા ગુન્હા કબુલ કરીને આવ્યો છું ને? આવા ભયભીત યુદ્ધમાં ઉતરતાં પહેલાં ઇશ્વરનું નામ દેવું હોય તો દઇ લેજે."

" મરણ શરણ થવા તારા કરતાં હું સારી રીતે તૈયાર છું" નાવારસ વીરનરે કહ્યું. " આ અજાણ્યા વીરનરે ક્રિડાયુદ્ધમાં પોતાને નાવારસ તરીકે જ ઓળખાવ્યો હોવાથી આપણે પણ એને એ નામથી જ ઓળખીશુ."

બૉઇ-ગીલ્બર્ટે કહ્યું, " ત્યારે તો રંગભૂમિ પર તારી જગ્યાપર ઉભો રહે, અને આજ, રાત્રે તો તું સ્વર્ગે પહોંચી જઇશ માટે સૂર્યના દર્શન છેલ્લી વખત કરી લે."

" તારી આ સલાહ માટે તારો ઉપકાર માનું છુ." નાવારસ વીરનરે કહ્યું, " પણ એના બદલામાં તને સલાહ આપું છું, ને મારી કીર્તિના સોગંદ ખાઇને કહુ છું કે તને નવા ભાલાની તથા નવા ઘોડાની જરૂર પડશે જ માટે એ બને બદ્લીને આવજે."

ભાર દઇને આ શબ્દો બોલી જે ઢોળાવ પર ચઢીને એ આવ્યો હતો તે ઢોળાવ પરથી ઘોડો પાછો હઠાવી રંગભૂમિ પરથી પાછો ચલાવતાં ચલાવતાં ઉત્તરના છેડા તરફ પહોંચી હરીફની આવવાની વાટ જોતો જોતો સ્થિર થઈ ઉભો રહ્યો. એના આ અશ્વ કૌશલ્યને લીધે લોકોનાં ટોળાં તરફથી ફરીથી પાછા તાળીઓના નાદ થયા.

દુશ્મને આપેલી સલાહને લીધે બ્રાયન-ડી-બૉઇ ગીલ્બર્ટને ગુસ્સો તો ઘણો ચઢયો, પણ એણે આ સલાહનો ઉપયોગ કર્યો. કોઇપણ

જાતની પોતાની બેદરકારીને લીધે આ ગર્વિષ્ટ પ્રતિસ્પર્ધિની સાથેની લડાઇમાં હાર ખાઇ કીર્તિને બટ્ટો લગાડવા એ તૈયાર નહતો. એણે આરામ લઇ તાજો થએલો તેજી તથા કુશળ ઘોડો મંગાવ્યો. આગલા યુદ્ધોમાં સહેજસાજ તડ પડી હોય એ બીકે મજબુત ને નવો ભાલો લીધો. આ ઉપરાંત સહેજસાજ દાઝ પામેલી પોતાની ઢાલ મૂકી દઇ સેવક વર્ગ પાસે નવી ઢાલ પણ મંગાવી. એની પહેલી ઢાલ ઉપર ટેમ્પલરોની અસલની ગરીબાઇ અને નમ્રતા બતાવતી નિશાની રૂપે એક ઘોડા પર બે વીરનરો સ્વાર થએલા કોતરેલા હતા. પણ પાછલા વખતમાં એમના આ સદ્‌ગુણોની જગ્યા એમના નાશનું કારણરૂપ થઈ પડેલા ગર્વ તથા દોલતે લીધી હતી. બ્રાયન-ડી-ગીલ્બર્ટની આ નવી ઢાલ પર એક જંગલી કાગડો ખોપરી પંજામાં પકડી પૂરપાટ ઝડપથી ઉડતો કોતરેલો હતો, અને એના પર "જંગલી કાગડાથી ચેતતા રહો" એ અર્થનો મુદ્રાલેખ કોતરેલો હતો.

જ્યારે આ બે યોદ્ધાઓ રંગભૂમિના બે છેડાપર તૈયાર થઇને ઉભા હતા, ત્યારે લોકો થનાર યુદ્ધ જોવા તલપાપડ થઈ રહ્યા. નાવારસ વીરનરની મર્દાઇ અને હિંમતને લીધે પ્રેક્ષકવર્ગની એના તરફ સહાનુભૂતિ થઈ હતી છતાં, આ યુદ્ધમાં એ ફતેહ પામશે એમ કોઇને લાગતું નહતું.

નિશાનીનું રણશીંગુ ફુંકાય કે તરત જ બને વીરનરો વીજળીની ઝડપે ઘોડા દોડાવી વીજળીના કડાકા થાય તેટલા વેગથી મધ્ય ભાગમાં એકઠા થયા. બને જણના ભાલાના હાથા સુદ્ધાંત ચૂરેચુરા થઇ ગયા. ને આ સખત આંચકાને લીધે ઘોડા બેસી ગયા જેવા થઈ જવાથી એક પળ તો સર્વને એમ જ લાગ્યુ કે બને યોદ્ધાઓ જમીનદોસ્ત થઇ ગયા. લગામ અને એડી મારવાની કુશળતાને લીધે બને સવારોએ ઘોડાને ઉભા કર્યા, અને મૂખવટાના સળીઆમાંથી અગ્નિ વરસાવતી હોય એવી ક્રોધીત નજર એકમેક તરફ ફેંકી, ઘોડા વાળી લઇ નવા ભાલા લેવા ચાલ્યા ગયા.

શાબાશીના પોકારો કરી રૂમાલો અને અંગવસ્ત્ર આમથી તેમ

હલાવી, તાળીઓની ગર્જના કરી પ્રેક્ષકવર્ગે આ બંને સમોવડીઆ વચ્ચે થએલા આ રસભર્યા યુદ્ધમાં એમને જે રસ પડયો હતો તે બતાવી આપ્યું. પણ આ બંને યોદ્ધાઓ પાછા રંગભૂમિ પર આવ્યા કે તરત જ સર્વ અવાજ બંધ પડી ગયા ને રખેને ગડબડાટ થાય એ બીકે લોકો જાણે શ્વાસ પણ ન લેતા હોય એવી શાંતિ પથરાઈ રહી.

યોદ્ધાઓ અને ઘોડાઓને શ્વાસ ખાવા માટે થોડી પળો આપ્યા પછી પ્રિન્સ જોને પોતાની ગદા હલાવી રણશીંગુ ફુંકનારને યુદ્ધ આરંભ કરાવવાનો હુકમ કર્યો. બંને બળવીરો પહેલી વખત જેટલી ઝડપ, ચપળતા અને વેગથી મધ્યભાગમાં જવા નીકળ્યા. પણ આ વખતે ભાગ્યદેવીની પ્રસન્નતા બંને પર એકસરખી ન હતી.

આ બીજા યુદ્ધ વખતે ટેમ્પલરે દુશ્મનની ઢાલનો મધ્યભાગ બરાબર તાકી એવો તો અદલ અને સખ્ત હુમલો કર્યો કે ટેમ્પલરના ભાલાના ચૂરેચુરા તો થઈ ગયા. પણ નાવારસ વીરનરે ઘોડાના જીનપર આમથી તેમ લથડીઆં ખાધાં. ત્યારે બીજી તરફ નાવારસ વીરનરે આવતી વખતે પોતાના ભાલાની અણી બોઇ-ગીલ્બર્ટની ઢાલની સામી તાકી રાખી હતી, તે એકાએક ફેરવી ટોપી પર હુમલો કર્યો. આ હુમલો કરવો એ જરા વધારે મુશ્કેલ કાર્ય હતું પણ એમાં જો એ ફાવે તો ફતેહ મળવી સહેલી હતી. નોર્મનના મુખવટા પર અદલ ને અચુક નેમ લાગીને એના ભાલાનો છેડો મુખવટાના સળીઆ પકડી રહ્યો. છતાં આટલા પ્રતિકૂળ સંજોગોમાં પણ ટેમ્પલર પોતાની શાખ પ્રમાણે ટકી રહ્યો ને જો એના ઘોડાના જીનના પટા તૂટયા ન હોત તો કદાચ એ જમીનદોસ્ત ન પણ થાત. પણ દૈવ સંજોગે એમ થયુ ને જીન, ઘોડો ને માણસ જમીન પર ગબડી પડયાં ને ધૂળના ગોટેગોટ ઉડયા.

પડી ગએલા ઘોડાની નીચેથી નીકળવું ને પેંગડામાંથી પગ કાઢવા એ ટેમ્પલરને એક પળનું કામ હતું. પોતાના નામને બટ્ટો લાગ્યો તેથી અને પ્રેક્ષક વર્ગના જય પોકારથી ઘેલો થઈ જઇ તરવાર ખેંચી એણે પોતાના પર જીત મેળવનારને યુદ્ધાવાહન કર્યું. નાવારસ વીરનર પણ

ઘોડા પરથી કુદકો મારી, તરવાર ખેંચી તૈયાર થઇ ગયો, પણ રંગભૂમિના અધિકારીઓએ પોતાના ઘોડાઓ વચ્ચે આણી કહ્યું કે આવી જાતનું યુદ્ધ કરવુ એ આ ક્રિડાયુદ્ધના નિયમ બહાર છે.

પોતાના પ્રતિસ્પર્ધિ તરફ ક્રોધભરી નજર નાખી ટેમ્પલર બોલ્યો, "હું આશા રાખુ છું કે આપણે બીજી વાર મળીશું ને ત્યાં આપણી વચ્ચે અંતરાય નાખનાર કોઇ નહિ આવે."

નાવારસ વીરનરે કહ્યું, "જો આપણે ના મળીએ તો એમાં મારો દોષ નથી. પગે કે ઘોડેસ્વાર થઈ, કુહાડી લઈ, તરવાર લઈ, કે ભાલા લઇ તારી સાથે યુદ્ધમાં ઉતરવા હુ તો હમેશ તૈયાર જ છું."

આથી પણ વધારે કડક શબ્દ બોલાયા હોત પણ અધિકારીઓએ ભાલા વચ્ચે આણી બનેને છુટા પાડયા. નાવારસ વીરનર પોતાના મૂળ સ્થાને ગયો, અને ટેમ્પલરે પોતાના તંબુમાં જઇ આખો દિવસ નિરાશા ને ગ્લાનિમા વ્યતિત કર્યો.

ઘોડા પરથી ઉતર્યા વગર આ વિજયી નરે દારૂનો ગ્લાસ મગાવ્યો ને મુખવટાના નીચલા ભાગની પટી ઉઘાડી "અંગ્રેજોનો જય થાઓ અને પરદેશી ઉપર આફત પડો" એ શબ્દ બોલી દારૂ પીધો. આ પછી એણે પોતાનું રણશીંગુ વગાડનારને દ્વંદ્વસંવાહન કરનારાઓને યુદ્ધાવાહન કરવા રણશીગુ ફુકવાનું કહીને ભાટચારણોને આ સર્વને એમને ફાવે તે નિયમમાં એ લોકો આવે એમ દાંડી પીટાવવાનું કહ્યું.

પ્રચંડ શરીરવાળો ફ્રન્ટ-ડી-બો કાળા પોષાક સજી સૌથી પહેલો રંગભૂમિપર આવ્યો. એની ધોળી ઢાલ પર કાળા ગોધાનું માથું કોતરેલું હતું. વારવાર થએલા યુદ્ધને લીધે આ માથાનો અર્ધો ભાગ ઘસાઇ ગયો હતો. ઢાલ પર "સંભાળજો, હું અહીંઆ છું" એવા ગર્વિષ્ટ શબ્દો મુદ્રાલેખ તરીકે કોતરેલા હતા. આ યોદ્ધા પર નાવારસ વીરનરે ફતેહ મેળવી એટલું કહેવા પુરતી જ ફતેહ મેળવી.

બંને શૂરવીરોની બરછીઓ ભાંગી ગઇ હતી, પણ ફ્રન્ટ-ડી-બૉ-ના પગ પેંગડામાંથી નીકળી ગયા. તેથી એ હાર્યો એમ નક્કી થયું.

આ અજાણ્યો વીરનર સર ફીલીપ માલવૉઝીમ સાથેના યુદ્ધમાં પણ ફાવ્યો. દુશ્મનની ટોળી પર એવો તો જબરો ફટકો એણે માર્યો કે ટોપીની કાંગરીઓ ભાંગી ગઈને ટોપી નીકળી પડવાને લીધે જ એ પડતો રહી ગયો. ટોપી નીકળી જવાથી એ પણ એના સાથીઓની માફક હારેલો ગણાયો.

ડી–ગ્રાન્ટ મેસેનીલ સાથેના ચોથા યુદ્ધમાં નાવારસ વીરનરે જેટલી કુશળતા અને હિંમત દર્શાવી હતી તેટલા જ પ્રમાણમાં વિવેક દર્શાવ્યો. ડી–ગ્રાન્ટ મેસેનીલનો ઘોડો નવો હોવાથી, સ્વારની નેમ ચુકાવી દે એવી રીતે આગળ પાછળ કુદતો હતો, અને આ અકસ્માતને લીધે મળતો લાભ લેવાની આ અજાણ્યા શૂરવીરની ઇચ્છા ન હોવાથી પોતાનો ભાલો ઉંચો કર્યો ને શત્રુને અડકાડ્યા વગર પોતાની મૂળ જગ્યા પર ચાલી જઈ ભાટચારણ પાસે પ્રતિસ્પર્ધિને કહેવડાવ્યુ કે બીજી વાર યુદ્ધમાં ઉતરવું હોય તો આવી પહોચે. ડી–ગ્રાન્ટ મેસેનીલે આની ના કહીને જણાવ્યું કે પ્રતિસ્પર્ધિની ચાલાકી તથા વિવેક એ બંનેના બળે હું હાર્યો છું.

આ અજાણ્યા યોદ્ધાના છેલ્લા દુસ્મન રાલ્ફ ડી વાઇપોન્ટ હતો. એના પર હુમલો એવી રીતે કર્યો કે રાલ્ફ ડી–વાઇપોન્ટ જમીનપર જોરથી પછડાયો. એની નસકોરી ફુટી ને રંગભૂમિ પરથી એને બેભાન હાલતમાં લઈ જવો પડ્યો.

પ્રિન્સ જોન અને અધિકારીઓએ નાવારસ વીરનરને વિજયી ઠરાવ્યો ને લોકોએ આ હુકમને હર્ષથી ને તાળીઓના નાદથી વધાવી લીધો.



# પ્રકરણ ૯ મું.

વિલીયમ ડી–વીપલ અને સ્ટીફન ડી માર્ટીયલ અધિકારીઓએ નાવારસ વીરનરને સૌથી પહેલી મુબારકબાદી આપી. એમણે એને પ્રિન્સ જોનની પાસે ઇનામ લેવા જતાં પહેલાં ટોપી ઉતારવાની, અને તેમ ઇચ્છા ન હોય તો મૂખવટો કાઢી નાખવાની સૂચના કરી, પણ નાવારસ વીરનરે શૂરવીરોને છાજતા વિવેકથી કહ્યું, " કે રંગભૂમિ પર દાખલ થતાં પહેલાં જ પોતાનું મોઢું કોઇને નહિ બતાવવાનાં કારણો ભાટચારણોને કહી દીધા છે. એટલે હાલ એ મોઢું ખુલ્લુ કરી શકે એમ નથી." આ જવાબથી આ અધિકારીઓ સંતુષ્ટ થયા, કારણકે એ દિવસોમાં વીરનરો પોતાના કોઇ ખાસ તુરંગને લઇ જાતજાતના સોગદ ખાતા અને અમુક સાહસિક કામ સંપૂર્ણ કર્યા વગર યા તો અમુક ચીજ મેળવ્યા વગર ગુપ્ત વેષે રહેવાના સોગદ લેવાનું તો બહુ પ્રચલિત થઇ પડયું હતું. આ નાવારસ વીરનરને ગુપ્ત વેષે રહેવાનું શું કારણ હશે તે જાણવાની વધારે ઉત્કંઠા બતાવ્યા વગર પ્રિન્સ જોનની પાસે જઈ વિજયી વીરનર ગુપ્ત વેષે રહેવા માંગે છે એમ જણાવી, એના બાહુબળ તથા પરાક્રમ સારૂ ઇનામ લેવા તેડી લાવવાની રજા માંગી.

આ અજાણ્યા યોદ્ધાનો ભેદ જાણવાની પ્રિન્સ જોનને જીજ્ઞાસા થઇ અને એક વીરનરે પોતાના પાંચ પ્રિય દ્વંદ્વ સંવાહન કરનારાઓને હરાવી નાખ્યા તેથી એ દીલગીર તો થયો જ હતો. તેમાં આ જવાબથી કાંઈ નાખુશ થઇ એણે અધિકારીઓને ગર્વથી જવાબ આપ્યો કે, " આપણી દેવીના સમ ખાઇ કહું છું કે આ યોદ્ધાના નામ પરથી જણાય છે કે માલ–મિલ્કતમાંથી તો એને નાવારસ કર્યો છે. પણ જ્યારે અમારી સમક્ષ માથું ઉઘાડયા વગર આવવાની એ ઇચ્છા કરે છે ત્યારે તો મારી ખાત્રી થાય છે કે સાથે સાથે સભ્યતા પણ જતી રહી છે. "—પછી પોતાના અનુયાયીઓ તરફ ફરીને એ બોલ્યો. " તમારામાં કોઈ કલ્પના કરી શકો છો કે આ બહાદુર ને ગર્વિષ્ટ યોદ્ધો કોણ હશે ? "

ડી–બ્રાસીએ જવાબ આપ્યો "મને તો કાંઇ ખ્યાલ આવતો નથી, અને આ પાંચે વીરનરોને એક દિવસના યુદ્ધમાં હંફાવી નાંખનાર વીરનર આ બ્રિટન દેશમાં વસતો હોય એવી કંઇ મને તો ખબર નથી. ખરૂં કહું છું કે જે જોરથી એને રાલ્ફ ડી–વાઇપોન્ટ પર હુમલો કર્યો તે મારાથી કદી ભુલાશે નહિ, અરે જેમ ફણમાંથી એક પથરો ફેંકીએ તેમ બિચારા હોસ્પીટલરને એણે ગબડાવી પાડ્યો."

સેંટ જોન પથના એક હાજર વીરનરે કહ્યું, "અરે બડાઇ ન હાંકશો. હવે ટેમ્પલર યોદ્ધાની પણ એજ દશા થઇ હતી. મેં તમારા શૂરવીર યોદ્ધા બૉઇ–ગીલ્બર્ટને ત્રણવાર જમીન પર પટકાઇ રેતી ભેગો થતાં જોયો હતો."

ટેમ્પલરોની જોડે ફરતો હોવાથી ડી–બ્રાસી આનો જવાબ આપત પણ પ્રિન્સ જોને અટકાવ્યો. "હવે મહેરબાનો બસ કરો, આ વાદવિવાદનું શું ફળ છે?"

ડી વીવીલે કહ્યું, "વિજયી વીરનર આપ નામદારની આજ્ઞાની વાટ જુએ છે."

જોને જવાબ આપ્યો "એના નામની તથા એ કોણ છે એની કોઇ કલ્પના કરી કાઢે ત્યાં સુધી એને વાટ જોવડાવવાનો જ અમારો ઉદ્દેશ છે. આમ ઉભા ઉભા રાત પડી જશે તો એ આજના યુદ્ધને લીધે એના તપી ગએલા શરીરને કાંઇ અડચણ આવવાની નથી."

વૉલ્ડમાર ફીટઝર્યુસે કહ્યું, "અમે જે ચીજ જાણતા નથી તે કહીએ નહિ ત્યાં સુધી જો આપ નામદાર આ વિજયી વીરનરને આમ ઉભો રાખશો તો એને આજના દિવસના વિજયને લીધે મળતા માનમાં ઉણપ આવશે. મને તો કોઇ નામ સુઝતું નથી. એ રીચર્ડ રાજાની જોડે પેલેસ્ટાઇન ગએલા, ને એ પવિત્ર દેશથી હાલ પાછા ફરતાં કોઇ બહાદુર બળવીરોમાંનો એક હોય તો કોણ જાણે?"

ડી–બ્રાસીએ કહ્યું, "કદાચ એ સેલ્સબરીનો અર્લ હોય તો હોય. એ લગભગ એટલો જ ઉંચો છે."

"ફ્રીટઝુર્સે કહ્યું, હોય!" "સેલ્સબરીનું કદ મોટું છે. કદાચ એ ગીલ્સલેન્ડનો વીરનર સર થોમસ ડી મુલટોન હોય તો હોય." અનુયાયી વર્ગમાંથી કોઈ બોલ્યુ, પણ કોણ તે સમજાયુ નહિ. "કદાચ રાજા પોતે જ હોય—કદાચ રીચર્ડ કૉર ડી-લાયન પોતે જ હોય!"

"પરમેશ્વર એમ ન થવા દો!" અનિચ્છાએ પ્રિન્સ જોન આ બોલી ઉઠયો, અને વીજળી પડી હોય તેમ એકાએક એના મોંઢા પરની લાલી જતી રહી ને રૂની પૂણી જેવી ફીકાસ પથરાઇ ગઇ.

"વૉલ્ડીમાર! ડી-બ્રાસી! બહાદુર બળવીરો, અને સદગૃહસ્થો તમારાં વચન યાદ રાખી મારે પડખે ઉભા રહેજો."

વૉલ્ડીમાર ફ્રીટઝુર્સે કહ્યું, "હાલ તુરત એવો કાંઇ ભય નથી. તમારા પોતાના ભાઇનું પ્રચંડ શરીર આ સામે જણાતા બખ્તરમાં આવી રહે ખરૂ?—ડી-વીવીલ, અને મારટીવલ, વિજયી વીરનરને પ્રિન્સ જોનની સમક્ષ લઇ આવો કે આ ભૂલની એને ખાત્રી થાય, અને એના મ્હો પરની જતી રહેલી લાલી પાછી આવે—" વળી એણે જોનને કહ્યું, "એના તરફ બારીકાઇથી નજર નાંખો. રીચર્ડ રાજા એના કરતાં ત્રણ ઇંચ ઉચો છે, અને પહોળાઇમાં એના કરતાં બેવડો છે. જે ઘોડા પર એ સ્વાર થયો છે તે ઘોડો એક યુદ્ધ વખતે પણ રીચર્ડ રાજાના પ્રચંડ શરીરનો ભાર ઝીલી ન શકત."

આ વાત ચાલતી હતી, એટલામાં તો પ્રિન્સ જોનના સિંહાસનના લાકડાના પગથીયાં આગળ નાવારસ વીરનરને લઈ અધિકારીઓ આવી પહોચ્યા ગેરઇન્સાફ પામેલા પોતાના ભાઇના ઘણા ઉપકારો નીચે પોતે હોવા છતાં, એ ભાઇ પોતાના રાજ્યમાં આમ એકાએક આવી પહોંચ્યો છે એ વાત જાણી જે ખળભળાટ એના હૃદયમાં થયો હતો તે ફ્રીટઝુર્સે બતાવેલા મુદ્દાઓ છતાં પૂરેપૂરો દૂર ના થઈ શકયો, અને જ્યારે ઇનામ તરીકે યુદ્ધ અશ્વ આપતાં પહેલાં એના પરાક્રમની પ્રશંસા કરવાનો વખત આવ્યો ત્યારે એને બીકથી ધ્રુજારી છુટી કે રખેને બખ્તર ને મૂખવટો સજેલો આ વીરનર ઉપકાર માને ત્યારે રીચર્ડ કૉર-ડી-લાયનનો

બુલદી અવાજ સંભળાય.

પણ નાવારસ વીરનરે પ્રિન્સના વખાણ નીચા વળી નમસ્કાર કરી મુગે મોઢે કર્યા અને ઇનામ સ્વીકાર્યું.

કિંમતી કપડાં પહેરેલા બે ઘોડાવાળાઓએ ઘોડાને રંગભૂમિ પર આણ્યો. ઘોડો એટલો તો ઉમદા ને સુંદર દેખાવનો હતો કે ઘોડાની કિમત સમજનારના મનથી, એના પર લાદેલા લડાઇના કિંમતી અસ્ત્રોની તો કાંઇ જ ગણુતરી ન હતી. જીનનો ઉંચો ભાગ પકડી, પેંગડામાં પગ ઘાલ્યા વગર નાવારસ વીરનર છલગ મારી ઘોડા પર સ્વાર થયો, અને ભાલાને ઉંચે હવામાં વીંઝી ઘોડાને જાતજાતના પ્રકારથી ચલાવી પોતાનું અશ્વ કૌશલ્ય બતાવવા રંગભૂમિ પર આમથી તેમ બે આટા માર્યા.

એણે આ આંટા માર્યા તે પોતાની ફતેહથી ફુલાઈ જઇને માર્યા એમ લાગત. પણ ખરૂ જોતાં પ્રિન્સ જોન તરફથી પોતે મેળવેલું અમુલ્ય ઇનામ લોકોને બતાવવા સારૂજ આંટા લેવાયા હતા. લોકોએ એના અશ્વ કૌશલ્ય તથા ફતેહ સારૂ બીજી વાર હર્ષનાદ કરી તેને વધાવ્યો.

આ અરસામાં ગડબડીઆ સ્વભાવના જ્યુરવૉલ્કસના ઉપમહતે ધીમેથી પ્રિન્સ જોનને કહ્યું, કે હવે જો વિજયી વીરનરને પોતાના પરાક્રમ બતાવવાના મૂકી દઇ છેલ્લે દિવસે ઇનામ આપનાર સૌન્દર્ય અને પ્રેમની રાણીની પસંદગી કરવામા એની શક્તિનો વ્યય કરવાનું કહેવામાં આવે તો ઠીક પડશે. આથી રંગભૂમિ પર જ્યારે આ વીરનર બીજું ચક્કર લેતો હતો ત્યારે પોતાની ગદા ઉંચી કરી પ્રિન્સે પોતાની પાસે બોલાવ્યો. વીરનર એકાએક સિંહાસન તરફ ફર્યો, અને ભાલો એકાદ ફૂટ જમીનમાં દટાય એમ ખોસી જોનના હુકમની વાટ જોતો હોય તેમ સ્થિર થઇને ઉભો રહ્યો, ત્યારે આવા જલદ ઘોડાને એકદમ પાણી ચઢાવી ઉશ્કેર્યા પછી ઘોડાની સરતના તમાસા કરતો હોય તેમ એકદમ સ્થિર કરવાની એની ચપળતા જોઈ લોકોએ ફરીથી પાછો ધન્યવાદ આપ્યો.

પ્રિન્સ જોને કહ્યું " સર નાવારસ વીરનર, તમે જ્યારે તમારૂં ખરૂં

નામ અમને કહેતા નથી, ત્યારે અમારે તમને આજ નામથી સંબોધન કરવું પડે છે—આવતી કાલના ઉત્સવના પ્રસગે મુખ્ય સ્થાન ભોગવનાર પ્રેમ ને સૌન્દર્યની દેવીની પસંદગી કરવાનો તમારો ખાસ હક તથા ફરજ છે તે હવે બજાવો. જો તમે પરદેશી હો અને તમારે સલાહની જરૂર હોય તો કહું છું કે અમારા બહાદુર શૂરવીર વૉલ્ડમારની પુત્રી એલીસ્યા સૌન્દર્યમાં સૌથી વધારે પંકાય છે. છતાંયે તમારી મરજીમાં આવે તે સુંદરીને આ મુગટ પહેરાવવાનો તમને હક છે. માટે તમે આ મુગટ જે સુંદરીને આપશો તે રમણીને રાણીપદ મળ્યું ગણાશે. તમારો ભાલો ઉંચો કરો."

વીરનરે તેમ કર્યું, અને પ્રિન્સ જોને ભાલાના છેડાપર લીલી સાટીનનો, સોનાના તારવાળો, મુગટ મૂક્યો. જેમ ડ્યુકના મુગટ પર સ્ટ્રોબેરીના પાંતરા અને દડાઓ વારાફરતી ગોઠવેલા હોય છે, તેમ આ મુગટ પર તીરોના છેડા અને હૃદયાકારો ગોઠવેલા હતા.

વૉલ્ડીમાર ફીટઝુર્સની પુત્રી સંબંધીનો ઉલ્લેખ કરવામાં જોનના એક કરતાં વધારે હેતુ હતા. જોનના સ્વભાવમાં કાંઇ વિચિત્ર પ્રકારનું મિશ્રણ હતું. એ બેપરવા ને ગર્વિષ્ટ હતો, તેની સાથે લુચ્ચો અને કપટી પણ હતો. પોતે જ્યુ સ્ત્રી રેબેકા સારૂ કરેલી, અયોગ્ય અને નાપસંદ પડેલી મશ્કરીની બહાદુર શુરવીરોના હૃદયમાં પડેલી છાપ ભુસી નાખવા માગતો હતો. વળી એલીસ્યાના પિતા વૉલ્ડીમાર ફીટઝુર્સથી એ બીતો હતો, અને તેમાંએ વળી આજના આખા દિવસના પ્રસગમાં તો એ ત્રણવાર મતફેર થવાથી કંઈક મન ઉંચા થયાં હતાં. તેથી આ સૂચના કરી એની ખુશી મેળવી લેવાની પણ એની નેમ હતી. આ ઉપરાંત જોન જેટલો લંપટી હતો, તેટલો જ કીર્તિલોભી હતો. તેથી આ નામ આપી એ સુંદરીનું પણ મન હરણ કરવાનો મુદ્દો એમાં સમાએલો હતો. પણ આ સર્વ કારણો કરતાંયે મોટુ કારણ તો એ હતું કે આ નાવારસ વીરનર તરફ એને ખાસ અણગમો થયો હતો. એલીસ્યાની પસંદગી થવાનો સંભવ ઓછો હતો તે પ્રમાણે જો આ વિજયી વીરનર નાવારસ

એલીશ્યાની પસંદગી ન કરે તો વૉલ્ડીમાર ફીટઝુર્સ ને એની વચ્ચે દુશ્મનાવટ કરવાનું પણ સાથે સાથે થાય તેમ હતું.

અને થયુ પણ તેમ જ. કારણ કે પ્રિન્સ જોન જે બેઠક પર હતે તે જ બેઠક પર લેડી એલીશ્યા સૌન્દર્યમા પોતાના સરખુ કોઈ બીજ છે જ નહિ. એવા મદમાં બેઠી હતી. ત્યાંથી નીકળી જેટલી ઝડપથી એણે રંગભૂમિ પર ચક્કર માર્યાં હતા, તેટલી જ ધીમી ચાલે સુશોભિત બેઠકો પર બેઠેલી રમણીઓના લાવણ્યનું બારીકીથી અવલોકન કરતો હોય એમ વીરનર આગળ વધ્યો.

જ્યારે આ પરીક્ષાનુ કામ ચાલતુ હતુ ત્યારે આ રમણીઓના ચહેરા પર થતા જુદી જુદી જાતના આર્વિભાવ જોવાનુ ઘણું રસમય થઇ પડતુ હતુ. કેટલાકોના મુખપર લાલી ધાઇ આવી, કેટલાકોના મુખપર ગર્વને શોભાને લગતુ ગાંભીર્ય પ્રસર્યુ, કેટલાક શુ બને છે તેની જાણે એમને મનથી દરકાર ન હોય એમ જોઇ રહ્યા. કેટલાકે ગભરાઇ જઈ સંકોચાય જેવો ડોળ કર્યો, કેટલાકે હસવુ રોકી રાખવાનો પ્રયત્ન કર્યો, ત્યારે કેટલાક તો ખડખડાટ હસી પડયા. કેટલાકે બુરખો ખેચી પોતાના ચહેરા ઢાંકી દીધા, પણ વૉરડોર ખરીતાઓમા લખે છે તે પ્રમાણે તો પોતાના સૌંદર્યને લીધે દશ દશ વર્ષથી પોતે ભોગવેલાં માન યુવાન રમણીઓને ભોગવવા દેવાનાં વિચારથી એમણે મોટુ મન રાખી આમ કર્યું હશે.

આખરે ગોધ્ધો લેડી રૉવેના બેઠી હતી ત્યાં ઉભો રહ્યો અને હવે કોની પસંદગી થાય છે તે જોવા સર્વ પ્રેક્ષક વર્ગ આતુર થઇ રહ્યા.

એટલું તો કબુલ કરવું પડશે કે પોતાના પરાક્રમની પ્રસંશા કરનાર પ્રેક્ષક જનોમાંથી જ દેવીને પસંદ કરવાની જો આ નાવારસ વીરનરની ઇચ્છા હોત તો તે આ જ બેઠકની જગ્યા તરફ આવત. ટેમ્પલરની હારથી અતિ આનંદ પામેલો સેડ્રીક ધ સેક્સન, દુષ્ટ સ્વભાવી ફ્રન્ડ-ડી-બોફ-અને માલવૉઇઝીમના પરાજયથી એટલો તો ખુશ ગયો હતો કે ઝરૂખામાં અડધા ઉભા થઇ જઈ લાંબા હાથ કરી વિજયી વીરનરના પ્રત્યેક યુદ્ધના ખેલો જોવામાં તલ્લીન થઇ ગયો હતો. લેડી રૉવેનાને પણ તે દિવસન

યુદ્ધમાં એટલો જ રસ પડયો હતો. પણ એની આ લાગણીઓ બહાર દેખાતી ન હતી. આળસુ અને શિયળ લાગણીઓવાળો એથેલસ્ટાઇન પણ વિજયી વીરનરના પરાક્રમથી ખુશ થઇ ગયો હતો અને મસ્કતી દ્રાક્ષનો કિમતી દારૂ મ ગાવી વિજયી વીરનરની સલામતીના માનમાં એણે પીધો હતો.

સેક્સનો જે ઝરૂખામાં બેઠા હતા, તેની નીચે બેઠેલી બીજી એક ટોળી પણ આજના દિવસનું પરિણામ સેક્સનો જેટલી જ આતુરતાથી જોઇ રહી હતી.

વિજયી વીરનર અને ટેમ્પલર વચ્ચે પહેલું યુદ્ધ થયું તે વખતે યૉર્કશહેરના આઇઝાકે કહ્યું, "અબ્રાહમ પિતા ? પેલો ગૃહસ્થ કેવો વેગથી ઘોડો દોડાવે છે ? બારબરી જેટલા દૂરના પ્રદેશમાંથી આણેલો આ કિંમતી ઘોડો જાણે એક ગધેડાનો વચ્છેરો હોય તેમ એ દોડાવે છે, અને મીલાનના બખ્તર બનાવનાર જોસફ પીરેરીયાએ કેટલાએ ઝેકીન્સ ખર્ચી બનાવેલું અને સોએ ઓછામાં ઓછામાં સીત્તેર ઝેકીન્સના નફાથી વેચી શકાય એવું આ બખ્તર જાણે એને મફત મળ્યું હોય તેમ કેવી બેદરકારીથી વાપરે છે ?

રેબેકા બોલી, "પિતાજી ! જ્યારે આવી ખૂનખાર લડાઈમાં ઉતરી પોતાનાં હાડકાંનો ને જાનનો એ વિચાર નથી કરતો ત્યારે ઘોડાનો ને બખ્તરનો વિચાર એને કયાંથી સૂઝે ?"

કાંઇક તપી જઇને આઇઝાક બોલ્યો "બેટા, તું શું બોલે છે તેનું તને ભાન નથી. એના હાડકાં ને જાન એનો પોતાના છે. પણ આ ઘોડા ને બખ્તર એના—પવિત્ર જેકૉબ ! હું શું બોલવા જતો હતો ?—કાંઇ નહિ; એ ભલો યુવાન છે—જો રેબેકા ! જો એ ફરીથી પાછો ફીલીસ્ટાઇન* જોડે યુદ્ધે ઉતરવા જાય છે. પ્રાર્થના કર બેટા,—આ ભલા યુવાનની સહીસલામતી માટે—અને તેજી ઘોડા તથા કિમતી બખ્તર માટે પ્રાર્થના કર, મારા

*ફીલીસ્ટાઇન જાતના લોકો દક્ષિણ પેલેસ્ટાઇનમાં રહેતા હતા ત્યાંથી જ્યુ લોકોએ હરાવીને એમને પવિત્ર દેશમાંથી કાઢી મૂકયા હતા. આથી જ્યુ તથા ફીલીસ્ટાઈન એ બે જાતો દુશ્મન લેખાતી.

પડવાઓના પરમેશ્વર !" એ ફરીથી બોલ્યો, "એ જીત્યો અને આ બેસુજાત ફ્રીલીસ્ટાઇનિ એના ભાલાના બળે નીચે પડયો છે.–અરે બાશાનના રાજા ઑગ, અને આમોરાઇટિસના રાજા સીહોનને પણ આપણા પૂર્વજોએ હરાવ્યા હતા ! ખરેખર દુશ્મનો પાસેથી લૂંટ તરીકે સોનું રૂપું લેશે, એમના યુદ્ધ વખતે વાપરવાના અશ્વ લેશે અને વળી પિત્તળના ને લોખંડના બખ્તર પણ લેશે."

આ ભલા જ્યુએ, જેમ જેમ વિજયી વીરનરને એક પછી એક ફતેહ મળતી ગળી ગઇ તેમ તેમ એને પ્રત્યેક ફતેહને લીધે મળેલા ઘોડા તથા બખ્તરની કિંમત શી હશે તે આંકવામાં પણ એટલી જ આતુરતા બતાવી. અત્યારે આ વીરનર જે ઝરૂખા આગળ ઉભો હતો તે ઝરૂખામાં બેસનાર સર્વ લોકોએ એની ફતેહ થાય છે કે કેમ તે જોવામાં ઘણો રસ લીધો હતો.

કયાંતો શું કરવું તે નક્કી ન કરી શકવાથી કે ક્યાંતો જરાવાર લગાડવામાં કાંઇ ગુહ્ય હેતું સમાએલો હતો તેથી આ વિજયી વીરનર થોડી પળ ઉભો રહ્યો. આ સર્વ વખત શાંત પ્રેક્ષક વર્ગની નજર એ કોની પસંદગી કરે છે તે જોવા તલપાપડ થઇ ગઇ હતી. આખરે ધીમેથી અને ખૂબીથી એણે ભાલો નીચો કરી છેડાપર રહેલો મુગટ સુંદર રૉવેનાના પગ પાસે મૂક્યો. મૂકતાંની સાથે જ રણશીંગા ફુંકાયા અને ભાટચારણોએ બીજા દિવસને સારૂ પ્રેમ ને સૌન્દર્યની રાણીપદે લૅડી રૉવેનાની થએલી નિમણુંક તથા એના હુકમનો અનાદર કરનારને ભોગવવી પડનાર શિક્ષાઓની દાંડી પીટાવી. આ પછી ભાટચારણોએ એમના નિયમ મુજબ 'સખાવત'ની બૂમ પાડી કે અતિ આનંદ પામેલા સેડ્રીકે પુષ્કળ બક્ષીશ આપી અને એથેલસ્ટાઇને પણ કાંઇક ધીમેથી બક્ષીસમાં સારો ઉમેરો કર્યો.

જેમ નોર્મન ઉમરાવો, દેશમાં પોતે દાખલ કરેલી શૌર્યની રમતોમાં હાર ખાધાથી નિરાશ થઇ ગયા હતા, તેમ નોર્મન યુવતીઓએ પણ સેક્સન સુંદરીને મળેલા આ માનથી નિરાશ થઇ, ગણગણાટ કર્યો. પણ

આ નાખુશીના અવાજો, " પ્રેમ ને સૌદર્યની પસંદ થએલી રાણી લેડી રૉવેના ઘણું જીવો ! " ના પોકારોમાં તથા કેટલાએકોએ " સેકસન રાજ્ય-કુવરી ઘણું જીવો ! અમર આલ્ફ્રેડના વશજ ઘણું જીવો ! " ના હર્ષનાદ કર્યા તેની નીચે ઢંકાઇ ગયા.

પ્રિન્સ જોન અને એના અનુયાયીઓમાંના ઘણાને આ પોકારો પસદ ના પડયા, પણ વિજયી વીરનરની નિમણુંકને કબુલાત આપવાની પોતાની ફરજ જોઈ, જોન ઘોડો મગાવી સિંહાસન પરથી ઉતરી પોતાની માનીતી ઘોડીપર સ્વાર થઇ રંગભૂમિ પર ગયો. લૅડી એલિસ્યા બેઠી હતી તે ઝરૂખા આગળ જરા ઉભા રહી બે ચાર વિવેકના શબ્દ કહી, પોતાની આજુબાજુ ઉભેલાઓને સંબોધીને એ બોલ્યો, " ખરેખર પવિત્રતાના સોગંદ ખાઈ કહુ છું કે મારા અમીરો ! યુદ્ધ બતાવેલા પરાક્રમને લીધે જો આ વિજયી વીરનર મજબુત સ્નાયુ અને કસેલાં હાડકાંવાળો ગણાતો હોય તો ભલે, પણ એણે કરેલી આ પસદગી પરથી હું એટલું કહું છું કે એની આંખો જરા નબળી હોવી જોઇએ. "

જોનનું મોટામાં મોટું કમનશીબ તો એ હતું કે એ પોતાના અનુયાયીઓ શું કરવાથી રાજી થશે તે જાણતો ન હતો. તેથી ઘણી વખતે બનતું તેમજ આ વખતે પણ થયું. વૉલ્ડમાર ફીટઝુર્સને પ્રિન્સ જોનની આ ટીકાથી ખુશી થવાને બદલે પોતાની છોકરીનું અપમાન થયુ છે એ આમ કહી, કહી બતાવ્યા જેવું લાગ્યું.

એણે કહ્યું, " દરેક વીરનરને પોતાના મત મુજબ સુંદરમાં સુંદર જણાતી સ્ત્રીને પસંદ કરવાની જે છુટ આપી છે, તેવી અમૂલ્ય છુટ આ શૌર્યની રમતમાં બીજી કોઈ હોય એવી મને ખબર નથી. મારી પુત્રી કાંઈ માનની ભૂખી નથી, અને એના મોભા તથા દરજાને લીધે એને મળવું જોઇતુ માન એને કોઇની ખુશામત કરી માંગવું પડતું નથી."

પ્રિન્સ જોને કાંઇ જવાબ આપ્યો નહિ. પણ ગુસ્સો સમાવી દેવાનો પ્રયત્ન કરતો હોય તેમ જોરથી એડી મારી ઘોડો ચલાવી એ લૅડી રૉવેના બેઠી હતી તે બેઠક પર ગયો. વિજયી નરે મૂકેલો મુગટ હજીસુધી

લૅડી રૉવેનાના પગ પાસે જ પડેલો હતો.

એણે કહ્યું, "યુવાન સુંદરી, તમારૂં રાણીપદ દાખવતો મુગટ શિરપર ધરો. આપને રાણીપદ મળ્યું જાણી અમો આન્જુના વંશજ જોન જેવા ખરાભાવથી મુબારકબાદી આપનાર તમને બીજા કોઇ નહિ મળે. તમારા ભલા પિતા અને મિત્ર વર્ગને લઇ એશ્બીના મહેલમાં થનારી મિજબાનીમાં જો આપ પધારશો તો આવતી કાલે જે રાણીના હુકમાનુસાર અમારે ચાલવાનું છે તેની સાથે ઓળખાણ કરવાનો અમને સારો પ્રસંગ મળશે."

રૉવેના મુગી બેસી રહી, પણ એને બદલે સેડ્રીકે સેક્સન ભાષામાં જવાબ આપ્યો.

"લૅડી રૉવેના ફ્રેંચ ભાષા બોલતાં નથી, અને મિજબાનીમાં પાળવાની સભ્યાચાર પદ્ધતિ એમને આવડતી નથી. હુ અને ભલા એથેલસ્ટાઇન પણ અમારી માતૃભાષા જ બોલીએ છીએ, અને અમે અમારા પૂર્વજોના રિવાજ જ પાળીએ છીએ. આથી આપ નામદારે કૃપા કરી કરેલુ આમત્રણ અમે સ્વીકારી શકતાં નથી માટે દિલગીર છીએ. વિજયી વીરનરે પસંદ કરીને અને જનસમૂહે તાળીઓ પાડી કબુલાત આપીને લૅડી રૉવેનાને રાણીનું પદ આપ્યુ છે, માટે આવતી કાલે લૅડી રૉવેના સિંહાસન પર બિરાજશે."

આટલું કહી મુગટ હાથમાં લઈ લૅડી રૉવેનાએ રાણીપદ સ્વીકાર્યું છે તેની ખાતરી આપવા લૅડી રૉવેનાને મુગટ પહેરાવ્યો.

સેક્સન ભાષા સમજી શકતો હતો છતાં જાણે સમજતો ન હોય એવો ડોળ કરી પ્રિન્સ જોને પૂછ્યું "એ શું કહે છે?" આથી સેડ્રીકે આપેલો જવાબ એના એક અનુયાયીએ ફ્રેન્ચ ભાષામાં કહી સભળાવ્યો. પ્રિન્સ જોન બોલ્યો "ઠીક કાલે આપણે આ મુગી રાણીને સિંહાસન પર બેસાડીશું." બેઠક પાસે ઉભેલા વીરનરને સંબોધીને કહ્યું, "સર નાઇટ, તમે તો મીજબાનીમાં આવશો ને?"



આઇવેનહો લેડી રોવેનાના ચરણે મુગટ ધરે છે તે દૃશ્ય.

કાંઇક ધીમા અને ઉતાવળા અવાજે વિજયી વીરનરે આખા દિવસના થાકનું બહાનું કાઢ્યું, અને વળી બીજે દિવસે યુદ્ધમાં ભાગ લેવા માટે પુરતા આરામની જરૂર છે, એમ કહી વિવેકપૂર્વક ના કહી.

ગર્વથી પ્રિન્સ જોને કહ્યું, " એમ ચાલો ત્યારે, અમારા આમંત્રણનો આમ અનાદર થવાના પ્રસગ જવલ્લેજ આવે છે અને આજનો મિજબાની આજના વિજયી વીરનર તથા સૌદર્ય ને પ્રેમની રાણીની ગેરહાજરીને લીધે અમે કંઇક નાખુશીથી ઉજવીશું. "

આટલું કહીને પોતાના અનુયાયી વર્ગને લઇને પાછા જવાની તૈયારી કરી, ઘોડો ફેરવી પ્રેક્ષકવર્ગને વેરાઇ જવાની રજા આપી.

પણ પોતાના મોભાને પહોંચેલા અપમાનનું વેર લેવાનું ભૂલી જાય એટલો સરળ હૃદયી એ ન હોવાથી જોન પુરાં ત્રણ પગલાં જઇ પાછો ફર્યો, અને જે જમીનદારે સ્વારોનુ અપમાન કર્યું હતું, તેના તરફ કડક નજર ઠેરવી પાસે ઉભેલા સશસ્ત્ર સિપાઇને સંબોધીને કહ્યું, " આ માણસને જો નાશી જવા દીધો તો યાદ રાખજે કે તારો જાન જોખમમાં આવશે. "

જમીનદારના વર્તનમાં જે અડગતા સવારના જણાતી હતી તે જ અડગતા ધારણ કરી એણે પ્રિન્સની ક્રોધીત નજર સ્વીકારી અને પછી કંઇક હસતાં હસતાં એ બોલ્યો " પરમ દિવસ સિવાય એશ્બી છોડી જવા મારો વિચાર જ નથી. સ્ટેફર્ડસાયર ને લૅઇસેસ્ટરશાયરના નિડવુડ અને ચાર્નવુડના તીરંદાજો કુશળ ગણાય છે. માટે એ લોકોની કુશળતાની રમતો જોવા હું રહેવાનો છું. "

પ્રિન્સ જોને, જાણે એને જવાબ આપતા ના હોય તેમ આડકતરો જવાબ વાળ્યો, " હું પણ જોઇશ, કે એ કેવું તીર તાકી શકે છે. એ જો એમાં હારશે તો એની કમબખ્તી જ સમજવી. "

ડી-બ્રાસીએ કહ્યું, " હવે તો સખ્ત શિક્ષા કરી આ ગામડીઆઓનો મદ ઉતારવાનો વખત આવી પહોંચ્યો છે. "

વૉલ્ડમાર ફીટઝુર્સ પ્રિન્સ જોનને લોકોને અપ્રિય થવાના રસ્તા આદરતો જોઇ ખભા ઉચા કરી રંગભૂમિ પરથી બ્હાર ગયો, અને લોકોએ પણ જવા તૈયારીઓ કરવા માંડી.

જે જુદે જુદે સ્થળેથી આવ્યા હતા, તે સ્થળે જવા જુદે રસ્તે અને નાના મોટાં અસખ્ય ટોળામાં પ્રેક્ષક વર્ગ મેદાન પરથી નીકળી પડયા. એશ્બી શહેરના મહેલમાં અમીર વર્ગે ઉતારો રાખ્યો હતો અને મધ્યમ વર્ગના માણસોએ ગામમાં મુકામ કર્યો હતો, તેથી ઘણાં ટોળાઓ એશ્બી શહેર તરફ વળ્યા. આમાં આજના ક્રિડાયુદ્ધમાં ભાગ લેનાર અને આવતી કાલના ક્રિડાયુદ્ધમાં ભાગ લેવાની ઇચ્છા રાખનાર વીરનરો પણ હતા. આ વીરનરોને લોકોનાં ટોળાં હુરરે હુરરેના પોકાર કરી વધાવતાં હતાં. પ્રિન્સ જોન જ્યારે ગયો ત્યારે પણ હુરરે હુરરેના પોકારો થયા હતા. પણ આ પોકારો લોકોમાં એના તરફની લાગણીને લીધે ઉદભવવાને બદલે એના તથા એના અનુયાયીના શોભાયમાન પોશાક તથા ભપકાને લઇને થયા હતા.

પણ આથીએ વધારે હર્ષથી અને ખરી લાગણીથી તે દિવસે વિજય પામનાર વીરનરને લોકોએ વધાવ્યો, અને આખરે જ્યારે આ પોકારો બંધ પડવાના ઉદ્દેશથી રંગભૂમિના છેડાપર ઉભા કરેલા એક તંબુમાં, અધિકારીઓની ખાસ રજા લઇ એ આરામ લેવા ગયો, ત્યારે જ આ હર્ષનાદ બંધ પડયા. એના તંબુમાં ગયા પછી, એ કોણ હશે તે વિષે જાત જાતના તર્ક કરતા ઉભા રહેલા લોકો પણ વીખરાયા.

એક જગ્યાપર એકઠા થએલા એક જ બનાવમાં રસ લેતા લાખો માણસોના ટોળાના શોરબકોરની જગા ધીમે ધીમે વીખરાઇ જતાં લોકોના નાના ટોળાના ગણગણાટમાં ફેરવાયા પછી શાંત શાંતિએ જગા લીધી. આ પછી ત્યાં બેઠકો પર મૂકેલા તકીઆ ને ગાલીચા રાતના કોઇ ન લઇ જાય માટે સહીસલામત જગાએ મૂકી દેવા આવેલા નોકરો બેઠકો પર બેઠેલા ગૃહસ્થોને આપેલા ખાવાનામાંથી વધેલું ખાવાનું વહેંચી લેવા માટે

કચકચ કરતા હતા તે સિવાય બીજી કોઇ પણ જાતનો અવાજ ત્યાં સંભળાતો ન હતો.

રંગભૂમિની હદની થોડે દૂર કેટલીક ભઠ્ઠીઓ ઉભી કરી હતી. સંધ્યાકાળને વખતે સળગાવેલી આ ભઠ્ઠીઓ બખ્તર તથા શસ્ત્રમાં જોઇતા ફેરફારને સાંધણ તુટણ કરવા આખી રાત બળવાની હતી.

રંગભૂમિનું રક્ષણ કરવા સશસ્ત્ર સ્વારોએ બબ્બે કલાકને અંતરે બદલી કરી આખી રાતનો પહેરો ભર્યો.



# પ્રકરણ ૧૦ મું.

નાવારસ વીરનર તંબુમાં ગયો કે તરત જ ઘણા સિપાઇઓ તથા નોકરોએ આવીને બખ્તર ઉતારવા, નવાં કપડાં પહેરાવવા અને અમને અંતે સ્નાન કરાવવા હોંસ બતાવી. એમનામા જણાતી આ બધી ઉલટ કદાચ જીજ્ઞાસાને લીધે આવી હશે. કારણકે પ્રિન્સ જોનના કહેવા છતાં મુખ ન ઉઘાડનારને નામ ન કહેનાર અને આટલી બધી પ્રશસા પામનાર આ પરાક્રમી યોદ્ધો કોણ હશે તે જાણવા નાના મોટા સર્વને ઇચ્છા થાય એ સ્વાભાવિક હતુ. પણ સેવા ઉઠાવવા બતાવેલી તત્પરતાનો સ્વીકાર ના થયો. પોતાના શેઠની માફક ગુપ્ત વેષે રહેવા ઇચ્છિતો હોય એમ ઘેરા રંગના રૂંવારૂંવાનો ઝભ્ભો પહેરેલા અને કાળા રૂંવાની નોર્મન લોકો જેવી અડધુ માથુ ઢંકાઇ જાય એવી ટોપી પહેરેલા ગમાર જેવા દેખાતા પોતાના સિપાઈ શિવાય બીજા કોઇને નાવારસ વીરનરે અંદર આવવા ના કહી. બીજા બધા નોકરો તંબુમાંથી બહાર ગયા ત્યાર પછી આ સેવકે વીરનરના બખ્તરનો ભારે ભાગ કાઢી નાખ્યો, અને ભોજન તથા દારૂ આપ્યાં. ભોજન આખા દિવસના પરિશ્રમને લીધે પ્રિય થઈ પડયું.

વીરનર ખાઇ પણ ન હતો રહ્યો તે પહેલાં તો એના સેવકે આવી ખબર આપી કે પાંચ માણસો શસ્ત્ર સજેલા ઘોડાઓને લઇને આવ્યા છે ને તમારી સાથે વાત કરવા માંગે છે. નાવારસ વીરનરે બખ્તર કાઢી એક લાંબો ઝભ્ભો પહેર્યો હતો. ગુપ્તવેશપ્રિય માણસો આવા ઝભા વાપરતા. કારણકે બખ્તરમાં જેમ મુખવટાથી મોઢું ઢાંકી દેવાય છે, તેમ આ ઝભ્ભામાં પણ મોઢું ઢાંકી દેવા ઉપરાંગું રહેતુ, પણ સંધ્યાકાળ થઇ ગઈ હતી, અને અંધારાને લીધે ખાસ ઓળખાણવાળા માણસોજ એને ઓળખી શકે તેમ હતું.

આથી નાવારસ વીરનર તંબુની બહાર હિંમતથી આવ્યો, અને ઢંઢસવાહન કરનારા યોદ્ધાઓના સિપાઇઓને મળ્યો. આ દરેકના જાંબુડીઆ ને કાળા પહેરવેશ, તથા દિવસના યુધ્ધે ઉતર્યો હતો તે બખ્તર

સજેલા ઘોડાપરથી, કયો માણસ કોના તરફનો છે તે એ કલ્પી શક્યો.

એમનામાંના મુખ્ય માણસે કહ્યું, " શૌર્યના ખેલોના નિયમ મુજબ પ્રખ્યાત વીરનર બ્રાયન-ડી-બોઇ ગીલ્બર્ટનો નોકર આપ નાવારસ વીરનરને, આજના દિવસના યુદ્ધમાં બ્રાયન-ડી-બૉઇ ગીલ્બર્ટે વાપરેલો ઘોડો તથા બખ્તર લઇને આપવા આવ્યો છે. તમારી ઇચ્છા હોય તો તમે આ ઘોડો તથા બખ્તર રાખો. અગર તેના બદલામાં અવેજ લ્યો, કારણ કે આ યુદ્ધનો એવો નિયમ છે. "

બીજા સિપાઈઓએ પણ આવાજ પ્રકારનો સંદેશો કહ્યો. અને પછી નાવારસ વીરનરના હુકમની વાટ જોતા ઉભા રહ્યા.

વીરનરે છેલ્લા બોલનારને સંબોધીને કહ્યું, " તમને ચારે જણાને તથા તમારા માનનીય અને પરાક્રમી શેઠને મારો એક જ જવાબ છે. આ ઉમદા વીરનરોને અને તમારા શેઠને મારી સલામ કહેજો કે એમના સિવાય કોઇ વાપરે નહિ એવા એમના તેજી ઘોડા તથા લશ્કરી સાજ છીનવી લેવાનું મને છાજે નહિ. આ વીરનરોને મારે આટલો જ સંદેશો પાઠવવાનો હોત તો હું બહુ રાજી થાત, પણ હું ખરેખર એક નાવારસ માણસ હોઈ ગરીબ છું, અને મારા વપરાશનો અશ્વ તથા સાજ બને માગ પોતાના નથી, માટે તમારા શેઠ વિવેકની દૃષ્ટિએ યોગ્ય ગણાતો અવેજ મોકલી આપશે તે હું ઉપકારથી સ્વીકારીશ. "

રેજીનોલ્ડ ફ્રન્ટ-ડી-બૉફના સિપાઇએ જવાબ આપ્યો કે " અમે દરેક જણા ઘોડા તથા લશ્કરી સાજના અવેજ તરીકે સો સો ઝેકીન્સ લઈને આવ્યા છીએ. "

નાવારસ વીરનરે કહ્યું, " એટલા બસ છે. મારી જરૂરીઆતને લીધે એમાની અર્ધી રકમ મારે લેવી જ પડશે. અર્ધામાંના બે ભાગ કરી એક ભાગ તમે સિપાઇઓ વહેચી લેજો અને બીજો ભાગ ભાટ ચારણો, રંગભૂમિના સેવક વર્ગ, અને રણશીંગુ ફુંકનારાઓને વહેંચી દેજો. "

ટોપીઓ હાથમાં લઇને અને નમન કરીને, આટલી મોટી રકમની

ભેટ મળતી જોઇ ખુશી થઇને સિપાઇઓએ ઉપકાર માન્યો. આ પછી નાવારસ વીરનરે બ્રાયન-ડી-બ્રૉઇ-ગીલ્બર્ટના સિપાઇ બાલ્ડવીન જોડે વાતચીત ચલાવી. એણે કહ્યું, " તમારા શેઠ પાસે હું લશ્કરી સાજ કે એનો અવેજ સ્વીકારી શકતો નથી. મારૂં નામ દઇને એમને કહેજો કે આપણા વચ્ચેનું યુદ્ધ પુરૂં થયું નથી. ના, જ્યાં સુધી આપણે તરવારથી કે ભાલાથી—ઘોડા પર કે પગે લડીએ નહિ ત્યાં સુધી યુદ્ધ પુરૂં નથી જ થયું. આવી પ્રાણઘાતક લડાઇ સારૂં એણે મને જે યુદ્ધાવાહન કર્યું છે તે હું કદી ભુલું તેમ નથી. એને કહેજો કે એટલા વખત દરમ્યાન હું એની જોડે કોઇ પણ જાતનો સંબંધ ન રાખતાં એક કટ્ટા દુશ્મન તરીકે જ લેખીશ."

બોલ્ડવીને કહ્યું, " તિરસ્કારનો બદલો તિરસ્કારથી, લડાઇનો બદલો લડાઇથી, અને વિવેકનો બદલો સામો વિવેક દાખવી કેમ વાળવો એ મારા શેઠને સારી રીતે આવડે છે. બીજા વીરનરો પાસેથી જેમ ઘોડા તથા શસ્ત્રોને બદલે અવેજ લીધો, તેવો કોઈ અવેજ લેવાનું તમે અયોગ્ય ગણો છો, પણ મને ખાતરી છે કે મારા શેઠ હવે આ ઘોડા પર કદી બેસવાના નથી ને આ બખ્તર કે સાજ વાપરવાનાએ નથી, માટે હુ આ ઘોડો ને સર્વ સાજ અહીં મૂકીને જ જઇશ."

નાવારસ વીરનરે કહ્યું, "તે યોગ્ય જવાબ આપ્યો છે. ગેરહાજર શેઠના સારા નોકરને છાજે એવી હિંમતથી અને અક્કલથી તેં આ જવાબ આપ્યો છે ખરો, પણ ઘોડો, બખ્તર તથા સાજ અહીં મુકીને ન જઇશ. તારા શેઠને પાછાં આપી દેજે, પણ પાછાં રાખવામાં તારા શેઠને નાનમ લાગતી હોય તો ભલા બાઈ તું આનો ઉપયોગ કરજે. એક રીતે એ મારી માલિકીના છે. માટે હુ તને બક્ષીસ આપી દઉં છુ, એમ જ સમજજે."

બૉલ્ડવીન નીચો વળી નમન કરી બીજા સિપાઇઓને લઇને ગયો અને નાવારસ વીરનર તંબુમાં ગયો.

એણે પોતાના નોકરને સંબોધીને કહ્યું, " ગર્થ મે આજે કૃપણતા

દાખવી અગ્રેજી વીરનરોની આબરૂને બટ્ટો લગાડયો નથી."

ગર્થે કહ્યું, "અને હું જાતે એક સેક્સન ભરવાડ છું છતાં સિપાઇનું કામ કુશળતાથી કરી શકયો ખરો."

નાવારસ વીરનરે કહ્યું, "એ ખરૂં પણ તારૂં ગામડીઆ વર્તન રખેને તને ઉઘાડો પાડી દે, એની મને પળે પળ બીક રહેતી હતી."

ગર્થે કહ્યું, "મને પકડાઇ જવામાં મારા મિત્ર વૉમ્બા સિવાઇ કોઇની બીક ન હતી. વૉમ્બા મૂર્ખો છે કે લુચ્ચો છે તે મને સમજાતું નથી. જ્યારે મારા બુઢ્ઢા શેઠ મારી પાસેથી ગયા ત્યારે મહા પ્રયત્ને હું હસવું ખાળી શકયો; કારણકે મને સાંભરી આવ્યું કે એ તો એમજ જાણતા હશે કે હુ રૉધરવુડના કાંપવાળા જગલમાં ડુક્કરોને ચરાવતો હોઇશ. જો હું પકડાઇ જાઉં તો—"

નાવારસ વીરનરે કહ્યું, "બસ, બસ, હવે મારૂં વચન તો તને યાદ હશે જ"

ગર્થે કહ્યું, "એની તો મને કાંઇ ફીકર નથી, મારી ચામડી ઉતારવાની બીકે હુ મારા મિત્રને તજી દઉં એમ નથી. મારા ડુક્કરોની ચામડી જેવી મારી ચામડી જાડી છે તેથી ચપ્પુ કે સાટકાનો માર સહી શકશે."

વીરનરે કહ્યું, "યાદ રાખજે કે મારી લાગણીને ખાતર તું જે જોખમ ખેડે છે તેનો હું બદલો વાળીશ. પણ વખત આવે ત્યાંસુધી આ દશ સોનાના સિક્કા લે."

પોતાની કોથળીમા આ સિક્કા મૂકતાં મૂકતાં ગર્થે કહ્યું, "કોઈ પણ ભરવાડ કે ગુલામ મારા કરતાં વધારે પૈસાદાર નહિ હોય!"

વળી એના શેઠે કહ્યું, "આ સોનાની કોથળી એસ્બી લઇ જા, અને યોર્ક શહેરના રહેવાશી આઇઝાક જ્યુને શોધી કહાડજે; એનાં નામ પર મને આપેલા ઘોડા અને સાજની આ કિંમત છે, માટે આ રકમ એને આપી આવ."

"ના, સેંટ ડનસ્ટાનનું નામ દઇને કહું છું કે હું એ કામ નહિ કરૂં" ગર્થે જવાબ દીધો.

એના શેઠે કહ્યું, " કેમ ગુલામ ? તુ મારો હુકમ નહિ પાળે ? " " જો હુકમ પ્રમાણિક, વિચારશીલ, અને ખ્રીસ્તી ધર્મને છાજે એવો હોય તો જ " ગર્થે કહ્યું, " આ એવો હુકમ નથી. એક જ્યુને પૈસા આપવા જવું એ અપ્રમાણિક કામ છે. કારણ કે એમ કરવું એ પોતાના શેઠને છેતરવાનું થાય; એ વિચારપૂર્વક કરેલુ કામ ન કહેવાય. કારણ કે એવું ઉંધુ કામ તો મૂર્ખ માણુસ જ કરે, અને ખ્રીસ્તી ધર્મથી વિરૂદ્ધ કામ કરવાથી આસ્તિકને લૂંટીને નાસ્તિકનું ઘર ભરવું પડે."

વીરનરે કહ્યું " ચૂપ રહે હવે, હઠીલા. જઇને આ આઇઝાકનુ મન સતોષી આવ."

કોથળી પોતાના ઝભ્ભા નીચે સતાડી ઓરડાના બારણામાંથી બહાર નીકળતાં નીકળતાં એ બોલ્યો " મને જવું ગમતુ તો નથી, પણ હું જઇશ. એ માગણી કરશે તેનાથી અર્ધી રકમ હુ આપીશ. " આટલુ કહી નાવારસ વીરનરને ઉંડા વિચારમા નાખીને એ ગયો—વાંચનારને હાલ કહી શકાય એના કરતાં કંઈ વધારે વિચિત્ર પ્રકારના ગ્લાનિભર્યા ને હૃદય ખળભળાવી નાખે એવા વિચારોમાં એ ગરકાવ થઇ ગયો હતો.

હવે આપણે એશ્બી ગામડા તરફ તથા આઇઝાકે પોતાની પુત્રી તથા નોકર વર્ગ સાથે ઉતારો લીધેલા આ ગામડાની પાસે આવેલા ધનવાન જ્યુના મકાનમા નજર નાખીએ. એતો જાણીતુ જ છે કે જ્યુ લોકો પરધર્મીઓની પરોણાગત કરવામાં જેટલી નાખુશી અને કૃપણતા બતાવે છે, તેટલી જ ઉદારતાથી એ લોકો પોતાના જાતભાઈની પરોણાગત કરે છે. આ પરધર્મી જાતની જ્યુ લોકો તરફની રીતભાત પણ એમનો આદર સત્કાર કરવાનું મન થાય એવી હોતી નથી.

એક ઓરડામાં ખુરશીઓ અને સ્ટુલો મૂકવાને બદલે પૂર્વ દેશના રિવાજ મુજબ જરા ઉંચી બેઠક કરી હતી. તેના ઉપર કિંમતી ભરત ભરેલા મોટા તકીઆના ઢગલા પર રેબેકા બેઠી હતી. નિરૂત્સાહી પગલાં ભરતા પોતાના બાપના ચહેરાપર થતા વિકાર ચિંતાતુર નજરે એ નિહાળી રહી હતી. અતિશય દુ:ખમાં આવી પડેલું માણુસ જેમ કરે તેમ ઘડીમાં

એ હાથની મુઠીઓ વાળી દેતો હતો અને ઘડીમાં છાપરા તરફ ઉંચી નજર કરી જોઇ જ રહેતો. ઓ જૅકોબ!" એ બૂમ મારી બોલ્યો "અમારી જાતના બાર ઋષિમુનિઓ, મુઝીશના ઝીણા મોટા દરેકે દરેક કાયદાઓ પાળનારને પણ કેવો ખોટનો સટ્ટો મારવાનો છે! રાક્ષસી ઝડપે મારા ગજવામાંથી મારા પચાસ ઝેકીન્સ તો એણે ઝુંટવી લીધા?"

રેબેકાએ કહ્યું, "પણ પિતાજી, પ્રિન્સ જોનને રાજીખુશીથી તમે તો પૈસા આપ્યા હતા."

"ખુશીથી? ઇજીપ્તના સર્વ શત્રુઓ એનાપર તૂટી પડો!—ખુશીથી, એવું તું કહે છે? હા, જ્યારે લાયન્સના અખાતમાં તોફાનથી ડુબવા તૈયાર થએલા મારા વહાણ પરનો સામાન મેં ફેંકી દીધો હતો તેટલી ખુશીથી મેં મારા કિંમતી રેશમી કાપડને ઉછળતાં મોજાંઓને ઓઢો ઓઢાડ્યો—હીરાબોળ અને કુંવારના અત્તરથી એના ફીણપર સુગંધી પ્રસરાવી—અને એમની નીચે ઢંકાએલી ગુફાઓમાં સોને અને રૂપે ભરેલી ચીજો ભેટ કરી છે. આ બધો ભોગ મેં જાતે જ આપ્યો હતો, છતાં શું એ વખતે દુ:ખ લાગવામાં કંઈ કમીના હતી?"

રેબેકાએ કહ્યું, "પણ આ ભોગ તો ઇશ્વરે આપણી પાસેથી આપણી જીંદગીને માટે લીધો છે ને? તે પછી તો આપણા પ્રભુએ મહેર કરી આપણી દોલત વધારી છે ને?"

"હા" આઇઝાકે કહ્યું, "પણ આ રાક્ષસે આજે જેમ લુટ ચલાવી તેમ જો એ રોજ લૂટ ચલાવે, અને પાછું મારે તે વખતે હસતુ મોઢું રાખવું પડે તો? અરે બેટા, આપણી જાતને ખમવા પડતાં દુ:ખોમાં મોટામાં મોટું દુ:ખ આજ છે કે આપણું અપમાન થાય અથવા આપણને લૂટી લે ત્યારે આપણી લાગણીઓ અને આપણને થએલી ઇજાઓ છુપાવી બીજાઓ આપણી હાંસી કરે ત્યારે જોડે જોડે આપણે પણ મંદ હાસ્ય કરવું પડે છે."

"મારા બાપુજી આવા વિચારો નહિ કરશો." રેબેકાએ કહ્યું, "આપણને કેટલાક લાભ પણ મળે છે. આ પરધર્મી લોકો ક્રુર ને

જુલમી સ્વભાવના છે. છતાં જે જાતને ધિકારે છે ને પીડે છે તે જ ઝાયનના પુત્રો પર એમને કેટલીક વખત આધાર રાખવો પડે છે. આપણા ધનની મદદ વગર એ લોકો લડાઇનો સરંજામ આણી શકે નહિ, અને શાંતિના વખતમાં મોજ પણ ભોગવી શકે નહિ અને આપણે જે ધન ધીરીએ છીએ તે વ્યાજ સુદ્ધાંત આપણને પાછું મળે છે. કેટલાક છોડ જેમ દબાય તેમ એની વૃદ્ધિ વધારે થાય છે. તેમ જ આપણી જાતના સંબધમાં પણ છે. અરે જો જ્યુ લોકોએ નાણાં ધીર્યા ન હોત તો આજનો તમાસો જ થઇ શક્યો ન હોત "

આઈઝાકને કહ્યું, "બેટા, દુઃખના બીજા મુદ્દાને તેં યાદ કરી આપ્યો આપણા લીસ્ટરના કરજાથ જયરામ જોડે સટ્ટામાં મેળવેલા ધન કરતાં વધારે કિમતનો તેજી ઘોડો અને કિમતી બખ્તર એ વળી બીજી ખોટ ગઈ છે—અઠવાડિયામાં મેળવેલા નફાની–અરે બે શનિવારના વચલા વખતમાં મેળવેલા નફા જેટલી ખોટ—પણ હવે તો હું ધારતો હતો તેના કરતાં એનુ સારૂં પરિણામ આવશે—કારણ કે એ યુવાન ભલો છે."

રેબેકાએ કહ્યું, "ખાતરી રાખજો કે એ અજાણ્યા વીરનરે તમારા પર કરેલા ઉપકારના બદલા તરીકે તમે જે કાંઇ કર્યું હશે તેને સારૂ કદી પસ્તાવું નહિ પડે."

"બેટા મને પણ એમ જ લાગે છે," આઈઝાકે કહ્યું.

"ઝાયનનું દેવળ ફરીથી બંધાશે એવુ મને પણ લાગે છે, પણ જેમ આ નવા દેવળના બુરજો અને ભીંતો ચણાતાં જોવાની મને જેટલી ઇચ્છા છે તેવી જ રીતે ખરા ખ્રીસ્તી ધર્મીઓ કોર્ટ ચઢ્યા વગર જ્યુનું દેવું ચૂકવી આપે એ જોવાની પણ મને ઇચ્છા છે."

આટલુ કહી ઓરડામાં વ્યગ્ર ચિત્તે એણે આમથી તેમ આંટા મારવા માંડ્યા, અને પોતાના શાંત કરવાના પ્રયત્નોથી શાંતિ મળવાને બદલે ઉલટી કાંઇ નવી નવી ચિંતાઓ ઉભી થતી જોઇ રેબેકાએ ચુપકી ધરી—આ રસ્તો શાંત પાડવા માટે ઘણો ઉત્તમ ગણાયો છે, અને

સલાહકાર ને દિલસોજી દેખાડવા આવનારને આવા સંજોગોમાં એ જ રસ્તો લેવાની અમે ભલામણ કરીએ છીએ.

અંધારૂં થતું ગયું અને એક જ્યુ નોકરે આવી સુગંધીદાર તેલ પુરેલી રૂપાની બે બત્તી આણી ટેબલ પર મૂકી. વળી એક બીજા જ્યુ નોકરે અલબુસના લાકડાંના ને રૂપાથી મઢેલા ટેબલ પર ઉત્તમ દારૂ અને સ્વાદિષ્ટ નાસ્તાની ચીજો આણી મૂકી. સાધારણ રીતે જ્યુ લોકો ઘરની અંદર જાતજાતના વૈભવ ભોગવવામાં બીલકુલ કસર કરતા નહિ. અંદર અંદર વાતચીત કરતી વખતે જ્યુ લોકોમાં ખ્રીસ્તીને ઓળખવા " નાઝેરીન " શબ્દ વપરાતો. એક નોકરે આવીને કોઈ નાઝેરીન મળવા માંગે છે એમ જણાવ્યું. વેપારી જીવન ગાળનારને તો ગમે તે વખતે ગમે તે કોઇ બોલાવે ત્યારે મળવું જ જોઇએ. ગ્રીક દારૂનો પ્યાલો પીવા ઉંચો કર્યો હતો તે એકદમ નીચે મુકી દઇ આઇઝાકે ઉતાવળથી પોતાની છોકરીને કહ્યું, " રેબેકા બુરખો નાખી દે, " આટલું કહી અજાણ્યા પુરૂષને અંદર બોલાવવા નોકરને આજ્ઞા કરી.

રેબેકાએ રૂપાના તારનો ગુંથેલો, પગ સુધી પહોંચે એવો બુરખો નીચે નાખ્યો કે તરત જ બારણું ઉઘડયું, અને નોર્મન લોકોના જેવો ઝભ્ભો પહેરેલો ગર્થ દાખલ થયો. દેખાવ પરથી એના પર વિશ્વાસ બેસે તેના કરતાં શક આવે તેવું વધારે હતુ, અને વળી તેમાં ટોપી ઉતારવાને બદલે જ્યારે એણે ટોપી વધારે નીચી કરી મોઢું ઢાંકયું, ત્યારે તો આ શકમાં વધારો થયો.

સેકસન ભાષામાં ગર્થે પૂછ્યું, " યોર્ક શહેરનો જ્યુ આઇઝાક તે તારૂં નામ કે ? "

વેપારને લીધે ઈંગ્લાંડમાં બોલાતી સર્વ ભાષા એને આવડતી હોવાથી એણે પણ એજ ભાષામાં જવાબ દીધો. " હા, અને તારૂં નામ શું ? "

" એ જાણવાની કાંઇ જરૂર નથી " ગર્થે કહ્યું.

" મારૂં નામ તારે જાણવાની જેટલી જરૂર હતી તેટલી જ જરૂર તારૂં નામ જાણવાની પણ છે. "

ગર્થે કહ્યું " એ તો સહેલું છે. મારે પૈસા આપવાના છે એટલે ખરા માણસને હુ આપું છું કે નહિ તેની મારે ખાત્રી કરવી જોઇએ. પણ તારે તો પૈસા લેવાના છે. એટલે કોના હાથે તું તારા પૈસા મેળવે છે તે જાણવાની તને કાંઈ દરકાર હોય નહિ. "

" શું ? " જ્યુએ કહ્યું, " તુ પૈસા આપવા આવ્યો છે ?—પવિત્ર અબ્રાહમ પિતા ! લે ત્યારે તો જુદી જ વાત થઇ. કોણે તને પૈસા લઇ મોકલ્યો છે ? "

ગર્થે કહ્યું આજના ક્રિડાયુદ્ધમાં વિજય પામનાર નાવારસ વીરનરે: તારા કહેવાથી લીસ્ટરના કરજાથ જયરામે એને જે બખ્તર આપ્યુ હતું તેની કિમત મોકલી છે. ઘોડો તારા તબેલામાં પાછો મૂકી દીધો છે. બખ્તરને માટે મારે તને કેટલી કિમત આપવાની છે તે મને કહે. "

" મે કહ્યું હતુ જ ને કે એ યુવાન સારો માણસ છે ! " આઇઝાક આનદથી બોલી ઉઠ્યો. ગર્થે કદી પણ ન ચાખેલા એવા ઉત્તમ ને સ્વાદિષ્ટ દારૂનો પ્યાલો આપતા આપતાં એણે કહ્યું, " લે ભાઇ આટલા દારૂથી તને કાંઈ નુકશાન નહિ થાય. અને તું તારી સાથે કેટલા પૈસા લઇ આવ્યો છુ ? "

" પવિત્ર મેરી ! " ગર્થે પ્યાલો નીચે મૂકતાં મૂકતાં કહ્યું, " જ્યારે આપણે ખ્રીસ્તી ધર્મીઓ ડુક્કરને આપી દઇએ તેવો કચરાવાળો ને ખરાબ દારૂથી સતોપ માને છે, ત્યારે આ નાસ્તિક લોકોને અમૃત જેવો દારૂ પીવા મળે છે.—પોતાની કાઇક અમર્યાદિત ટીકા પુરી કરી આ સેકસને કહ્યું, " હુ કેટલા પૈસા લાવ્યો છુ ?—થોડા જ છે—તમને કામચલાઉ ઉપયોગમા આવે એટલી નાની રકમ છે. જો આઇઝાક ! તુ જ્યુ છે એ ખરૂં પણ પરમેશ્વરને હાજર ગણીને માંગણી કરજે હોં. "

" ના, પણ " આઇઝાકે કહ્યુ, " તારા શેઠે બાહુબળથી તથા ભાલાની મદદથી તેજી ઘોડા અને કિમતી બખ્તરો જીત્યાં છે.—પણ એ ભલો યુવાન છે.—જ્યુ એ લઇ વેચી નાખી પોતાનું દેવું વાળી લઇ વધેલા પૈસા પાછા આપશે. "

ગર્થે કહ્યું, " અરે એ તો ક્યારનાંએ મારા શેઠે પાછાં આપી દીધાં. "

'શું એમ ! હા ! એ ખોટું કર્યું,' જ્યુએ કહ્યું, " મૂર્ખ હોય તે જ એવું કરે. આ ઘોડાઓને બખ્તરો લે એવો ખ્રીસ્તી કોઇ અહીં નથી, અને એની અર્ધી પણ કિંમત આપે એવો મારા સિવાય કોઇ બીજો જ્યુ નથી." ગર્થના ઝભ્ભા નીચે સંતાડેલી કોથળી તરફ બારીકીથી જોતાં જોતાં કહ્યું, " પણ તારી કોથળીમાં ઓછામાં ઓછા સો ઝેકીન્સ તો છે જ. એ ઘણી ભારે હોય એમ જણાય છે."

ગર્થે જવાબ દીધો કે " એ તો એની અંદર નાના તીરકામઠાનો સામાન મેં મૂક્યો છે. "

હમેશના પૈસા તરફના પ્રેમ અને આ પ્રસંગે કાંઇક ઉદાર થવાની નવી ઉદ્ભવેલી લાગણીઓને લીધે નિશ્ચય પર ન આવી શકવાથી હાંફતો હાંફતો જ્યુ બોલ્યો, " ઠીક ત્યારે જો હું મારા તેજી ઘોડા અને કિંમતી બખ્તરની એક દમડીનો પણ નફો મેળવવાની ઇચ્છા રાખ્યા વગર એંસી ઝેકીન્સની કિંમત માગું તો તું એટલી રકમ લાવ્યો છું ? "

પોતાના ધાર્યા કરતાં આ માગેલી કિંમત વધારે વ્યાજબી હોવા છતાં ગર્થે કહ્યું, " પરાણે એટલા ઝેકીન્સ નીકળશે, અને વળી એટલી રકમ આપવાથી મારા શેઠ પાસે ફુટી બદામ પણ નહિ રહે. પણ જો ઓછામાં ઓછું આટલું જ ધન લેવાની ઇચ્છા હોય તો મારે એટલા આપ્યા વગર છુટકો જ નથી. "

જ્યુએ કહ્યું, " બીજી પ્યાલી દારૂની લે. હા એંસી ઝેકીન્સ તો બહુ ઓછા લીધા કહેવાય. પૈસા ધીર્યા તેના વ્યાજ પેટે તો મેં કાંઇજ લીધું નથી, અને વળી આજના યુદ્ધમાં મારા ઘોડાને થોડુઘણું નુકશાન તો થયું જ હશે. યુદ્ધ કેવું ભયંકર ને ખૂનખાર હતું ?—બાશાનના ગોધાઓ જેમ લડે છે તેમ માણસો અને ઘોડાઓ એક બીજા પર ધસી ગયા હતા ? ઘોડાને ઇજા થઇ જ હોવી જોઇએ. "

ગર્થે કહ્યું, " પણ હું કહું છું કે ઘોડાના દરેક અવયવ આખા છે, અને તે તમારા તબેલામાં આણ્યો છે. તેથી તમે જાતે એની ખાતરી

કરી શકશો. આ ઉપરાંત હું એમ કહું છું કે બખ્તરની કિંમત સીત્તેર ઝેકીન્સ બરાબર છે, અને જેમ એક જ્યુના બોલ ખરા હોય છે તેમજ એક ખ્રીસ્તી પણ સાચું જ કહે છે. " કોથળી અંદરના સિક્કા ખખડે તેમ હલાવીને એણે કહ્યું " ને જો તમે એટલા નહિ લો તો હું આ કોથળી પાછી લઈ જઇને મારા શેઠને આપીશ. "

આઇઝાકે કહ્યું, " ના, ના, સિક્કાઓ રહેવા દે.—જો તુ આ સિક્કાઓ—એંસી ઝેકીન્સ આપી જઇશ તો હું તારી કદર બુઝીશ. "

આખરે ગર્થ કબુલ થયો, અને એંસી ઝેકીન ટેબલ પર મુક્યા કે આઇઝાકે ઘોડા તથા બખ્તરની કિંમતના પૈસા મળ્યા પેટે રસીદ લખી આપી. સોનાના પહેલા સીત્તેર સિક્કાઓ કોથળીમાં નાખ્યા, ત્યારે આનંદથી જ્યુના હાથ ધ્રુજ્યા. પણ પાછલા દશ સિક્કાઓ ટેબલ પરથી ઉચકી કોથળીમાં નાખતા પહેલાં એ ઉંડા વિચારમાં પડી જઇ વારંવાર અટકતો હતો અને ગણગણતો હતો. એના સ્વભાવમાં રહેલા ઉમદા ગુણો સાથે એના લોભી સ્વભાવને લીધે એના હૃદયમાં ભારે યુદ્ધ ચાલી રહ્યું હોય એમ લાગતું હતુ, અને આ પૈસા લઇને આવનારને કાંઇ બક્ષીશ આપવાની ઉદારતા એ કરવા જાય ત્યાર પહેલાં તો લોભી સ્વભાવને લીધે એક પછી એક ઝેકીન કોથળીમાં નખાઇ જતો હતો. એનો આ ગણગણાટ લગભગ નીચે મુજબનો હતો.

" ઇકોતેર, બોતેર—તારો શેઠ ઉદાર સ્વભાવનો છે. તોત્તેર, એ બહુ ભલો માણસ છે. ચુમોત્તેર—આ સિક્કો ઘસાઇ ગએલો લાગે છે— પંચોત્તેર આનું વજન ઓછું લાગે છે. છોત્તેર—તારા શેઠને કોઇ દિવસ પૈસા ઉછીના કાઢવા હોય તો યોર્કશહેરના આઇઝાક પાસે આવે એમ કહેજે. સીત્તોત્તેર—પણ જામીનગીરી લેતા આવવાનું કહેજે." આટલું બોલી એ જરા વધારે અટક્યો, ને ગર્થને આશા પડી કે આ ત્રણ સિક્કાઓ કોથળીમાં ન પડતાં પોતાને મળશે, પણ પાછી ગણત્રી ચાલી. " ઇઠ્ઠોત્તેર— તુ સારો માણસ છું. ઓગણ્યાએંસી—તને પણ કાંઈ બક્ષીસ મળવી જોઇએ—"

અહીં જ્યુ અટકયો, અને છેલ્લો ઝેકીન હાથમાં લઇ ગર્થને આપવાના નિશ્ચય પર આવ્યો. એણે આ સિક્કો આંગળીના ટેરવા પર ઉચકી, ટેબલ પર ખખડાવી જોયો. અવાજ જો જરા ખોખરો હોત અથવા વાળપૂર વજનમાં ઓછો લાગ્યો હોત તો એ ઉદારતા દાખવી શકત, પણ ગર્થના કમનશીબે રણકાર બરાબર હતો. સિક્કો નવો જ હોવાથી ચકચકતો હતો, અને વળી વજનમાં વાળપુર વધારે હતો. આ સિક્કો આપી દેવા જેટલું આઇઝાકનું મન મોટું ન થઈ શક્યું. સિક્કો કોથળીમાં નંખાઇ ગયો, અને દિઙમુઢ બની ગયો હોય તેમ એ બોલ્યો. " એંસી પુરા થઇ રહ્યા, અને હું આશા રાખું છું કે તારા શેઠ તને પૂરતી બક્ષીશ આપશે."—વળી કોથળી તરફ નજર નાખતાં નાખતાં એણે કહ્યું, " હા, પણ મારી ખાતરી છે કે તારી કોથળીમાં બીજા સિક્કા છે ખરા." " તે આટલા ધ્યાનથી ગણત્રી કરી તેટલા જ બીજા સિક્કા છે." ગર્થે દાંત કચકચાવ્યા, ને ખડખડાટ હસી દઇ જવાબ આપ્યો. રસિદને ઘડી વાળી ટોપી નીચે મુકી દઇ એ બોલ્યો, " જ્યુ યાદ રાખજે કે જો આ રસિદ બરાબર નહિ કરી હોય તો તારાં ધોળાં પળીયાં મુંડાવવાં પડશે અને કહ્યા વગર ત્રીજી પ્યાલી દારૂની પી, સભ્યતાની સલામ ભર્યા વગર ઓરડામાંથી એ બહાર નીકળી ગયો.

જ્યુ બોલ્યો " રેબેકા, આ ખ્રીસ્તીએ તો આજે મને છેતર્યો. કાંઇ નહિ, એનો શેઠ ભલો છે.—હા, અને પોતાના ઘોડાની ઝડપ ચાલથી તથા બાહુબળથી એ આજે સોનારૂપાના સિક્કા કમાયો છે, તે જાણી હું ખુશી થયો છું."

રેબેકાનો જવાબ સાંભળવા જ્યારે એ ફર્યો ત્યારે એને ખબર પડી કે પોતે જ્યારે ગર્થની જોડે રકઝક કરતો હતો, ત્યારની ઓરડામાંથી એ ચાલી ગઇ હતી.

આ અરસામાં ગર્થ દાદરો ઉતરી અંધારા ઓરડામાં જઈ પહોંચ્યો હતો, અને કયે રસ્તે જવું, તે વિચાર કરતો હતો. એવામાં

હાથમાં રૂપાની બત્તી લઈ સફેદ કપડાં પહેરી એક મનુષ્યાકૃતિએ આવી બાજુના ઓરડામાં જવાનું સૂચવ્યું. આ હુકમને માન આપવામાં ગર્થ કાંઇ ખાસ તત્પર ન હતો. પોતાના જર્મનીના જંગલમાંથી આવેલા સેક્સન પૂર્વજોમાં પ્રચલિત ભૂતપિશાચ સંબંધીના વહેમો, જંગલી ડુક્કરોની માફક કોઇથી ન બ્હીનાર ઉગ્ર અને આકળા સ્વભાવી ગર્થમાં પણ હતા. આ ઉપરાત એને ખબર હતી કે એ હાલ એક જ્યુના ઘરમાં હતો, અને સાધારણ લોકો એમને જાતજાતનાં ઉપનામ આપતા હતા. એ ઉપરાંત એમની જાત તંત્ર વિદ્યા અને જાદુ વિદ્યા કરનાર પણ ગણાતી હતી. પણ એકાદ પળ વિચાર કરી એ ડાકણ જેવી દેખાતી આકૃતિએ બતાવેલા ઓરડા તરફ ગયો. ત્યાં ક્રિડાયુદ્ધમાં જોએલી, અને એના બાપના ઓરડામાં બેઠેલી સુંદર રેબેકાને જોઈ આશ્ચર્ય પામવા સાથે એ ખુશી થયો.

આઇઝાકની જોડે થએલા કામ વિષે એણે પૂછપરછ કરીને ગર્થે વિગતવાર બનેલી હકીકત કહી સભળાવી.

રેબેકાએ કહ્યું, "મારા પિતાએ, ભલા માણસ, તારી મશ્કરી કરી. આ ઘોડાને બખ્તરની દશ ગીની કિંમત લઇએ તો એ તારા શેઠે મારા બાપ પર કરેલા ઉપકારનો બદલો વળાય એમ નથી. મારા બાપને તેં હમણા કેટલી રકમ આપી?"

આ સવાલ સાંભળી ગર્થે કહ્યું. "એસી ઝેકીન્સ."

રેબેકાએ કહ્યું: "લે આ કોથળીમાં સો ઝેકીન છે. એમાંથી તારા શેઠના તારા શેઠને પાછા આપી દેજે અને બાકીના તું લેજે. ઉતાવળો થા–જલદી જા–ઉપકાર માનવા ખોટી ન થઇશ! આજે લોકોનો સંઘ ભરાયો છે. માટે રસ્તામાં તારી જીંદગી ને જોખમ એ બે ખોઇ ના બેસે તે સભાળજે"–પોતાના હાથ એકઠા કરતાં કરતાં એ બોલી, "રૂયબેન આ અજાણ્યા માણસને દીવો બતાવ અને એના ગયા પછી બારણા બંધ કરવામાં ગફલત ન કરીશ."

કાળી ભમરોવાળો અને કાળી ડાઢીવાળો જ્યુ રૂયબેન હાથમાં મસાલ લઈ હુકમ પાળવા હાજર થયો–બહારનું બારણું ઉઘાડયું, ગર્થને ચોકમાં

લઇ જઈ બહારના દરવાજામાંથી મોકલી દઈ, રખેને કેદી નાશી ન જાય એ બીકે જેમ એક તુરંગમાં બારણાં ચોકસાઇથી ઢંકાય તેમ બારણાં, સાંકળ વાસી બંધ કર્યા.

બહારના રસ્તા પર આવી ગર્થ બોલ્યો, "સેંટ ડનસ્ટાન! આ સ્ત્રી જ્યુ નથી, પણ એક દેવતાઈ ફિરસ્તો છે! મારા પરાક્રમી યુવાન શેઠ પાસેથી દશ ઝેકીન–વીશ આ ઝાયનની સુંદરી તરફથી–હા કેવો સુખી દિવસ! આટલી જ બીજી રકમ મળે તો ગર્થ તું એક સ્વતંત્ર માણસ થઇ શકે, તો પછી હું મારો ભરવાડનો વેશ મૂકી દઇ મારૂં મુખ કે નામ સંતાડયા વગર તરવાર ને ઢાલ લઈ મારા શેઠનો સિપાઇ થઇ રહું.



# પ્રકરણ ૧૧ મું.

આજની રાત્રે બીજા સાહસિક અનુભવ ગર્થને થવાનાં બાકી હતા. ગામના બહારના ભાગમાં આવેલા જર્જરિત થએલા એકાદ બે ઘર આગળથી ઝાડીઓમાંથી પસાર થતી એક સાંકડી ગલીમાં જતો રસ્તો અને રસ્તા પર પહોળો ડાળીઓ પ્રસારેલા ઠુંઠા ઓકના ઝાડ પાસેથી જતી વખતે ગર્થને પણ એમ લાગ્યું કે આટલામાં કાંઇ એની મુસાફરીના અનુભવનો અંત આવ્યો નથી. ક્રિડાયુદ્ધ સારૂ જાતજાતનો સામાન લઈ જવામાં ગલીમાં ચીલા પડી ગયા હતા અને શિયાળાના ઝાંખા ચન્દ્રનું અજવાળું ઝાડીઓને લીધે રોકાતું હોવાથી ગલી અંધારી હતી.

ગામડાંમાંથી જાતજાતની ઉજાણીઓ કરતા માણસોના અવાજ આવતા હતા. કેટલીક વખત મોટેથી હસવાનો, વચ્ચે વચ્ચે બૂમો મારવાનો અને વચ્ચે વચ્ચે જાતજાતના વાજીંત્રનો અવાજ સંભળાતો હતો. આ બધા અવાજો ગામમાં આવેલા લશ્કરી યોદ્ધાઓ તથા એમના કુચ્છંદી નોકરોની હાજરીથી થએલી ગામની અસ્તવ્યસ્ત સ્થિતિની જાણ આપતા હતા, અને એથી જ ગર્થને કાંઇક બીક પણ લાગતી હતી. એ મનમાં ગણગણ્યો, "જ્યુ સ્ત્રીએ ખરૂં જ કહ્યું હતું. પરમેશ્વર અને સેટ-ડન-સ્ટાનનું નામ દઈને કહું છું કે, આ સર્વ દોલત લઇને હુ સહીસલામત મુકામે પહોંચી જાઉં તો સારૂ! નામીચા ચોરની મને ખાસ બીક નથી, પણ લાગ મળે ધાડ પાડવામાં વિલંબ ન કરે એવા અહીં એકઠા થએલા વીરનરો, સિપાઇઓ, સાધુઓ, ગવૈયાઓ, બાજીગરો, તથા વિદુષકો આગળથી એક સિક્કો લઈ જવામાં પણ ભય હોય તો મારા જેવા કોથળી ભરીને ઝેકીનો લઇને જતાં એક ભરવાડને કેટલો ભય રહે? આ અંધારી ઝાડીમાંથી હું બહાર નીકળી જાઉં તો સારૂં કે આ કાળી માતાના પુત્રોના આગમનની મને પહેલેથી ખબર તો પડે."

આથી ગર્થે ગલી પુરી થતાં આવતા મેદાનમાં પહોચી જવા

ઉતાવળ તો કરી પણ એમાં એ ફળીભુત થયો નહિ. ગલીના છેડા આગળ આવતી ઘાડી ઝાડી આગળ એ પહોંચ્યો કે તરત જ ગર્થને ભય હતો તે પ્રમાણે બબ્બે માણસ બે બાજુની ઝાડીમાંથી બહાર નીકળ્યા, અને એને એવા જોરથી ઝાલીને પકડયો કે એણે છૂટવા પ્રયત્ન કર્યો હોત તો એ છુટવુ અશકય થઇ પડત. એમાંનો એક બોલ્યો—" તારી પાસે જે હોય તે આપી દે. દરેક માણસની દોલત લઇ એનો બોજો હલકો કરવામાં અમે મદદ કરીએ છીએ. "

માર પડશે એની બીક રાખ્યા વગર હમેશના સ્વભાવ મુજબ ગર્થે મિજાજમાં કહ્યું, " મારી પાસે બોજો હોત તો ત્રણ ધબ્બા મારીને પણ હું બોજો ઉતારતા અટકાવત. "

લૂંટારાએ કહ્યું, " એ તો હમણાં ખબર પડશે " આટલું કહી પોતાના સાથીઓને કહ્યું " આને લઈ આવો. મને લાગે છે કે એકલા પૈસા આપી દઇ સતોષ માનવાને બદલે એ પોતાનો જીવ પણ આપશે. "

આ હુકમને માન આપી, ગર્થને જોરથી એ લોકો ડાબા હાથ તરફ વળતી ગલીમાં ખેંચી લઇ ગયા. આ ઝાડી મુખ્ય રસ્તા અને ગલીની વચ્ચે આવેલી હતી. ત્યાંથી આ લોકો એને ઝાડીમાં ઘણાં ઉડાણ તરફ ખેંચી ગયા. અહીંઆ ઉઘાડી જગ્યામાં ઝાડી ઓછી હોવાથી ચંદ્રમાનું અજવાળું ઘણું ચોખ્ખું અને સ્પષ્ટ પડતુ હતું. લૂંટારાની ટોળીના જ જણાતા બીજા બે માણસો અહીં હાજર હતા. એમની પાસે હથીઆરમાં નાની તરવારો અને જાડી ટુંકી લાકડીઓ હતી. એમના વર્તનથી તો ખાત્રી થઈ હતી કે એ લોકો બહારવટીઆઓ હશે. તેમાં એમણે પહેરેલા મૂખવટા પરથી વધારે ખાત્રી થઇ.

ચોરોમાંના એકે પૂછયું, " તારી પાસે કેટલા પૈસા છે ? " જીદ્દીપણાથી ગર્થે જવાબ દીધો " મારા પોતાના ત્રીસ ઝેકીન છે. " " લઈ લ્યો, લઇ લ્યો " લૂંટારાએ બૂમો પાડી કહ્યું.

" એક સેક્સન પોતાની પાસે આટલા પૈસા હોવા છતાં દારૂ પીવામાં ન વાપરી નાખે એ તો નવાઇ ! એના આ પૈસા લઈ જ લેવા જોઇએ. "

" મારી પોતાની સ્વતંત્રતા મેળવવા એ મેં એકઠા કર્યા છે " ગર્થે કહ્યું.

એક ચોરે કહ્યું " તુ મૂર્ખ છું. જલદ દારૂના ત્રણ પ્યાલા પીધા હોત તો તુ સ્વતંત્ર થઇ જાત, અને વળી તારો શેઠ જો સેકસન જાતનો હોત તો તને પુરી સ્વતંત્રતા મળી એમ લાગત."

" વાત દુઃખભરી છે પણ ખરી છે. પણ જો ત્રીસ ઝેકીનો આપી દેવાથી તમે મને છુટો કરવાના હો તો મને છોડો કે હુ તમને એ રકમ આપી દઉ."

સર્વમાં કંઇક વડપણ ભોગવતો હોય એવા એકે કહ્યું " ઉભા રહો. તારા ઝભ્ભા નીચે પકડેલી તારી કોથળીમાં તેં કહ્યા કરતાં વધારે સિક્કા જણાય છે."

ગર્થે કહ્યું "એ મારા શેઠ ભલા યોદ્ધાના છે, અને મારી મિલ્કત લઇ તમે સતુષ્ટ થયા હોત તો એ પૈસા વિષે તમને વાત ન કરત."

લુટારાએ કહ્યુ " તુ પ્રમાણિક નોકર છું. કાળી માતાને અમે કાંઇ ફોગટ પૂજતા નથી, અને હું તને ખાતરી આપુ છું કે જો તું અમારી સાથે પ્રમાણિકતાથી વર્તીશ તો તારા આ ત્રીસ ઝેકીનો તને પાછા મળશે. એટલો વખત તારો ખજાનો અમને સોંપ " આટલું કહી રેએકાની કોથળી અને બીજા ઝેકીનો મુકેલી ચામડાની મોટી કોથળી લઇ લીધી અને પૂછ્યું. " તારા શેઠનું નામ શું ? "

" નાવારસ વીરનર " ગર્થે કહ્યું.

લૂટારાએ પૂછ્યું " આજના ક્રિડાયુદ્ધમાં પોતાના પરાક્રમથી ઇનામ જીતનાર ? એ કઇ જાતનો છે, અને એનુ નામ શુ ? "

ગર્થે કહ્યું " આ બે છુપા રાખવાની એની ઇચ્છા છે તેથી મારી પાસેથી એ જાણી શકવાનું અશકય છે. "

" તારી પોતાની જાતિ અને નામ તો કહીશ ને ? "

" એ કહુ એટલે મારા શેઠનાં નામ અને જાતિ ઉઘાડાં પડે." ગર્થે જવાબ દીધો.

લૂંટારાએ કહ્યું, " તુ ઘણો ઉદ્ધત છું. પણ એ ઉદ્ધતાઇને હમણાં ઠેકાણે લાવીએ છીએ. આ બધી દોલત તારા શેઠ પાસે ક્યાથી આવી ? વારસો તો મળ્યો નથી ત્યારે આ રકમ ક્યાંથી મળી છે ? "

ગર્થે કહ્યું " બાહુબળથી; આ કોથળીમાં ચાર તેજી ઘોડા અને ચાર કિમતી બખ્તરોનો અવેજ છે. "

લૂટારાએ કહ્યું " કેટલા સિક્કા છે ? "

" બસે ઝેકીનો " ગર્થે કહ્યું.

લૂટારાએ કહ્યું, " ફકત બસે જ ઝેકીન ? તારા શેઠે હારી ગએલા વીરનરો સાથે ઘણી ઉદારતા દાખવી નજીવો જ અવેજ લીધો જણાય છે. કોણે કોણે પૈસા આપ્યા તેનાં નામ દે. "

ગર્થે તેમ કર્યું.

" બ્રાયન-ડી-બૉઈ ગીલ્બર્ટે ટેમ્લપરનાં બખ્તર અને ઘોડાનો શો અવેજ ગણ્યો ? તું ધારીશ નહિ કે તું મને છેતરી શકીશ. "

ગર્થે કહ્યું, " મારા શેઠ ટેમ્પલરનું તો લોહી પીને જ તૃપ્ત થશે. એ લોકોએ મરણાંત યુદ્ધ કરવાનું નક્કી કર્યું હોવાથી બને જણ વચ્ચે આવો કોઈ પણ જાતનો સબધ થઇ શકે એમ નથી."

" એમ ! " લૂંટારાએ કહ્યું, અને પછી એકાદ પળ અટક્યો. " અને આ બધી દોલત લઇને તું એશ્બી કેમ ગયો હતો ? "

ગર્થે જવાબ દીધો " મારા શેઠે આજે ક્રિડાયુદ્ધ વખતે પહેરેલા બખ્તરની કિંમત યૉર્ક શહેરના જ્યુ આઇઝાકને આપવા સારૂ હું ગયો હતો. "

" અને તે આઇઝાકને શુ આપ્યુ ?—વજન પરથી મને એમ લાગે છે કે કોથળીમાં હજુ બીજા બસેં ઝેકીનો છે. "

સેકસને કહ્યું, " મેં આઇઝાકને એંસી ઝેકીનો આપ્યા અને એણે મને સો ઝેકીનો પાછા આપ્યા. "

" શું ? વા ? " લૂટારાઓ એકાએક બોલી ઉઠયા " આવું નહિ મનાય એવું હડહડતું જુઠું બોલી તું અમને છેતરવા માંગે છે ? "

ગર્થે કહ્યું, " ચંદ્રમા અત્યારે આકાશમાં દેખાય છે એ જેટલું

સત્ય છે તેટલું સત્ય મારા કહેવામાં સમાએલું છે. આ રકમ એક રેશમની કોથળીમાં વીંટીને ચામડાની કોથળીમાં નાખેલા સિક્કાઓની જોડે મૂકેલી છે. તે જોવી હોય તો જુઓ. ”

સરદારે કહ્યું, “ યાદ કર ભાઈ જ્યુ લોકો–મખ્ખીચુસો–એમનાં મૂળ વતન–રેતીમાં મુસાફરો જેમ પાણી ઢોળે તે પાણી પાક્કુ રેતી જેમ ચુસી લે છે ખરી, પણ કદી એક પવાલું પણ પાણી નથી આપતી તેમ જ આ જ્યુ લોકો પૈસા કદી આપે એ તું માને છે ખરો ? ”

શેરીફના અમલદારોને પણ જો લાંચ ન આપી હોય તો જેમ તેમને દયા નથી આવતી તેમ જ એમનામાં કદી દયા જણાતી નથી ” એક બીજો લૂટારો બોલ્યો.

“ એ તો ગમે તે હોય પણ હુ કહું છું તે ખરી વાત છે ” ગર્થે કહ્યું.

સરદારે કહ્યુ, “ જલદી બત્તી કરો. હુ જોઉ છુ કે આ માણસ કહે છે તેવી કોથળી અદર છે કે નહિ, અને જો આ માણસ કહે છે તે ખરૂ હોય તો જગલમાં એના પૂર્વજોએ જેમ પાણી કાઢી આપી લોકોને ચમત્કાર દેખાડયો હતો તેમજ આ જ્યુમાં પણ કોઇ ચમત્કારને બદલે ઉદારતા આવી ગઇ હશે. ”

આથી બત્તી થઇ અને સરદાર કોથળીની તપાસ કરવા ગયો. બીજાઓ પણ એની આગળ પાછળ વીંટળાઇ વળ્યા, અને ગર્થને પકડીને ઉભા રહેનારાઓ પણ ગર્થને કઇક છુટો કરી જોવા વાકા વળ્યા. આ લોકોની બેદરકારીને લીધે ગર્થ ઢીલા પડી ગએલા બધને આંચકો મારી છુટો થયો, અને જો એણે ધાર્યું હોત તો પોતાના શેઠની મિલ્કત મુકી દઇને નાસી જઈ શકત, પણ એનો એવો ઇરાદો ન હતો. એક લૂટારા પાસેથી જાડી લાકડી ઝુટવી લઇ, સરદાર જાણે નહિ એમ એના માથા પર મારી, અને કોથળી તથા મિલ્કત ઝુંટવી લીધાં. પણ લૂટારાઓ એને પહોંચી વળે એમ હોવાથી, ફરીથી એને પકડ્યો અને કોથળી ઝુંટાવી લીધી.

“ લુચ્ચા ! ” સરદારે ઉભા થતાં થતાં કહ્યું, “ તેં મારૂં માથું

ભાંગી નાખ્યું છે, મારી જગ્યાએ કોઇ બીજો લૂંટારો હોત તો તને જીવતો ના જવા દેત. પણ તને શી શિક્ષા થાય છે તે જો. પહેલાં તારા શેઠની વાત સાંભળ. કારણ કે શૌર્યના નિયમ મુજબ સિપાઇના કામનો નિકાલ કરતાં પહેલાં એના સરદારની વાતનો નિકાલ કરવો જોઇએ. એટલી વાર સીધો ઉભો રહે—જો તું જરા પણ હાલીશ તો ફરીથી આ જીદગીમાં હાલવા નહિ પામે—મિત્રો! એણે પોતાની ટોળીને સંબોધીને કહ્યું, " આ કોથળી પર હીબ્રુભાષામાં લખેલા શબ્દો છે. તેથી આ સિપાઇએ કહેલી વાત હું ખરી માનું છું. આના શેઠ વિજયી વીરનરની મિલ્કત કર લીધા વગર આપણે જવા દેવી જોઇએ. એનો ઉદ્દેશ ને આપણો ઉદ્દેશ એક જ છે. માટે જ્યારે વરૂ ને લોંકડીઓ ખૂબ આવી હોય ત્યારે કુતરાઓએ અંદર અંદર લડવું ન જોઇએ. "

" આપણા જેવાજ " ટોળીમાંનો એક બોલ્યો, " મને કારણ જણાવો તો સારૂ. "

સરદારે કહ્યું, " જો મૂર્ખા, આટલું જોતો નથી કે એ પણ આપણી માફક જ નાવારસ છે ને ગરીબ છે ? જેમ આપણે આપાણું પેટ બાહુબળથી ભરીએ છીએ તેમ એને ભરવું પડે છે. તે જોયું નહિ ? આપણને લાગ આવે તો જે ફ્રન્ટ–ડી–બોફ અને માલવાઇઝીમને છોડીએ નહિ તે બંનેને એણે પણ માર્યા છે. જે બ્રાયન–ડી–બોય ગીલ્બર્ટથી આપણે બ્હીએ છીએ, તેનો એ કટ્ટો દુશ્મન છે, તે સાંભળ્યું ને ? અને કદાચ આ બધાં કારણો ન પણ હોય તોએ એક નાસ્તિક જ્યુ જેટલી ઉદારતા આપણે નહિ દેખાડી શકીએ ? "

" ના, એ તો બાયલાપણુ છે " બીજો લૂટારો બોલ્યો. " જ્યારે આપણે વૃદ્ધ ને મજબુત ગેન્ડીલ્યનની સરદારી નીચે જોડાયા છીએ ત્યારથી જ હૃદયની આજ્ઞા જેવી ચીજ તો કાઢી નાખી છે. અને વળી આ ઉદ્ધત ગામડીઆને પણ શું શિક્ષા વગર જ જવા દેવો છે ? "

સરદારે કહ્યું, " તું એને શિક્ષા કરી શકે તો કરજે " વળી ગર્થને

સંબોધીને એ બોલ્યો, " કેમ તું લાકડી વાપરવા તૈયાર થઈ ગયો હતો તે લાકડી વાપરીશ કે ? "

ગર્થે કહ્યું, " મને પૂછયા કરતાં તુ જ જવાબ આપે તો સારૂ. "

સરદારે જવાબ દીધો,—" તેં મને જે જબરો ફટકો લગાવ્યો છે. તે પરથી એની તો મને ખબર જ છે. જેવી રીતે તેં મને ફટકો લગાવ્યો, તે જ રીતે આ માણસની જોડે યુધ્ધે ઉતર અને જો તું જીતીશ તો તુ પ્રમાણિક છુ. માટે તને શિક્ષા યા કર લીધા વિના જવા દઇશ. મીલર તું તારી લાકડી લે, અને એને પણ એક લાકડી આપો. અજવાળું તો જોઇએ તેટલુ છે. "

આથી જાડો ડંડો લઇ બને યોદ્ધાઓ જ્યાં ચાદની વધારે પથરાઇ રહેલી હતી, ત્યાં વચલા ઉઘાડા મેદાનમાં આવ્યા. લૂટારાઓ અંદર અંદર હસતા હતા અને મીલરને બુમ પાડીને કહેતા હતા કે " મીલર જોજે ! તારૂ માથુ સભાળજે. " ત્યારે બીજી બાજુએ મીલર ડંડો વચમાંથી પકડીને ફ્રેચ લોકો પટા ખેલે તેમ માથા પરથી આમતેમ ફેરવતો ફેરવતો ગર્વથી બોલતો હતો કે, " ચાલ આવી જા, હરામખોર, હિમત હોય તો આવી જા. મીલરના હાથનું પાણી જોવુ હોય તો જ આવજે ? "

મીલરના જેટલી જ ચપળતાથી ડંડો હલાવતાં હલાવતાં ગર્થે નિડરતાથી જવાબ દીધો. " તું તો ચોરનો પણ ચોર જણાય છે, પણ હુ પ્રમાણિક માણુસ છુ. તેથી તને યુદ્ધાવાહન કરૂ છુ. "

આટલુ કહી બંને યોદ્ધાઓએ કુસ્તી શરૂ કરી, અને થોડીક મિનિટ તો બને જણાએ હરીફનો માર આવતો અટકાવવામાં ને હરીફને મારવામાં એકસરખા જોર, હિમત અને કુશળતા દાખવી, અને એમણે કુસ્તી એવા ઉત્તમ પ્રકારે ખેલી કે આઘેથી જોનારને બે માણસને બદલે છ માણસ કુસ્તી ખેલતા જણાતા હતા. આનાં કરતાં ઓછા આગ્રહી અને સાહસિક યોદ્ધાઓના પરાક્રમના કામ ગીતોમાં ગવાઇ ગયાં છે, પણ મીલર અને ગર્થના આ શૂર કામોનાં વર્ણન કોઈ હોશિયાર કવિની

ગેરહાજરીને લીધે ભૂલાઇ જવાયાં છે. ડંડુકાની લડાઇ યુગો પહેલાં ખેલાતી હોવાથી જુની થઇ ગઇ છે. છતાંએ અમને આવડશે તેવું વર્ણન ગદ્યમાં અમે કરીશુ.

લાંબા વખત સુધી બને જણ એકસરખી રીતે લડયા પણ પોતાને આવી રીતે હંફાવનાર હરીફને જોઇ મીલરને ક્રોધ ચડયો ને તેમાં વળી ગુસ્સે થએલો હોય ત્યારે ચીડવવામાં મઝા માનતા એના સાથીઓએ મશ્કરીઓ કરી એને વધારે ખીજવ્યો. જેમ નાની લાકડીઓ ખેલવામાં માનસિક શાતિની જરૂર પડે છે તેમ જ આ ડંડાની લડાઇમાં શાંત મન રાખવાની ઘણી જ જરૂર પડતી. તેમાં આ વ્યગ્રતા થવાથી, તોરીલો સ્વભાવ હોવા છતાં સ્થિર મન રાખી શકનાર ગર્થે હરીફના મનની વ્યગ્રતાનો લાભ લીધો.

મીલરે વધારે ગુસ્સે થઇ લાકડીના બને છેડાથી વારાફરતી અર્ધા હાથને છેટેથી લડી શકવા પાસે આવવાની ઇચ્છાથી સખત પ્રહાર કરવા માંડયા, ત્યારે ગર્થે પોતાના હાથ એકવાર પહોળા કર્યા અને લાકડીથી આમતેમ હલાવી પોતાના માથાનું અને શરીરનું રક્ષણ કર્યું. આમ હાથ, પગ અને આંખ ચપળ રાખી એણે બચાવ કર્યો અને હરીફને કઇક શ્રમીત જોતાને વાર પોતાના ડાબા હાથવતી એના મોંઢાપર લાકડી ઉગામી અને મીલરે જ્યારે આ આવતી લાકડી અટકાવવા પ્રયત્ન કર્યો કે તરત જ જમણો હાથ એકદમ નીચો કરી દઈ એવી તો કુશળતાથી દુશ્મનના માથા પર ફટકો લગાવ્યો કે એ લીલી જમીન પર લાંબો થઇ ગયો.

લૂટારાઓ બોલ્યા, "જમીનદારને છાજે એવી બહાદુરી દાખવી અસલનું ઇંગ્લાંડ અને પ્રમાણિકપણું અમર રહો ! સેક્સને પોતાની દોલત અને ચામડી એ બનેનું રક્ષણ કર્યુ છે. મીલરને પણ એના જેવો જ હોશિયાર ખેલાડી મળ્યો ખરો."

સરદારે બધા લૂટારાઓના મતને ટેકો આપતાં આપતાં કહ્યું કે, "ભલા મિત્ર તું તારે રસ્તે જા. તારા શેઠના તંબુ સુધી તને સહીસલામત પહોંચાડવા હું મારા બે માણસોને તારી જોડે મોકલીશ, કારણ કે અમારાં

કરતાં કડક હૃદયના ઘણાં લૂંટારાઓનો રસ્તામાં ભો છે. લાગ મળે લૂંટવા માટે એ લોકો નીકળી જ પડ્યા હશે." કાંઇક કડક અવાજે એણે કહ્યું, "પણ આટલું સાંભળ, તેં મને તારૂં નામ કહ્યું નથી—અમારૂં પૂછીશ નહિ અને જાણવાનો પ્રયત્ન પણ કરીશ નહિ. બાકી તેં કદી નહિ ભોગવેલી હેરાનગતિમાં તું આવી પડીશ."

ગર્થે સરદારે બતાવેલી સભ્યતા માટે ઉપકાર માન્યો અને એની સલાહ યાદ રાખવાનું વચન આપ્યુ. ડંફા લઇને બે લૂટારાઓ આવ્યા અને ગર્થને પાછળ પાછળ આવવાનું કહી ઝાડીમાંથી નીકળતી અને પાસે આવેલા મેદાનમાં જતી એક ગલીમાંથી એ લોકો ગયા. ઝાડીની બહાર આવતાને વાર જ આગળ ચાલતાં ભોમીયાની સાથે કોઈ બે માણસોએ કાંઇ પૂછ્યુ અને ધીમેથી જવાબ મળતાં એ લોકોને હેરાન કર્યા વગર આગળ જવા દીધા આ બનાવ પરથી ગર્થને ખબર પડી કે આ ટોળી બહુ મોટી હશે, અને એમના સંકેત સ્થાનનો પહેરો બરાબર સચવાતો હોવો જોઈએ.

એક ખુલ્લા મેદાન પર જ્યારે એ લોકો આવી પહોંચ્યા ત્યારે ગર્થને કદાચ ત્યાંથી રસ્તા જડવામાં મુશ્કેલી નડત પણ આ લૂંટારાઓ એને નાની ટેકરી પર લઈ ગયા ત્યારે ત્યાંથી એને નીચે પથરાઇ રહેલી ચાંદનીમાં સ્પષ્ટ જણાતા રંગભૂમિના થાભલાઓ, બને બાજુ પર ઠોકેલા તંબુઓ, અને ચાંદનીમાં દેખાઇ આવતા દરેક પર ફરફરતા વાવટાઓ દેખાયા. અને પહેરેગીરો રાતનો વખત ગાળવા વાજીત્ર વગાડતા હતા તે અવાજ પણ સંભળાયા.

અહીં આ લૂંટારાઓ અટક્યા. એમણે કહ્યું, "હવે અમે આગળ નહિ આવીએ. અમારી સલામતીને જોખમ નડે એમ છે. જે ચેતવણી મળી છે તે યાદ રાખજે. આજે રાત્રે જે બન્યું છે તે છાનું રાખીશ તો તને કદી પસ્તાવું નહિ પડશે, પણ જો એમ નહિ કરે તો 'લંડનનું ટાવર' * પણ તને અમારા સપાટામાંથી બચાવી નહિ શકે.

---

* ટાવર ઓફ લંડન—તુરંગ.

ગર્થે કહ્યું, " ભલા સાહેબો ! સલામ. હુ તમારો હુકમ યાદ રાખીશ. તમને લોકોને આથી વધારે સલામત અને પ્રમાણિક ધંધો જડે એવું પરમેશ્વર પાસે ઇચ્છવામાં હું કાંઇ ગૂન્હો કરૂં છું એમ તો નહિ જ લાગે.

આ પછી એ લોકો છૂટા પડયા અને લૂંટારાઓ આવ્યા હતા ત્યાં પાછા ફર્યા. ગર્થ પોતાના શેઠના તંબુ તરફ ગયો, અને ચેતવણીઓ મળી હતી છતાં પોતાને થએલા અનુભવની સર્વ વાત કહી સંભળાવી. આ સર્વ સાંભળી નાવારસ વીરનર જેટલો અજાયબ થયો તેટલી જ અજાયબી એને રેબેકાની ભેટની વાત સાભળતાં લાગી, અને જેમ લૂટારાઓના ધંધાથી તદ્દન ઉલટા જ પ્રકારનું વર્તન દાખવી, લૂટારાઓએ પાછી આપેલી દોલત ન વાપરવાનો નિશ્ચય કર્યો હતો, તેમ જ રેબેકાની ભેટનો પણ ઉપયોગ ન કરવો એમ નિશ્ચય કર્યો. આ બનાવો પરના વિચારમાં આખા દિવસના શ્રમને લીધે, અને બીજે દિવસે યુદ્ધમાં ઉતરવા સારૂ તાજા થવા આરામ લેવાની જરૂરને લીધે ભગ પડયો.

તંબુમાં મૂકેલા કિંમતી ખાટલા પર પડયો અને કસાએલાં હાડકાંવાળો ગર્થ, તંબુમાં શેતરંજી તરીકે નાખેલા રીંછના ચામડા પર તંબુમાં કોઇ પેસે તેની એને તરત જ ખબર પડે તે સારૂ બારણાંની વચ્ચોવચ્ચ સુતો.



# પ્રકરણ ૧૨ મું.

વાદળ વગરના સ્વચ્છ આકાશમાં પ્રભાતની પધરામણી થઈ અને દૃષ્ટિ મર્યાદા પર સૂર્યનારાયણનાં દર્શન થાય તે પહેલાં તો આતુર અને નવરા પ્રેક્ષકો રંગભૂમિના મેદાનપર થનાર યુદ્ધ બરાબર જોવા સારામાં સારી જગ્યા મેળવવા આવવા માંડયા.

રંગભૂમિ પર આ પછી પોતાના નોકરોને તથા ભાટ ચારણોને લઇને અધિકારીઓ યુદ્ધમાં ઉતરનાર વીરનરોનાં નામ એમને જે જે પક્ષમાં રહી લડાઇમા ઉતરવુ હોય તે પક્ષમા નોંધવા આવી પહોંચ્યા. બને પક્ષમાં સરખી સખ્યા ગોઠવવી એ જરૂરનું કામ હતુ.

સાધારણ રીતે બને તેમ એક પક્ષનો સરદાર નાવારસ વીરનર નીમાયો, અને આગલા દિવસના યુદ્ધ વખતે પરાક્રમમાં બીજે નબરે આવેલા બ્રાયન-ડી-બ્વાઈ ગીલ્બટને બીજા પક્ષના સરદાર તરીકે નીમ્યો. આગલે દિવસે દ્વદ્વ સવાહન કરનારાઓમાંથી, પડી જવાથી ભાગ લઈ શકવા અશક્ય થઇ ગએલા રાલ્ફ ડી-વૉઇપોન્ટ સિવાયના સર્વ યોદ્ધાઓ બ્રાયન-ડી-બ્વાઈ ગીલ્બર્ટના પક્ષમાં રહ્યા હતા. બને પક્ષમાં રહેવા ઇચ્છનાર પરાક્રમી અને કીર્તિવાન વીરનરોની ખોટ ન હતી.

જ્યારે આવા સાધારણ યુદ્ધમાં બધા વીરનરો સામટા લડતા, ત્યારે જોખમ વધારે ખેડવુ પડતુ, છતા આ યુગમાં આવા યુદ્ધનો પ્રચાર વધારે હતો. બાહુબળને સારૂ ખ્યાતિ પામેલા એક વીરનરની જોડે યુદ્ધમા ઉતરી એને હફાવી શકવાની જેની હિમત ન હોય એવા ઘણા વીરનરો આવાં સાધારણ યુદ્ધમાં પોતાના સમોવડીઆની સાથે યુદ્ધમાં ઉતરી એને હફાવવાના પ્રયત્ન કરવાનુ વધારે પસંદ કરતા હતા. આ વખતે પણ બને બાજુ તરફથી પચાસ પચાસ વીરનરો યુદ્ધે ઉતરવાના હતા, અને પોતાનું નામ નોંધાવવામાં મોડા પડનારા ઘણા વીરનરોને અધિકારીઓને જગ્યાના અભાવે ના કહેવી પડી હતી.

દશ વાગ્યાના સુમારે તો ક્રિડાયુદ્ધની જગા, ઘોડેસ્વારો, ઘોડા પર

બેસીને આવતી સ્ત્રીઓ, અને પગે ચાલીને આવતાં માણસોના ટોળેટોળાંથી ભરાઇ ગઈ. આ પછી થોડા જ વખતમાં યુદ્ધે ઉતરનાર અને યુદ્ધમાં ઉતરવાની ઇચ્છા વગરના વીરનરોનો સાથ લઇ આવતા પ્રિન્સ જોનની પધરામણીની જાણ રણશીંગાના અવાજથી લોકોને કરવામાં આવી.

આજ વખતે સેડ્રીક ધ સેકસન લૅડી રૉવેનાને લઇને આવી પહોંચ્યો. આજે ગમે તે કારણથી એથેલસ્ટેઇન જોડે ન હતો. આ ઉંચા કદનો સેકસન ઉમરાવ બખ્તર સજીને યુદ્ધે ઉતરવાનો હતો, અને જ્યારે એણે ટેમ્પલર વીરનરના પક્ષમાં પોતાનું નામ લખાવ્યુ ત્યારે સેડ્રીકના અચંબાનો પાર રહ્યો નહિ. એણે આ પક્ષની પસંદગી કરી તે સારૂ સેડ્રીકને એની સાથે સખત વાદવિવાદ થયો હતો પણ જીદ્દી માણસ જેમ કારણ સમજાવ્યા વગર પોતાની જીદ્દને વળગી રહેવા જેવો જવાબ આપે તેવો જવાબ તેણે આપ્યો.

બ્રાયન–ડી–બ્વાઇ–ગીલ્બર્ટના પક્ષમાં જોડાયાનું કારણ કોઇને ન કહેવા જેટલું ડહાપણ વાપર્યું હતું. એના સ્વભાવને લીધે લૅડી રૉવેનાની પ્રીતિ સંપાદન કરવાનો એણે કદી પ્રયત્ન કર્યો ન હતો છતાં સેડ્રીક અને લૅડી રૉવેનાના બીજા મિત્રોની કબુલાતથી લૅડી રૉવેના પોતાની સાથે પરણશે, એ નક્કી થઈ ગએલું છે, એમ એ સમજતો હતો. જે માન એ પોતે આપી શકે તે માન લૅડી રૉવેનાને ગઇ કાલના વિજયી વીરનરને આપતા જોઈ અદર ખાનેથી એ કાંઇક નારાજ થયો હતો. આથી પોતાના હક પર તરાપ મારવા ઇચ્છનારને શિક્ષા કરવાના ઉદ્દેશથી પોતાના બાહુબળની ખાત્રી હોવાથી અને મિત્રવર્ગે આ ખાત્રીમાં વખાણ કરી પુરતી કરવાથી આ વીરનરને શિક્ષા આપવાનો એને વિચાર થયો, અને આ વિચારના બળે એને લાગ આવે તો પોતાની કુહાડીનું બળ દાખવવાનો તથા એણે મેળવેલી જીત છીનવી લેવાનો નિશ્ચય કર્યો.

જો બને તો આજની જીત દ્વંદ્વ સંવાહન કરનારાઓને મળે એવી ઇચ્છા દર્શાવ્યાથી એણે ઇશારો કર્યો કે તરતજ જોનના ડી–બ્રાસી

અને બીજા પગારદાર વીરનરો એમના પક્ષમાં ગયા ત્યારે નાવારસ વીરનર જેવા પરાક્રમી વીરનરની સરદારી નીચે લડવાની ઇચ્છાવાળા બીજા કેટલાક ઈંગ્લાંડના તેમ પરદેશના અંગ્રેજ અને નોર્મન વીરનરો એના પક્ષમાં ભળ્યા.

ધારેલે વખતે સભ્યતા દેખાડી શકવાની આવડત પ્રિન્સ જોનમાં હતી અને જ્યારે તે દિવસ સારૂ નિમાએલી રાણીને આવતી જોઇ કે તરતજ એને મળવા એ ગયો અને લૅડી રૉવેનાને ઘોડાપરથી ઉતારવામાં મદદ કરવા ઘોડાપરથી નીચે ઉતરીને ટોપી ઉતારી. એણે ટોપી ઉતારી કે તરતજ એના અનુયાયીઓએ પણ ઉતારી અને એક વીરનરે નીચે ઉતરી એનો ઘોડો ઝાલ્યો.

પ્રિન્સ જોને કહ્યુ, " પ્રેમ અને સૌન્દર્યની રાણી તરફની વફાદારી અમે આમ બતાવીએ છીએ અને આજે એમને એમના સિંહાસન પર લઈ જઇશું—આવું જ માન મેળવવાની ઇચ્છા રાખતી રમણીઓ તમારી રાણીને માન આપો. "

આટલુ કહી પોતાના સિંહાસનની સામે ઉભા કરેલા સિંહાસન પર લૅડી રૉવેનાને પ્રિન્સ જોન લઇ ગયો અને થોડોક વખત સારૂ રાણીની જેમ વધારે પાસે રહેવાય તેમ વધારે માન મળ્યું ગણનાર સુંદર અને જુવાન સ્ત્રીઓ એની આસપાસ વીંટળાઈ રહી.

રૉવેના બેઠી કે તરતજ એને આ માન મળ્યુ માટે લોકોએ બૂમો પાડીને તથા વાજીંત્રો વગાડીને આનંદ પ્રદર્શિત કર્યો. આ વખત દરમિયાન રંગભૂમિના બને છેડાપર એકઠા થએલા અને હુમલો કેવી રીતે કરવા અને બચાવ કેવી રીતે કરવો તે સંબધી વાદવિવાદ કરતા ઉભા રહેલા વીરનરોના બખ્તરો સૂર્યનારાયણનાં કિરણોથી ઝળકી રહ્યાં હતાં.

આ પછી ભાટ ચારણોએ ક્રિડાયુદ્ધના નિયમો ફરી કહી સંભળાવી લોકોને શાંત થવાનું જણાવ્યુ. તે દિવસે થનાર યુદ્ધમાં જોખમ ઓછું ખેડવાને સારૂ કાયદાઓ ફરીથી કહેવાના હતા. કારણ કે અણીયાળા ભાલાથી અને ધારવાળી તરવારથી વીરનરો લડવાના હતા.

યોદ્ધાઓને તરવાર ભોંકવાની મનાઈ થઇ અને ફક્ત તરવારથી એમ જાહેર થયું કે વીરનરને લડાઇની કુહાડી વાપરવાની છુટ છે, પણ ખંજર વાપરવાની બંધી છે. ઘોડાપરથી નીચે પડીગએલા વીરનર સાથે સામા પક્ષના તેવો જ કમનશીબ યોદ્ધો લડી શકે, પણ આ વીરનર સાથે ઘોડેસ્વાર લડી શકે નહિ, જો કોઈ સરદાર સામા પક્ષના કોઇ પણ વીરનરને રંગભૂમિના થાંભલા સુધી છેક લઈ જાય તો પછી એ વીરનર હરાયો ગણાય, આ વીરનરને પોતાનો ઘોડો તથા સાજ જીતનારને આપી દેવા પડે. આવી રીતે હારેલો વીરનર ફરીથી પાછો યુદ્ધમાં ભાગ લઇ શકે નહિ. જો કોઇ વીરનર ઘોડાપરથી પડી જાય અને ઉઠી ના શકે તો એનો સિપાઈ આવી એને રંગભૂમિ પરથી બહાર લઇ જાય, એ ખરૂં પણ આ વીરનરનો ઘોડો ને સાજ જીતનારને આપવો પડે, પ્રિન્સ જોન જ્યારે પોતાની નાની લાકડી નીચે નાખી દે ત્યારે લડાઈ પુરી થઇ સમજવી—આવા જોખમભર્યા યુદ્ધમાં નકામો લોહી રેડવાનો પ્રસગ આવતો અટકાવવા આ એક બીજો ઉપાય પણ રાખ્યો હતો. જો કોઇ વીરનર ક્રિડાયુદ્ધના કાયદાઓનો ભંગ કરશે તો યા તો શૌર્યના નિયમો તોડશે, તો એના આ વીરનરને ન છાજતાં કામ સારૂં શિક્ષા તરીકે બખ્તર ને હથીયાર લઈ લેવામાં આવશે અને જાહેર પ્રજા જોઇ શકે તેમ એના તબુપર એની ઢાલ ઉંધી કરી લટકાવવામાં આવશે. આ સૂચનાઓ આપી દરેક વીરનરને ફરજ બજાવવાની અને પ્રેમ અને સૌન્દર્યની રાણીની મરજી સપાદન કરવાની ભલામણ કરી ભાટ ચારણો અટકયા.

આ ડાંડી પીટાવી ભાટ ચારણો પોતપોતાની જગ્યાએ ચાલી ગયા. બને પક્ષના વીરનરો બે હારમા વહેચાઇ ગયા, અને સરદારો પોતાના પક્ષના વીરનરોને જગ્યાનુસાર ગોઠવી, આગલી હારમાં વચલી જગ્યાપર રહી રગભૂમિના મધ્ય ભાગ તરફ આવવા નીકળ્યા.

જોખમભર્યું યુદ્ધ ખેડવા તત્પર થએલા લડાયક અશ્વપર લોખડના પુતળાની માફક તથા શસ્ત્ર સજી હિંમતથી આરૂઢ થએલા અને નિશાની

ક્યારે થાય કે યુદ્ધ આરંભીએ એમ જોતાં ઉભેલા આવા બહાદુર યોદ્ધાઓ તથા ખુખારા મારી ભોંય ખોતરી સ્વારોના જેટલી જ તત્પરતા દાખવતા એમના અમીરી ઘોડાઓનો દેખાવ જેટલો આનંદદાયક હતો તેટલોજ ચિંતાતુર પણ હતો.

હજુ સુધી વીરનરોએ ભાલા સીધા ધર્યા હોવાથી, ભાલાની અણીઓ તડકામાં ચળકતી હતી, અને એનાપર શોભા અર્થે મુકેલા વાવટાઓ, એમની ટોપીના ફુમતા ઉપર ફરફરતા હતા. અધિકારીઓએ એક પણ પક્ષમાં ભૂલેચુકે પણ નીમેલી સંખ્યા કરતાં વધારે ઓછા યોદ્ધાઓ ન હોય એની તપાસ કરી ત્યાં સુધી એ લોકો ઉભા રહ્યા. સંખ્યા સરખી જ નીકળી. અધિકારીઓ આ પછી રંગભૂમિની બહાર નીકળી ગયા, અને વીલીયમ ડી–વીવીલે ગર્જના કરતા અવાજથી “ હવે શરૂ કરો ” એમ જણાવ્યું. એના બોલી રહ્યા પછી તરત જ રણશીગા ફુકાયાં. યોદ્ધાઓના ભાલાઓ નીચા થયા અને હાથાઓમાં સુકાઈ ગયા. ઘોડાની કુખો પર એડીઓ મરાઇ અને બંને પક્ષની આગળી હારના વીરનરો ભેટો કરવા ચારે પગે ઘોડા દોડાવી મૂકી રંગભૂમિના મધ્ય ભાગમાં એવા કડાકા કરી એકઠા થયા કે આ કડાકાનો અવાજ એક માઇલના અંતર સુધી સંભળાયો. પોતાના પક્ષના હારેલા વીરનરોની જગા લેવા પોતાના વિજયી વીરનરોની પાછળ પાછળ રહેવા માટે પાછલી હારે પણ ધીમે ધીમે ઘોડા ચલાવ્યા.

થોડી વાર સુધી તો આ યુદ્ધ જોવું અશક્ય થઇ પડયું, કારણ કે આટલા વેગથી સંખ્યાબંધ ઘોડાઓ દોડવાથી ધૂળનું વાદળ છવાઇ રહ્યું હતું, પણ થોડીક પળો પછી જ્યારે આતુર પ્રેક્ષકોને યુદ્ધ નિહાળવાનું મળ્યું ત્યારે બંને પક્ષના અડધોઅડધ વીરનરો ઘોડાપરથી ગબડી પડયા હતા. કેટલાકો પોતાના હરીફની ભાલો વાપરવાની કુશળતાને લીધે, કેટલાકો દુશ્મનના ભાર અને બળ સહી ન શકવાને લીધે ઘોડા સુદ્ધાંત કેટલાકો જમીનપરથી હવે કદી ઉઠવાના ન હોય તેમ પડયા, ત્યારે કેટલાક પોતાની માફક જ જમીનદોસ્ત થએલા યોદ્ધાઓની સાથે જુહાર

કરતા ઉઠીને ઉભા થતા હતા. બંને પક્ષમાં કેટલાક યોદ્ધાઓ ઘા પડવાથી નીકળતું લોહી અટકાવવા રૂમાલ દાબતા હતા. અને આ યુદ્ધના સ્થળ પરથી બહાર નીકળી જવાનો પ્રયત્ન કરતા જણાતા હતા. સર્વ ઘોડે સ્વાર વીરનરોના આ દ્વંદ્વ યુદ્ધ વખતે ભાલાઓ ભાંગી ગયા હોવાથી ઘણા પાસે આવી જઈને તલવારોથી લડાઈ ચાલતી હતી. અને આ યુદ્ધના પરિણામ પરજ જાણે એમની જીંદગી ને કીર્તિનો સર્વ આધાર હોય તેમ લડાયક વીરહાકો પોકારતા પોકારતા અને તેટલી કુશળતાથી, અને જોરથી દુસ્મન પર હલ્લો કરતા હતા.

વખત આવે કામ લાગે માટે પાછળ રાખેલી હાર હવે મદદ અર્થે આગળ આવવાથી યુદ્ધ વધારે ભયંકર થયું. બ્રાયન-ડી—બૉઇ-ગીલ્બર્ટના અનુયાયીઓ—" હા! બૉ-સૅન્ટ-બૉ-સૅન્ટ ! ટેમ્પલરનો વિજય થાવ—ટેમ્પલરનો વિજય થાવ!" ત્યારે સામા પક્ષ—" ડેસેડીશાડો ! ડેસડીશાડો ! " શબ્દ પોતાના સરદારના ઢાલ પર લખેલો મુદ્રાલેખ બોલી જવાબ આપતા હતા.

અતિશય ઝનુનથી યોદ્ધાઓ એક બીજા સાથે લડતા હતા, અને કોઇવાર દક્ષિણ તરફના પક્ષ તો કોઇવાર ઉત્તર તરફના પક્ષ તરફ એમ વારાફરતી એક યા બીજા પક્ષની ફત્તેહ જણાતી હતી. વળી એક બીજા પર થતા હલ્લાને લીધે થતો શસ્ત્રોના ખણખણાટ, યોદ્ધાઓની વીરહાકો અને વળી તેમાં ઉમેરાતા રણશીંગાના અવાજને લીધે ઘોડા પરથી પડી જતા અને ધૂળમાં રગદોળાતા વીરનરોના હુંકારા દબાઇ જતા હતા. યોદ્ધાઓના શોભીતા બખ્તરો, ધૂળ અને લોહીના છાંટા ઉડવાથી ખરાબ થઈ ગયા હતા અને તરવારો તથા લડાઇની કુહાડીઓના હલ્લાને લીધે જગ્યાએ જગ્યાએ ભાગ્યાં પણ હતાં. ટોપીઓ પર ઝઝુમતી સુંદર ફુમતીઓ કપાઇ જઇ હિમકણની માફક આમથી તેમ ઉડતી હતી. આવાં યુદ્ધો થતાં ત્યારે સ્ત્રીઓ પણ જોવા જતી તેથી આ ખૂનખાર ને ભયભીત યુદ્ધ જોવા માટે બેઠકો ઉપર બેઠેલી સન્નારીઓએ ઉત્સુકતાથી ભાગ લીધો.

વીરનરોના શણગારમાં રહેલી સૌંદર્યતા અને શોભાનો નાશ થયો

હતો અને હવે તો એમને જોઇ દયા અને ભીતિ ઉપજતી.

ફક્ત ગામડીઆઓને જ આવા ભયભીત દેખાવો જોવામાં રસ પડયો એમ ન હતું. ઘોડા પરથી પોતાના પ્રણયી, ભાઇ યા ધણીને પડી જતા જોઇ કોઇ કોઇ રમણીઓના ગાલ ફીક્કા પડી જતા અને કેટલીકોએ ચીસ પણ પાડી હતી. પણ આ સન્નારીઓના મોટા ભાગે તો ફક્ત તાળીઓ પાડી કે બુરખા અને રૂમાલો હલાવીને જ નહિ, પણ " બહાદુર ! હલ્લો ! ઠીક કર્યું ! " કહી યુધ્ધે ચડેલા યોદ્ધાઓને પાણી પણ ચડાવ્યું હતું.

આ ખૂનખાર રમતોમાં સ્ત્રીઓ જ્યારે આટલો રસ લેતી ત્યારે પુરૂષ વર્ગે કેવો રસ લીધો હશે તે તો સહેલાઇથી સમજાશે. એક યા બીજા પક્ષની જીત થતી જોઇ પ્રેક્ષકો જાણે રંગભૂમિ પર પડતા ફટકા પોતાને જ પડતા હોય ને પોતે જ જાણે જીત યા ફતેહ મેળવવાના હોય તેમ તલ્લીન થઇ જઈ બુમો પાડી રહ્યા હતા, અને યુદ્ધનું ઝનુન જરા ધીમું પડતું કે તરત જ ભાટચારણો " બહાદુર યોદ્ધાઓ અટકો નહિ ! દેહ મરે છે પણ કીર્તિ અમર રહે છે ! મારી પાડો—હારવા કરતાં મરવું બહેતર છે !—બહાદુર વીરનરો, પાછી પાની ન કરશો ! સુંદર યુવતીઓ તમારાં પરાક્રમો જુએ છે ! "

આવી રીતે એક યા બીજા પક્ષની જીત થતી જોઈ ઘડીમાં આમ ને ઘડીમાં તે બાજુએ રહી પોતાના વર્તનથી તથા જાતજાતના શબ્દો બોલી, અનુયાયીઓને પાણી ચડાવતા સરદારોને જોયા. લોકોની દૃષ્ટિ વળી બ્રાયન-ડી-બોઇ ગીલ્બર્ટ અને નાવારસ વીરનરે બતાવેલી શૌર્ય અને હોશિયારીની બરોબરી કરે એવો બીજો કોઇ પણ વીરનર એકે પક્ષમાં ન હતો. પોતે જો હારશે તો આખા પક્ષની હાર થઇ ગણાશે એ જાણતાં હોવા છતાં, એક બીજા પ્રત્યેના તિરસ્કારને લીધે બંનેએ એકબીજાને હસાવવા, અને બને તો પાડી નાખવાનો વારંવાર પ્રયત્ન કર્યો. પણ યોદ્ધાઓની મોટી સખ્યા અને વ્યવસ્થાને લીધે તથા સામા પક્ષના સરદારને હરાવી કીર્તિ મેળવવાની ઇચ્છા રાખતા એમના આતુર

અનુયાયીઓના વારંવાર વચ્ચે આવવાથી મુખ્ય સરદારોની એકેકની સાથે લડવાની ઇચ્છા યુદ્ધની શરૂઆતમાં તો પુરી થઈ શકી નહિ.

પણ જ્યારે બંને પક્ષના યોદ્ધાઓ હારી જવાથી રંગભૂમિ પરથી બહાર નીકળી ગયા અથવા તો વધારે યુદ્ધ કરવા અશક્ત નીવડયા ને સંખ્યા નાની થઇ ગઈ ત્યારે મરણાંત યુદ્ધની ઇચ્છાવાળા ટેમ્પલર અને નાવારસ વીરનરે કીર્તિ અને જીંદગી બચાવવા જેટલા ઝનુનથી લડાય તેટલા ઝનુનથી પાસે આવી જઇ યુદ્ધ આરંભ્યુ. બંને યોદ્ધાઓ એક બીજા પર એવી કુશળતાથી હુમલો કરતા, અને સામો ઘા ઝીલતા કે સર્વ પ્રેક્ષકવર્ગ પોતાને પડેલો આનંદ જણાવવા અને વખાણ કરવા એકસરખી રીતે હર્ષનાદ કરતા.

પણ આ પળે નાવારસ વીરનરનો પક્ષ હાર પર આવવાની અણી પર આવ્યો. એક બાજુ પરથી પ્રચંડી શરીરવાળો ફ્રન્ટ-ડી-બૉફ અને બીજી બાજુ પરથી જોરાવર એથેલસ્ટાઇને પોતાની સામેના યોદ્ધાઓને હરાવી નાખ્યા. પોતાની સામેના દુશ્મનને પાડી નાખ્યા પછી બંને વીરોને એકી જ પળે સામેના પક્ષના સરદારને હફાવતા પોતાના સરદાર ટેમ્પલરને મદદ કરવાનો વિચાર સ્ફુર્યો હોય એમ જણાયું. આથી બંને વીરનરોએ એકી પળે ઘોડા ફેરવ્યા, અને નાવારસ વીરનરની એક બાજુએ નોર્મન યોદ્ધો તથા બીજી બાજુએ સેક્સન યોદ્ધો આવી રહ્યો. આવા અણધાર્યા અને એકી વખતે બે બાજુએથી થતા હુમલાઓ, જો જોવાના રસમાં તલ્લીન થએલા પ્રેક્ષકવર્ગે બૂમો પાડી નાવારસ વીરનરને ચેતવ્યો ન હોત તો કદાચ એ ઝીલી ન શકત.

" ચેતો ! ચેતો ! નાવારસ વીરનર ! " ની બૂમો ચોમેરથી એવી તો ગાજી રહી કે વીરનર પોતાના પર આવી પડેલા ભયથી ચેત્યો, અને ટેમ્પલરને જોરથી ફટકો મારી તેજ પળે એથેલસ્ટાઇન અને ફ્રન્ટ-ડી-બૉફ-ના પ્રહારથી છટકી જવા પોતાનો ઘોડો એણે પાછો ખેંચ્યો. પોતાની નેમ ખાલી જવાથી આ બંને યોદ્ધાઓ સામસામી બાજુઓ પરથી ટેમ્પલર ને વીરનર નાવારસની વચ્ચે એવા તો જોરથી ધસી આવ્યા

કે ઘોડાની લગામ ખેંચી શકે, તે પહેલાં તો પોતે જ અંદર અંદર લગભગ અથડાઇ પડયા. અથડાઇ ન પડાય એમ ઘોડા ખેંચી એક ચક્કર ફેરવી ત્રણે વીરનરોએ નાવારસ વીરનરને જમીનદોસ્ત કરવા ફરીથી ઝપલાવ્યું.

આગલે દિવસે ઇનામમાં મેળવેલો, મજબુત, ચપળ, અને ઉમદા ઘોડો જો એની પાસે ન હોત તો નાવારસ વીરનર ભાગ્યે જ બચી શકત.

બોઇ–ગીલ્બર્ટનો ઘોડો ઘાયલ થયો હતો અને ફ્રન્ટ–ડી–બૉફ તથા એથેલસ્ટાઇનના ઘોડાઓ ભારે બખ્તર સજેલા પ્રચંડી શરીરવાળા સ્વારને લઇને આખા દિવસમાં આમથી તેમ ફર્યા હતા તેથી થાકી ગયા હતા. તેથી નાવારસ વીરનરને આ ઘોડાનો લાભ વધારે મળ્યો. જે ઉમદા પ્રાણી પર એ સ્વાર થયો હતો તે સ્વારની ચપળતા તથા પોતાની ઘોડા પર બેસવાની હોશિયારીને લીધે શકરા પક્ષી જેમ શિકાર પાછળ દોડે છે તેવી ઝડપથી ચક્કરો મારી આમથી તેમ ફરી ત્રણે સરદારોને બને ત્યાંસુધી છુટા રાખવાના ઉદ્દેશમાં એ ફાવ્યો, અને ઘડીમાં એકને તો ઘડીમાં બીજાને તરવારના ઘાણ કાઢી નાખે એવા ફટકાઓ મારી પોતાના પર તાકેલા ફટકાઓ ચુકવવામાં થોડીએક પળ સુધી તો એ ફાવ્યો.

એની કુશળતા જોઇને રંગભૂમિ પર હર્ષનાદની ગર્જનાઓ થઇ રહી, પણ આખરે એને નમતું પડશે એમ સર્વને લાગ્યુ, અને પ્રિન્સ જોનના અમીર તથા લોર્ડોએ આવા બહાદુર યોદ્ધાને એકી વખતે એક કરતાં વધારે સંખ્યા સાથે લડાઇમાં ઊતારી આબરૂને હાનિ પહોંચાડવા કરતાં પોતાની ગદા નીચે નાંખી યુદ્ધ પુરૂ થયું જાહેર કરવાની વિનંતિ થઇ.

"સ્વર્ગ હેઠે ઉતરી આવે તોએ નહિ !" પ્રિન્સ જોને કહ્યું. "પોતાનુ નામ છુપાવનાર, અને આપણા આમંત્રણનો અસ્વીકાર કરનાર આ યોદ્ધાને એક ઇનામ તો મળ્યું છે ત્યારે હવે બીજું ઇનામ બીજાને મળશે તો શું છે ?" એ આટલુ બોલ્યો કે તરતજ અણધાર્યા બનાવને લીધે યુદ્ધનુ રૂપ ફેરવાઇ ગયું.

નાવારસ વીરનરના પક્ષમાં કાળું બખ્તર સજેલો, પોતાના જેવાજ

મજબુત ઉંચા કદાવર અને કાળા ઘોડાપર સજ્જ થએલો એક યોદ્ધો હતો. આ યોદ્ધાની ઢાલ પર કોઈ જાતનું ખાસ ચિહ્ન ન હતુ અને એણે અત્યાર સુધી પોતાના પર હલ્લો કરનારને સહેલાઇથી પાછા હઠાવ્યા હતા. છતાં દુશ્મનને જમીનદોસ્ત કરવામાં કે ઘા ઝીલવામાં બીલકુલ ઉત્સાહ દેખાડયો ન હતો. ટુંકામાં અત્યાર સુધી ક્રિડાયુદ્ધમાં ભાગ લેનાર યોદ્ધાને બદલે એક પ્રેક્ષકની માફક વર્તન રાખ્યુ હતું અને આથી લોકોએ *બ્લેક સ્લગાર્ડનુ ઉપનામ પણ એને આપ્યું હતું.

પોતાના સરદારને આમ ચારે બાજુએથી ઘેરાએલો જોઈ બેપરવાઇ દુર કરી તાજા ઘોડાને એડી મારી એ એકાએક " ડેસડીશાડો, મદદ આવી છે ? " એવી ગર્જના કરી મદદે આવી પહોંચ્યો. આ વખત બારીક હતો; કારણ કે જ્યારે નાવારસ વીરનર ટેમ્પલરને હફાવવામાં રોકાયો હતો ત્યારે ફ્રન્ટ–ડી–બોફ એની પાસે આવી જઇ તરવાર ઉચકી હતી. પણ આ ફટકો પડે તે પહેલાં તો " સેબલ નાઇટે " એના માથા પર મારેલો ફટકો એની લીસી ટોપી પરથી ત્રાસો થઇ ઘોડાના બખ્તર ટોપ પર એવો તો જોરથી વાગ્યો કે ઘોડો ને સ્વાર બંને પ્રહારના બળે જમીન પર સખ્ત પછડાયા. આ પછી ' સેબલ નાઇટે ' કોનીંગ્સ-બર્ગના એથેલસ્ટાઇન તરફ ઘોડો ફેરવ્યો અને ફ્રન્ટ–ડી–બોફ સાથેના યુદ્ધમાં એની તરવાર ભાંગી ગઈ હોવાથી સેકસન યોદ્ધા પાસેથી એની લડાઇની કુહાડી ઝુટવી લઇ આ શસ્ત્ર જાણે વાપરતાં સારી રીતે આવડતું હોય એટલી સહેલાઇથી એથેલસ્ટાઈનને એવો તો ફટકો લગાવ્યો કે એ મુર્છિત થઇ જમીન પર પડયો. લોકોએ એના તરફથી આવા યુદ્ધની આશા રાખી ન હોવાથી જ્યારે એણે આ યુદ્ધ સમાપ્ત કર્યું, ત્યારે એને લોકોએ ખૂબ વધાવ્યો, પણ ફરીથી પાછી એણે પોતાની અસલ ઢબ પકડી અને બ્રાયન–ડી–બૉઇ ગીલ્બર્ટની જોડે ચાય તેવી રીતે યુદ્ધ કરી આમ કે તેમ છેડો લાવવાનું સરદારને સોંપી એ રંગભૂમિના ઉત્તરના છેડા તરફ ચાલી ગયો. હવે આ

* કાળા પોષાકમાં સજ્જ થએલો એદી.

કામ પહેલાંના જેવું અઘરૂં ન હતું. ટેમ્પલરના ઘોડાને સખત ઘા થવાથી લોહી ખૂબ નીકળતું હતું. તેથી નાવારસ વીરનરના એક ફટકાથી એ પડયો. બ્રાયન ડી બૉઇ ગીલ્બર્ટ પણ ગબડયો, અને એનો પગ પેગડામાં ભરાઇ ગયો. એનો હરીફ ઘોડા પરથી નીચે ઉતર્યો અને નાગી તરવાર દુશ્મનના માથા પર હાર્યો કબુલ કરાવવા ધરી. પ્રિન્સ જોનને ટેમ્પલરના હરીફની હારવાની વખત આવી ત્યારે દયા નહોતી ઉપજી, પણ ટેમ્પલરની આવી સ્થિતિ જોઈ હાર્યો કબુલ કરાવી એની આબરૂને ધક્કો પહોંચવાનો વખત આવ્યો જોઇ દયા આવી ને તેમ થાય તે પહેલાં તો ગદા નીચે નાખી દઈ યુદ્ધ પુરૂ થયુ જાહેર કર્યું.

હવે યુદ્ધની રહી સહી નિશાનીઓ જણાતી હતી. થોડા ઘણા યોદ્ધાઓ હજી સુધી રંગભૂમિપર હાજર હતા, અને ઘણા તો યુદ્ધનો અંત જોવા થોડીવાર ઉભા રહી સરદારોના યુદ્ધથી જ હારજીતનું નક્કી થઇ રહેશે એવો વિચાર કરી ચાલ્યા ગયા હતા.

આ યુદ્ધ ચાલતું હતુ ત્યારે રંગભૂમિ પર જઈ પોતાના શેઠની સેવા કરતાં બીધેલા સિપાઈઓ હવે રંગભૂમિ પર સેવા ઉઠાવવા ગયા, અને ઘાયલ થએલા યોદ્ધાઓને પાસેના તંબુમાં તથા તેમને માટે ગામડામાં વ્યવસ્થા કરી હતી તે જગા પર ખસેડી લઈ ગયા.

આવી રીતે તે યુગમાં થએલુ એશ્બી-ડી-લા-ઝુશનું પ્રખ્યાત ક્રિડાયુદ્ધ પુરૂ થયું. એક યોદ્ધો પોતાના બખ્તરની ગરમીને લીધે ગુંગળાઇ જઇ મરી ગયો હતો. તેની સાથે મળી ચાર યોદ્ધાઓ રંગભૂમિપરજ મરણ પામ્યા, અને લગભગ ત્રીસ યોદ્ધાઓ સખત ઘાયલ થયા હતા. તેમાંના ચાર પાંચ આખરે મરણશરણ થયા. આ સિવાય બીજા ઘણાઓ અપંગ થયા હતા અને એની નિશાનીઓ મરણ પર્યંત રહી. આથી જુના ખરીતાઓમાં આ એશ્બીનું ક્રિડાયુદ્ધ અમીરી રમત તરીકે ઓળખાયું છે.

આ પછી આજના દિવસના વિજયી વીરનરનુ નામ દેવાની પ્રિન્સ જોનની ફરજ બજાવવાનો વખત આવી પહોંચ્યો.

સાધારણ લોકાએ " બ્લેક નાઇટ "નું નામ દઈ હર્ષનાદ કર્યો હતો. તેથી એણે એ નામ દીધું. આ નામ દેવામાં થએલી એની ભુલ બતાવવા નાવારસ વીરનરે આખા દિવસમાં ૭ યોદ્ધાઓને હરાવવા ઉપરાંત, સામા પક્ષના સરદારને પણ ફટકો મારી જમીનદોસ્ત કર્યાનું જણાવ્યું, અને કહ્યું કે ખરૂં જોતાં એને જ વિજયી નર ગણવો જોઇએ. પણ જો આ કાળું બખ્તર સજેલો યોધ્ધો ના આવી પહોંચ્યો હોત તો નાવારસ વીરનર અને એનો પક્ષ હારી જવાના હતા માટે બ્લેક વીરનરને જ ઇનામ મળવું જોઇએ એમ કહી પ્રિન્સ જોને પોતાનો કક્કો ખરો ઠેરવ્યો.

પણ આમ ખાસ પસદગી પામેલો વીરનર તો ત્યાંથી ક્યારનોએ ચાલી ગયો હતો એ જાણી સર્વ અચંબો પામ્યા. યુદ્ધનો અંત આવતાં ને વાર જ જે કારણથી " બ્લેક સ્લગાર્ડ "નું ઉપનામ મળ્યું હતું તે મુજબ ધીમી ચાલે, એને જંગલમાં જતી એક ગલીમાં જતો કેટલાક પ્રેક્ષકોએ જોયો હતો. બબ્બે વાર રણશીંગાના અવાજ કરી તથા ભાટ ચારણોએ ઢઢેરો પીટાવી એને બોલાવ્યા પછી એને મળેલુ ઇનામ બીજા કોને આપવું તે નક્કી કરવાનું થયું. હવે તો નાવારસ વીરનરનું નામ ન દેવામાં પ્રિન્સ જોનનું કોઇ પણ બહાનું ચાલે તેમ ન હોવાથી તે દિવસના વિજયી વીરનર તરીકે એનું નામ બોલાયું.

ભાંગી ગએલા શસ્ત્રો પડેલા અને લોહીથી ખરડાએલા મેદાનમાંથી આ નાવારસ વીરનર કને પ્રિન્સ જોનના સિંહાસન પાસે અધિકારીઓ બીજી વાર લઇ ગયા.

પ્રિન્સ જોને કહ્યું " નાવારસ વીરનર" આ નામ સિવાય તમારૂં ખરૂ નામ અમે જાણતા નથી. માટે આ જ નામથી સંબોધીએ છીએ કે ક્રિડાયુદ્ધ પ્રસંગે બીજી વાર અમે તમને માન આપએ છીએ, અને જણાવીએ છીએ કે તમારા પરાક્રમના બળે પ્રેમ અને સૌન્દર્યની રાણીના સુંદર હસ્તે આજે ફુલનો હાર પહેરવા જેટલું માન તમે મેળવ્યું છે." વીરનર સભ્યતાથી નીચો નમ્યો પણ જવાબ દીધો નહિ.

રણશીંગા ફુંકાતાં હતાં. ભાટચારણો વીરનરના શૌર્ય અને પરાક્રમના

યશોગાન ગાતા હતા. જ્યારે સુંદર યુવતીઓ પોતાના રેશમી રૂમાલો અને ભરેલા બુરખાઓ આમથી તેમ હલાવી આનંદ પ્રદર્શિત કરી રહી હતી, અને જ્યારે નાના મોટા સર્વ અમલદારો આ હર્ષનાદના પોકારોમાં સામેલ થઇ ગયા હતા ત્યારે લૅડી રૉવેના બેઠી હતી તે સિંહાસનના પગથીઆ આગળ નાવારસ વીરનરને લઈને આવી પહોંચ્યા.

આ સિંહાસનના છેક નીચલા પગથીયાંપર યોદ્ધાને ઘુંટણીએ પડવાનું કહેવામાં આવ્યું. યુદ્ધ પુરૂં થયા પછીની એની વર્તણુક તદ્દન બદલાઇ ગઇ હતી અને પોતાની મરજી અનુસાર કાંઇ વર્તન ચલાવવાને બદલે આજ્ઞાધીન થયો જણાતો હતો. જ્યારે રંગભૂમિપરથી એને બીજી વાર લઈ ગયા ત્યારે એણે એકાદ લથડીયુ પણ ખાધુ હતુ. આકર્ષક રીતે અને કાંઇક મોભો સાચવતી હોય તેમ દમામથી નીચે ઉતરી જેવી રોવેના યોદ્ધાની ટોપીપર પોતે ઝાલી રાખેલી માળા પહેરાવવા જતી હતી કે તરતજ અધિકારીઓ એકે અવાજે બોલી ઉઠયા "એમ ન થાય, માથું ખુલ્લું કરવું જ જોઈએ." અતિશય ધીમેથી વીરનર કાંઇક બોલ્યો, પણ અવાજ સિવાય કાંઇ જ સંભળાયુ નહિ. એના કહેવાનો ભાવાર્થ ટોપી ઉતારશો નહિ એટલોજ હતો. રૂઢીના બંધનને લીધે કે કયાં તો જાણવાની ઉત્સુકતાને લીધે એના આ કહેવાને અધિકારીઓએ ન ગણકારતાં, એના ટોપીના ને છાતીના પટા વચ્ચેની પટીઓ કાપી નાંખી એનું માથું ખુલ્લુ કર્યું. ટોપી ખસી કે સુંદર ઘાટના પણ સૂર્યના તાપથી શ્યામ પડેલા ગુચ્છાદાર સુવાળા વાળવાળા પચીશ વર્ષના યુવાનનું ઘાટીલુ મોં નજરે પડયું. એનો ચહેરો સફેદ રૂની પુણી જેવો ફીકકો પડી ગયો હતો, અને એક બે જગ્યાએ લોહી પણ નીકળ્યુ હતું.

રૉવેનાએ એ ચહેરો જોઇ એક ધીમી ચીસ પાડી, પણ સર્વ બળ એકઠુ કરી મન મજબુત કર્યું, અને પ્રબળ લાગણીઓ ઉભરાઈ જવાથી એનું આખું અંગ ધ્રુજી ઉઠયુ. છતાં આગળ જવા પ્રયત્ન કર્યો ને તે દિવસના ઇનામ ખાતર સર્જાએલી સુંદર માળા નીચે નમેલા માથા પર પહેરાવીને સ્પષ્ટ અને ચોખ્ખા અવાજથી નીચેના શબ્દો કહ્યા. "આજના

યુદ્ધ પ્રસગે વિજયી નીવડનારને ઇનામ તરીકે આપવાની આ માળા 'વીરનર' હુ તમને પહેરાવું છું." આટલું કહી એક પળ અટકી એણે હિંમતથી કહ્યું "અને આ માળાને યોગ્ય, તમારા કરતાં કોઇ વધારે પરાક્રમી ને કુશળ વીરનર થયો સાંભળ્યો નથી."

વીરનરે માથુ નમાવ્યુ અને પોતાના પરાક્રમની કદર બુજનાર સુંદર રાણીના હાથને ચુંબન કરી એના પગ આગળ વધારે વાંકો વળી બેભાન થઇને પડયો.

આ જોઇ સર્વનાં ગાત્ર ઢીલાં થઇ ગયાં, પોતાના દેશનિકાલ કરેલા પુત્રને જોઇ દિગમૂઢ થઇ ગએલો સેડ્રીક રૅાવેનાથી એને છુટો પાડવાના ઇરાદાથી આગળ ધસી આવ્યો. પણ મેદાનના અધિકારીઓ આઇવેન્હોની મુર્છાનું કારણ જાણતાં જ એને લઇ ગયા અને બખ્તર વગેરે જલદીથી કાઢી નાંખ્યું ત્યારે એક ભાલાની અણીએ છાતીના કવચમાં પેસી જઇ એના પડખામાં મોટો ઘા કર્યો છે એમ જણાયું.



# પ્રકરણ ૧૩ મું.

આઈવેન્હોનું નામ જાહેર થતાંને વાર જ જેટલી આતુરતાથી લોકો સાંભળે ને કહે તેટલી ઝડપની એકથી બીજે ને બીજાથી ત્રીજાને મોઢે જઈ સર્વત્ર હકીકત પ્રસરી ગઈ. પ્રિન્સ જોન અને એના માણસોમાં પણ આ નામ પ્રસરતાં વાર લાગી નહિ. પ્રિન્સ જોનનો ચ્હેરો આ નામ સાંભળતાને વાર શ્યામ પડી ગયો. પણ પોતાના અમીર વર્ગ તરફ ફરીને કાંઇક તિરસ્કારથી એ બોલ્યોઃ " મારા ઉમરાવો અને ખાસ કરીને સર પ્રાયર આપણા વિદ્વાનો કહે છે કે કેટલાકની તરફ આપણને સ્વાભાવિક અણગમો હોય છે, ત્યારે કેટલાકની સામુ આકર્ષણ થાય છે ને વિષે શુ ધાર્યું ? જ્યારે બખ્તર સજેલો વીરનર કોણ હશે તેની મને કલ્પનાએ ન હતી ત્યારે પણ મને મારા ભાઈનો ખાસ ચેલો હાજર હોય એવું લાગ્યું હતુ. "

ક્રિડાયુદ્ધમાં માનપ્રદ ભાગ ભજવી, ઢાલ ને ટોપી ઉતારીને પ્રિન્સ જોનના અનુયાયી વર્ગમા આવીને હાજર થએલા ડી-બ્રાસીએ કહ્યું, " ફ્રન્ટ-ડી-બોફ આઇવેન્હોની જાગીર પાછી આપી દેવા તૈયાર થવું પડશે. "

" હા. " વોલ્ડીમા ફીટઝુર્સે જવાબ આપ્યો, " આ પરાક્રમી વીરનર ! રીચર્ડે બક્ષીસ કરેલો અને એમની ગેરહાજરીમાં તમો નામદારે ફ્રન્ટ-ડી-બોફને આપેલો કિલ્લો અને જાગીર પાછાં મેળવશે ખરો. "

જોને કહ્યું, " ફ્રન્ટ-ડી-બોફ આ કિલ્લો આપી દે એવો માણસ નથી. એ તો ઉલટું એવા ત્રણ કિલ્લા કબજે કરી લે એવો છે, અને વળી મહેરબાનો હું એટલું તો માનીજ લઉ છું કે આ રાજ્યની માલીકીની જાગીર મારા હુકમનો અનાદર કરનાર અને આવા લડાયક પ્રસગે હાજર ન રહેનાર રખડતા વીરનર પાસેથી પાછી લઇ લઇ મારી

સેવા ઉઠાવતાં અને વખત આવે લડાયક સેવા બજાવવા તત્પર વીરનરને આપવાનો મને હક છે."

પ્રિન્સે ધારણ કરેલો આ હક્ક ખોટો છે એમ કહેવામાં ત્યાં રહેલા કોઇનો પણ લાભ સમાએલો નહોતો. "ઉદાર પ્રિન્સ! પોતાના નિમકહલાલ અનુયાયીઓને આવા ઉત્તમ બદલા આપો! ભલા અને ઉદાર લોર્ડ!"

રીચર્ડ રાજાના પ્રિય સરદારો અને અનુયાયીઓને આપેલી જાગીરો ને વતનો જે અત્યારસુધી પોતાને ન મળ્યા હોય તો મેળવવા ઇચ્છનાર જોનના અનુયાયીઓએ ઉપરના શબ્દો ઉચ્ચાર્યા. સર્વના આ મતને ઉપ-મહંત એયમરે ટેકો આપ્યો છતાં એ એટલું બોલ્યો કે, "પવિત્ર જેરૂસલેમ કાંઈ પરદેશ કહેવાય નહિ, એ તો સર્વ ખ્રીસ્તીઓની માતૃભૂમિ છે, પણ મને ખાતરીલાયક ખબરો મળી હતી, તે મુજબ તો રીચર્ડ રાજાના ધર્માર્થે યુધ્ધે ચડેલા યોદ્ધાઓ આસ્કેલોન શહેરથી આગળ ગયા જ નહોતા. આપણે બધા જાણીએ છીએ કે આસ્કેલોનમાં ફીલીસ્ટાઇન લોકો વસે છે ને એ પવિત્ર દેશથી ઘણું દૂર છે, એટલે ત્યાં જનાર આઇવેન્હો એનું આ વતન પાછું શી રીતે માગી શકે?"

ઉત્કંઠાને લીધે આઇવેનહો જ્યાં પડ્યો હતો ત્યાં ગએલો વોલ્ડીમાર પાછો આવી પહોંચ્યો હતો. તેણે કહ્યું, "આપ નામદારને આ બળવીરથી બીવાનું કાંઇ કારણ નથી અને ફ્રન્ટ-ડી-બોફ એને મળેલી બક્ષીસનો નિરાંતે ઉપયોગ કરી શકશે—આ વીરનર સખ્ત રીતે ઘાયલ થયો છે."

પ્રિન્સ જોને કહ્યું, "એનું જે થવાનું હોય તે થાય પણ આજે યુદ્ધમાં એ વિજયી નીવડ્યો છે, એની સાથે આપણને આથી દશગણી દુશ્મનાઇ હોય અથવા આપણા ભાઇનો એ ખાસ મિત્ર હોય તો પણ એના જખમની સંભાળ લેવી જોઇએ—આપણા પોતાના વૈદ્યનાં હાથ નીચે એને મૂકવો જોઈએ."

પ્રિન્સ જ્યારે આ શબ્દ બોલ્યા ત્યારે કાંઈ નિર્દયતાભર્યું હાસ્ય એના ચ્હેરા પર પથરાઇ રહ્યું. વૉલ્ડીમાર ફીટ્ઝર્સે જવાબ આપ્યો કે, આઇવેનહોને તો ક્યારનોએ એના મિત્રવર્ગ રંગભૂમિપરથી લઇ ગયા છે.

એણે કહ્યું " પ્રેમ અને શૌર્યની દેવીને આજે મળેલા માનથી થનાર આરામ આમ શોકના રૂપમાં ફેરવાઇ ગયો તે જોઇ હું કાંઇક ખિન્ન થયો. એક સ્ત્રીને પોતાને રમણના સારૂ શોક કરતી જોઇને હું કાંઇ પીગળી જાઉં એમ નથી, પણ આ લૅડી રોવેનાએ પોતાના શોકને એવી રીતે શમાવી દીધો કે એના મુઠીઓ વળી ગએલા હાથ પરથી અને એની સામે પડેલા માણસ તરફ જોઈ રહેલી, આંસુ વગરની આંખો ને ધ્રુજતી પાંપણો સિવાય શોકની કોઇ પણ નિશાની એના ચહેરા પરથી જણાતી ન હોતી."

પ્રિન્સ જોને પુછ્યું, " આ લૅડી રૉવેના વિષે આપણે વાતો તો ઘણીએ કરી પણ એ છે કોણ ? "

એથમર ઉપમહતે જવાબ દીધો, " આ સેકસન સુંદરી મોટી મિલ્કતની વારસ છે. એ જાણે સુંદરતાનું ગુલાબ હોય, જવાહીરોમાંનું જવાહીર હોય, હજારો સુંદરીઓમાં સુંદર હોય, હીરાબોળના પરિમલ હોય અને કપુરની પતરીઓ હોય એવી સૌન્દર્યની મૂર્તિ છે. "

પ્રિન્સ જોને કહ્યું " સેકસન જાતિમાં જન્મી છે છતાં એને આપણે એક નોર્મન સાથે પરણાવીને ખુશી કરી નાખીશું. એ હજુ સગીર વયની જણાય છે, એટલે એનું લગ્ન કરવાનું અમારે હસ્તક છે. કેમ, ડી-બ્રાસી શું તું ધારે છે ? જેમ આ દેશના વિજેતાઓએ કર્યું તે મુજબ આ સેકસન સ્ત્રી સાથે પરણાવવા ઉપરાંત જો ઉત્તમ જમીનો અને મોટી જાગીરો મળતી હોય તો કેવું સારૂં ? "

ડી-બ્રાસીએ જવાબ દીધો, " જો મોટું વતન મળતું હોય તો પછી કન્યા તો ગમે તેવી પણ ચાલે, અને આમ થયે આપે આ નમ્ર સેવકને આપેલાં સર્વ વચનો પળાશે ને હું આપ નામદારનો હમેશનો દાસ થઇને રહીશ. "

પ્રિન્સ જોને કહ્યું, " અમે આ ભુલીશું નહિ અને હમણાં જ આપણે એ વ્યવસ્થા કરીએ. આજની સાંજની મીજબાની પ્રસંગે આપણે લૅડી રૉવેના તથા એનો વાલી જંગલી સેકસન અને આજના ક્રિડાયુદ્ધ

પ્રસંગે " બ્લેક નાઇટે " હરાવેલા સેક્સન યોદ્ધાને આમંત્રણ મોકલીશું. " એણે પોતાના અધિકારીને કહ્યું, " જેમ ડુક્કરો પાસે મોતી મુક્યાં હોય તે નકામા જાય છે, તેમજ આ સેક્સનો કોઈ પણ જાતના વિવેકને ગણકારતા નથી, છતાંએ તું એવા વિવેકથી આ આમંત્રણ કરજે કે સેક્સનોને બીજી વાર ના કહેતાં ભારે પડે. "

પ્રિન્સ આટલું બોલી રંગભૂમિપરથી સર્વને જવાની આજ્ઞા આપવાની તૈયારીમાં હતો એટલામાં કોઇએ આવી એના હાથમાં એક નાની ચીઠ્ઠી મૂકી.

ચીઠ્ઠી લાવનાર તરફ ફરી પ્રિન્સ જોને પૂછ્યું, " ક્યાંથી આવે છે ? "

એના સેવકે કહ્યું " નામદાર સાહેબ, પરદેશથી આવી છે. એ સિવાય હું કાંઇ જાણતો નથી. ફ્રાન્સના એક માણસે મને આ આપી ને કહ્યું કે એ ચીઠ્ઠી લાવવા એણે રાત અને દિવસ મુસાફરી કરી છે. "

પ્રિન્સે ચીઠ્ઠી ઉપર લખેલા શબ્દો તથા ચીઠ્ઠી બાંધેલી રેશમી પટી ચોડવા મારેલી શીલપર ધારી ધારીને જોયું, ત્યારે કમળના ત્રણ ફુલનો મુદ્રા લેખ દેખાયો. જોને દેખાઇ આવે એવી વિહ્વળતાથી ચીઠ્ઠી ઉઘાડી, અને જ્યારે અંદર લખેલા નીચેના શબ્દો વાંચ્યા ત્યારે તો એની આ વિહ્વળતા વધી ગઇઃ—

" ચેતતો રહેજે, સેતાન છુટયો છે ! "

ફાંસીની સજા જાહેર થાય ને જેમ માણસ ફીક્કો પડી જઇ જમીન તરફ જોઇ રહી, પછી મદદ માટે આકાશ તરફ જુએ તેમ પ્રિન્સે ફીક્કા પડી જઇ જોવા માંડયું. અચંબામાંથી જાગૃત થઇ વાલ્ડીમાર ફીટઝુર્સ તથા ડી–બ્રાસીને એક બાજુએ લઇ જઇ એણે એમને ચીઠ્ઠી આપી ને કંઇક ધ્રુજતા અવાજથી એ બોલ્યો, કે " આ ઉપરથી એમ જણાય છે કે મારો ભાઇ રીચર્ડ કેદખાનામાંથી છુટયો છે."

" આ કાંઇ ખોટી ખબર હશે અગર કાગળ જ બનાવટી હશે " ડી–બ્રાસીએ કહ્યું.

પ્રિન્સ જોને કહ્યું " ફ્રાન્સના રાજાના પોતાના અક્ષર છે અને એનો સિક્કો પણ છે. "

ફીટઝુર્સે કહ્યું, " ત્યારે હવે આપણે આપણા પક્ષને યોર્ક શહેર યા તો બીજે કોઇ સ્થળે એકઠો કરવો જોઇએ. થોડા દિવસ આળસ કરીશું તો પછી બહુ મોડું થઇ જશે. આ ક્રિડાયુદ્ધ વહેલું પતાવી દેવાનો આપ નામદારે હુકમ કરવો જોઇએ. "

ડી. બ્રાસીએ કહ્યું, " પણ જમીનદારોને તથા સાધારણ લોકોને એમના યોગ્ય રમત ખેલવાની તક આપી એમને સંતોષીને બંધ કરજો."

વોલ્ડીમારે કહ્યું, " હજુ દિવસ પહોંચે એમ છે. તીરદાજોને થોડાં તીર તાકવા દો અને ઇનામ નક્કી કરો. સેકસન વર્ગને અપાએલું પ્રિન્સનું વચન પણ આથી પળાશે. "

પ્રિન્સે કહ્યું, "વોલ્ડીમાર હું તારો ઉપકાર માનું છું. મારી જાતનું અપમાન કરનાર જમીનદારને તક આપવાની છે તેની પણ તે મને ઠીક યાદ આપી. આપણે નક્કી કર્યું હતું તે મુજબ આપણી મીજબાની પણ આજ રાત્રે ઉજવીશું. મારી સત્તાનો જો આ છેલ્લો જ દિવસ હોય તો પણ વેર લેવા અને ભોગ ભોગવી લેવામાં હું ચુસ્ત રહીશ. કાલનો દિવસ ઉગવાની સાથે નવી ચિંતાનો ભાર સહીશું. "

મેદાન પરથી વીખરાવા માંડેલા લોકોને રણશીંગાના અવાજે પાછા બોલાવ્યા અને ફરીથી ડાંડી પીટાઇ કે પ્રિન્સ જોનને ખાસ કામ આવી પડવાથી આવતી કાલનું ક્રિડાયુદ્ધ બંધ કરવુ પડશે પણ પોતાની હોંશિયારી અજમાવ્યા સિવાય તીરદાજોને નિરાશ થઈ પાછા જવું ન પડે તે માટે આવતી કાલે નિયત કરેલા તીરંદાજોના ખેલની સ્પર્ધા આજે કરવામાં આવશે અને આમાં સૌથી નિપુણ નીવડનાર તીરદાજને જંગલની આ રમતના પ્રખ્યાત ખેલાડી સેંટ હ્યુબર્ટનું પુતળું, ભરેલો રેશમનો પટો તેમ રૂપાના હાથાવાળુ રણશીંગુ ઇનામમાં મળશે.

પહેલાં તો રાજની માલીકીના ચાર્નવુડ અને નીડવુડ જંગલોનું રક્ષણ કરનારા અને એમના હાથ નીચેના માણસોમાંના ત્રિસેક તીરંદાજો આગળ આવ્યા. પણ પોતાને કોની સાથે હરીફાઇમાં ઉતરવાનું છે એ

જાણુતાં જ પોતે હારશે એમ લાગવાથી એવી હાર ખાવા કરતાં હરીફાઇમાં ઉતરવું જ નહિ એ સારૂં ગણી વીસેક તો હરીફાઇમાં ઉતર્યા સિવાય પાછા ગયા. હાલના વખતમાં જેમ ન્યુ મારકેટમાં શીખવેલા ઘોડાના ગુણો વિષે ત્યાં ગએલા માણસોને જેમ ખબર હોય છે, તેમ તે વખતમાં કુશળ તીરંદાજોની કુશળતાની ખબર માઇલોના અંતર સુધી જાહેર થતી હતી.

હજુ આઠ માણસો આ જંગલને લગતી રમતમાં ભાગ લેવા હાજર થયા હતા. પ્રિન્સ જોન આ પસંદ થએલા જમીનદારોની રમત જોવા કંઇક આગળ આવ્યો. આ જમીનદારોમાંના ઘણાએ રાજસેવકનો પોષાક પહેર્યો હતો. આ જોઈ સંતોષ પામી એણે પોતાના તિરસ્કારને પાત્ર થએલા માણસની તપાસ કરી તો એ સાંજ આગલા દિવસ જેટલી જ દૃઢતા ધરી ઉભો હતો.

પ્રિન્સ જોને કહ્યું, "અલ્યા, તારી અવિચારી અને બડાઇખોર વાતો પરથી જ મને લાગ્યુ હતું કે તુ ખરો ધનુર્ધારી નથી, અને પેલા આનંદી તીરંદાજો સાથે હરીફાઇ કરવાની તારામાં હિંમત હોય એમ જણાતુ નથી."

"વધારે બોલાય તો માફ કરજો, પણ સાહેબ ધનુષ્ય ન ધરવાનું મારૂં કારણ મળનાર હાર અને એને અંગે થતા અપમાનની બીક નથી, પણ બીજુંજ છે" જમીનદારે જવાબ આપ્યો.

પ્રિન્સ જોનને કોણ જાણે શાથી, પણ આ માણસ વિષે માહિતી મેળવવાની ઇચ્છા થઈ હતી તેથી એણે પૂછ્યુ, "તારૂં બીજું કારણ શું છે?"

આ શિકારીએ કહ્યું, "એટલું જ છે કે આ જમીનદારોની અને મારી તાકવાની નેમ એક સરખી છે કે નહિ તેની મને ખબર નથી. અને વળી આપ નામદારની મારા પર વગર કારણે કફા મરજી થઇ તો છે જ, તો આજનુ ત્રીજું ઇનામ પણ તમને જેના પર કફામરજી છે તેને મળે તે સારૂં નહિ."

"અલ્યા તારૂં નામ શું?" પ્રિન્સ જોને રાતાપીળા થઈ જઇ પૂછ્યુ.

એણે જવાબ આપ્યો, " લોક્સલી. "

પ્રિન્સે કહ્યું, " આ લોકો એમની શક્તિનુ બળ અજમાવી જુએ પછી લોક્સલી, તુ ધનુષ્ય ધરજે. જો તને ઇનામ મળશે તો હું વીસ *નોબલ વધારેના આપીશ, પણ જો તું નેમ ચુકીશ તો તે આ સર્વ બડાઇ મારી છે માટે તારા લીન્કનમાં બનાવેલાં લીલાં કપડાં ઉતરાવી આ તીરની દોરીવતી ચાબુકો મારી કાઢી મૂકાવીશ. "

તીરંદાજે કહ્યું, "અને આ સરતે જો હુ ધનુષ્ય ધરવાની ના કહું તો ?—આટલા બધા લસ્કરી અનુયાયીઓના સાથ હોવાથી આપ નામદાર મને ચાબુકો મરાવી શકશો ખરા પણ મારી પાસે ધનુષ્ય નહિ પકડાવી શકો."

પ્રિન્સ જોને કહ્યું, "જો તુ મારી આ માગણીનો સ્વીકાર નહિ કરે તો રંગભૂમિના અધિકારીઓ તારા તીરની દોરી કાપી નાંખશે, તારૂં તીરકામઠું ભાંગી નાખશે અને અહીંથી એક નામરદ બીકણ ગણી હાંકી મુકશે,"

જમીનદારે કહ્યું, " મગરૂબ પ્રિન્સ, તમે મને લીસ્ટર અને સ્ટેફોર્ડ-શાયરના હોશિયાર તીરંદાજો સાથે હરીફાઇ કરવાનું કહો છો, અને જો હું એમાં હારૂં તો શિક્ષા કરી મારૂ આવી રીતે અપમાન કરવા ઇચ્છો છો, તે તમારી સરત ન્યાયપૂર્ણ ન કહેવાય. છતાંએ હું તમારો હુકમ માન્ય રાખીશ."

પ્રિન્સ જોને કહ્યું, "સિપાઇઓ ચેતતા રહેજો, એનું હૃદય હારી ગયું છે-મને લાગે છે કે એ કદાચ આ હરીફાઇમાંથી છટકી જવા પ્રયત્ન કરશે-અને તમે બહાદુર માણસો, જો બરાબર તીર તાકશો તો ઇનામ વહેંચાશે. પછી પેલા તંબુમા તમારે સારૂ દારૂના પીપ અને હરણનું માંસ તૈયાર રાખ્યું છે."

રંગભૂમિના દક્ષિણ ભાગ તરફ એક નિશાન લટકાવવામાં આવ્યું. દક્ષિણ તરફના દરવાજા આગળ સર્વ હરીફ તીરંદાજો ક્રમવાર ગોઠવાઈ

---

* નોબલ એટલે છ શિલીંગ અને આઠ પેન્સ જેટલી કિંમત.

ગયા, ત્યાંથી લટકાવેલા નિશાન વચ્ચેનું અંતર તીરંદાજોની કુશળતા જોવા જોઇએ તેટલું લાંબુ હતુ. કોણે પહેલાં તાકવું ને ચીઠ્ઠીઓ નખાઇ પહેલેથી નક્કી થઇ ગયુ હતું, અને દરેકને ત્રણ વાર તાકવાનો હક્ક મળ્યો હતો. વીરનરોના યુદ્ધપર દેખરેખ રાખનાર અધિકારીઓ, આ જમીનદારોની રમતો પર દેખરેખ રાખવા નીમ્યા હતા.

એક પછી એક જમીનદારે આગળ આવી હોંશિયારીથી ને કુશળ તિરંદાજોને શોભે તેવી રીતે હિંમતથી તીરો તાકયા, વારાફરતી તકાએલા ચોવીશ તીરોમાંના દશ નિશાન પર ચોંટી ગયા, અને બાકીના નિશાનની એટલે પાસે આવી લાગ્યા હતા કે એ તીરંદાજો પ્રવીણ છે એમ મનાયું. આ દશ તીરોમાંથી માલવોઇઝીમના જંગલની દેખરેખ રાખનાર હ્યુબર્ટે મારેલાં બે તીરો અંદરના ચક્કર પર ચોંટયા હતા તેથી એ વિજયી ગણાયો.

પ્રિન્સ જોને બહાદુર જમીનદાર તરફ ફરી કરડાકીથી હસીને કહ્યુ, "કેમ લૉક્ષલી, હવે તું હ્યુબર્ટની હરીફાઇમાં ઉતરે છે કે આ અધિકારીઓના ચાબખા ખાવા અને તારૂં તીરકામઠુ આપી દેવા ઇચ્છે છે?"

લૉક્ષલીએ કહ્યું, "એ કર્યા સિવાય મારો છુટકો નથી. એટલે હું મારૂં ભાગ્ય અજમાવીશ, પણ હ્યુબર્ટના તીરની પાસે હુ બે તીર તાકીશ ને પછી હું જે કહું તે તીરપર હ્યુબર્ટ તીર તાકે એ સરત કબુલ હોય તો જ."

પ્રિન્સ જોને કહ્યું, "તારી આ માગણી યોગ્ય છે એટલે અમારે કબુલ છે. હ્યુબર્ટ, જો તુ આ ફુલણજીઆને હરાવીશ તો તારૂં રણશીંગુ ભરીને રૂપાની પેનીઓ બક્ષીશ કરીશ."

હ્યુબર્ટે કહ્યું, "દરેક માણસ પોતાની શક્તિથી થાય એટલું કરી શકે, પણ મારા દાદા લાંબે સુધી તીર તાકવામાં હોશિયાર હતા, અને એમના નામને એબ લગાડવાની મારી ઉમેદ નથી."

પહેલાં લટકાવેલું નિશાન ખસેડી લઈ, નવું નિશાન લટકાવ્યું.

પહેલી હરીફાઈમાં હ્યુબર્ટે જીત મેળવી હોવાથી પહેલો તાકવાનો હક્ક એનો હતો, અને હ્યુબર્ટે વાંકુ વાળેલું કામઠું અને દોરીપર ચઢાવેલું તીર હાથમાં ઝાલી, આંખવતી નિશાન વચ્ચેના અંતરનું માપ કાઢવા ઘણો વિચાર કર્યો. આખરે એક પગલુ આગળ આવી ધનુષ્યનો વચલો ભાગ પોતાના મોઢાની સપાટી જેટલો ઉંચો કરી ધનુષ્યની દોરી કાન સુધી ખેંચી. સુસવાટાના અવાજ કરતું તીર, નિશાનના અંદરના ચક્કર પર ચોંટયું ખરૂં પણ બરાબર મધ્યમાં ન લાગ્યું.

એના હરીફે કહ્યું, "પવનના દબાણનો વિચાર કરીને જો તેં તીર ફેંક્યું હોત તો તારૂં તીર કદાચ મધ્યમાં લાગત."

આટલું કહી નેમ તાકવાનો જરીએ વિચાર કરવા અટકયા વગર નીમેલી જગ્યાએ આવી જાણે નિશાન કયાં છે, તેની દરકાર ન કરતો હોય તેમ તીર ફેંકયુ. જ્યારે કામઠામાંથી તીરનો છેડો નીકળ્યો, ત્યારે તો એ વાત કરતો હતો. એનું તીર હ્યુબર્ટ કરતાં ચક્કરની બે ઇંચ વધારે પાસે ચોંટયું.

પ્રિન્સ જોને હ્યુબર્ટને કહ્યું, " સ્વર્ગના સોગદ ખાઇને કહું છું કે જો આ બામટાને તું જીતવા દઇશ તો તને ફાંસીએ લટકાવવો પડશે."

હ્યુબર્ટ હાજર જવાબી હતો. એ બોલ્યોઃ " આપ નામદાર મને ફાંસી દેશો તોએ હું તો મારી શક્તિ હશે તેટલુ જ કરી શકીશ. પણ મારા દાદાએ—"

જોન વચમાં બોલી ઉઠયો, " તારા દાદા અને એના આખા વંશને સેતાન હેરાન કરો. તીર તાક અને તારી સર્વ શક્તિ વાપરીને તીર તાક, બાકી યાદ રાખજે કે આજ તારૂં આવું બન્યુ છે. "

આ ચેતવણી મળ્યા પછી હ્યુબર્ટે પોતાના હરીફે આપેલી શિખામણ ધ્યાનમાં રાખી પવનની ધીમી લહેરેની ગણત્રી કરીને એવી કુશળતાથી તીર તાક્યું કે બરાબર મધ્યમાં ચોટ લાગી.

સર્વ પ્રેક્ષક વર્ગ અજાણ્યા તીરંદાજ કરતાં જાણીતાની જીત થતી જોઈ ખુશ થઈ પોકારી ઉઠયો કે, " હ્યુબર્ટ જીત્યો ! હ્યુબર્ટ જીત્યો ! ચોટ મધ્યમાં લાગી–બરાબર મધ્યમાં–હ્યુબર્ટ ઘણું જીવો ! "

કાંઇક અપમાન સૂચિત હાસ્ય કરી પ્રિન્સ જોને કહ્યું, " નિશાન તાકવામાં આના કરતાં વધારે કુશળતા તું બતાવી નહિ શકે. "

લોક્ષલીએ કહ્યુ, " એના નિશાનની બરાબર ઉપર તાકી ચુરેચુરા કરી નાંખીશ. "

" પહેલાં કરતાં કઇક વધારે ધ્યાન આપી તીર એવી રીતે તાકયું કે હરીફના તીરના ચુરેચુરા કરી નાંખ્યા. જોવા ઉભેલા લોકો આ કુશળતા જોઇ એટલા તો અજાયબ થઇ ગયા કે એમની હંમેશની રીત મુજબ તાળીઓ પણ પાડી ન શકયા. અંદર અંદર જમીનદારોએ વાત કરી કે " આ કાંઇ માંસ સ્નાયુઓનો બનેલો માણસ નથી, પણ સેતાન હોય એમ લાગે છે. ઈંગ્લાંડમાં આટલા વખતથી તીરકામઠાં વપરાય છે, પણ તીરંદાજીમાં આવી કુશળતા કદી જોઈ સાંભળી નથી. "

લોક્ષલીએ કહ્યું, " આપ નામદાર જો રજા આપો તો ઉત્તરના પ્રદેશમાં જે પ્રમાણે નિશાન રોપાય છે તેમ રોપુ, અને પોતાની પ્રિયાને હસતી જોવાની ઇચ્છા રાખનાર દરેક બહાદુર તીરંદાજને તીર તાકવાનું આમંત્રણ કરૂં. "

આ પછી રંગભૂમિપરથી બહાર જતો હોય તેમ ફર્યો ને કહ્યું, " જો તમારી ઇચ્છા હોય તો બે સિપાઇઓને મારી સાથે મોકલો, હું તો ફક્ત પાસેના ઝાડની સીધી ડાળી તોડી લાવવા જાઉં છું. "

જોને રખેને એ નાશી જાય એ બીકે પોતાના સીપાઇઓને એની પાછળ જવાનું કહ્યું, પણ લોકોએ શરમ છે ! શરમ છે ! ના પોકારો કર્યા તેથી પોતાનો અણઘટતો હુકમ પાછો ખેચી લીધો.

એક પળની અંદર જ માણસના અંગુઠા કરતાં જાડી, સીધી અને

૭ ફીટ લાંબી ડાળી લઇને લોક્ષલી પાછો આવ્યો, ગભીર મુખ રાખી ડાળની છાલ, કાઢતાં કાઢતાં એણે કહ્યું કે, " આના કરતાં વધારે પહોળા નિશાનપર તાકવું તે તો બહાદુર જમીનદારોનું અપમાન કરવા જેવું છે. હુ પોતે જે દેશમાં ઉછર્યો છું તેની વાત કહું તો અમારા માણસો સાઠ માણસો બેઠેલા આર્થર રાજાના ટેબલના નિશાનપર તાકવા તૈયાર થઈ જાય. આપેલા નિશાનપર સાત વર્ષનો છોકરો પણ હલકુ તીર તાકી શકે." વળી રંગભૂમિના બીજા છેડાપર વિચાર કરતાં કરતાં જઇ જમીનમાં સીધી ડાળી દાટતાં દાટતાં એણે કહ્યુ કે, " આ નિશાનથી સો વાર દૂર રહી આ નિશાન અદલ રીતે જે તાકી શકશે તેને હું બળવીર રીચર્ડ રાજાની સમક્ષ તીર કામઠુ લઇને ઉભો રહી શકે એવો કુશળ ધનુર્ધારી ગણું."

હ્યુબર્ટે કહ્યું, " મારા દાદાએ હેસ્ટીંગ્સની લડાઇમાં તીરો ફેંક્યાં હતાં અને એમની આખી જીંદગીમાં આવાં નિશાનોપર એમણે કદી તીર તાક્યુ નથી ને હુ તાકવાનો નથી. જો આ તીરંદાજ આ લાકડીમાં તીર તાકી શકે તો હુ મારી ચામડાની ઢાલ એને આપી દઇશ—અરે એના શરીરમાં ભૂત ભરાયુ હોય તોજ આવું કરી શકે, બાકી કોઇ માણસની શક્તિથી આ થઈ શકે એવુ નથી. દરેક માણસ પોતાની શક્તિથી થાય એટલું કરી શકે અને હુ જાણું છું કે મારાથી જે કામ નથી થવાનું તે હુ કદી કરવાનો નથી, આપણા ધર્મગુરૂના ચપ્પુના છેડાપર ઘઉંના ફુડાપર સૂર્યના કિરણપર યા તો ભાગ્યે જ જણાય એવી સફેદ ઉડતી ચીજપર તાકવા જેવુ આ કામ છે."

" બાયલા, હીચકારા ?" પ્રિન્સ જોને કહ્યુ. " લુચ્ચા લોક્ષલી, ચાલ. જો ! તું નિશાન તાક તો, જો તું આ નિશાન તાકી શકીશ તો અમે કહીશું કે તારા જેવી કુશળતા આગળ કોઇએ દાખવી નથી. એ ગમે તે થશે પણ આવી બોલવાની છટા બતાવવાથી અમે કાંઇ તારા પર ખુશ થઇ જવાના નથી."

લોક્ષલીએ કહ્યું, " હ્યુબર્ટ કહે છે કે તેમ હું મારાથી બનતું કરીશ, એથી વધારે કોઇપણ માણસ ક્યાંથી કરી શકે ?"

આટલું કહી એણે ફરીથી પોતાનું કામઠું વાપર્યું, અને પોતાના હથિયાર બરાબર છે કે નહિ તે ધ્યાનથી તપાસી આગળ એ વખત વાપરવાથી ઘસાઇ જવાથી બરાબર ગોળાકારમાં ન રહેતી દોરી બદલી નાખી, એણે જ્યારે નેમ તાકવા વિચાર કરવા માંડયો ત્યારે લોકો એકી શ્વાસે પરિણામ શું આવશે તે જોવા તત્પર થઇને ઉભા રહ્યા. એમણે ધનુર્ધારી માટે બાંધેલો મત ખરો પડયો. જે નિશાન પર નેમ તાકી હતી તે ડાળીના ચુરેચુરા ઉડી ગયા. લોકોએ આનંદના પોકારો કર્યા. લોક્ષલીની આ કુશળતાપર ખુશ થઈ જવાથી પ્રિન્સ જોન પણ થોડો પળ સુધી એના પ્રત્યેનો તિરસ્કાર ભુલી ગયો એણે કહ્યું "તે બહાદુરીથી મેળવેલુ આ રણશીંગડુ અને વીસ નોબલ તો તારાં થઇ ચૂકયાં છે. જો તું અમારા અંગરક્ષક થવાનુ કબુલ કરી અમારી નોકરી સ્વીકારે તો વીસને બદલે પચીશ નોબલો અમે આપીએ. તીર કામઠું વાપરવામાં જરૂર પડતાં બાહુબળ અને ઝીણીને સ્પષ્ટ નજર ઠેરવવામાં તારા કરતાં કોઇ તીરદાજ થયો હોય એવું અમે તો સાંભળ્યું નથી."

લોક્ષલીએ કહ્યું, "માફ કરજો ઉદાર પ્રિન્સ, પણ મે સોગંદ ખાધા છે કે જો કદી નોકરી કરૂ તો તમારા ભાઇ રાજા રીચર્ડની જ કરૂ. એના દાદાએ હેસ્ટીંગ્સની લડાઈ વખતે તીર તાકવામાં જેવી કુશળતા જણાવી હતી, તેવી કુશળતાથી આજે હ્યુબર્ટે તીર તાક્યું છે. માટે આ વીસ નોબલો એને આપીશ. શરમને લીધે એણે આ નિશાન તાકવાની આનાકાની કરી, પણ જો એણે તાક્યુ હોત તો મારી ખાત્રી છે કે મારી માફક જ એ પણ જીતત."

હ્યુબર્ટે આ અજાણ્યા માણસ પાસેથી આ બક્ષીશ લેતાં પહેલાં કંઇક નામરજી જણાવી અને વધારે વખત સર્વની વચમાં હાજર રહેવા ન ઇચ્છનાર લોક્ષલી લોકોના ટોળામાં ભરાઇ ગયો તે પછી દેખાયોજ નહિ.

જોનનું મન જો બીજી વધારે ફીકરમંદ અને વધારે જરૂરી વિચારમાં રોકાયું ન હોત તો કદાચ આ વિજયી તીરદાજ આમ એની નજર ચુકાવી જઇ શકત નહિ. રંગભૂમિ પરથી સર્વને વિખેરાઇ જવાની આજ્ઞા

આપી, પોતાના ખાસ હજુરીઆને બોલાવી દોડતે ઘોડે યોર્ક શહેરમાં જઈ આઇઝાક જ્યુને શોધી કાઢવાની આજ્ઞા કરી. એણે કહ્યું, "આ હીચકારાને કહેજે કે સૂર્યાસ્ત થતાં પહેલાં બેહજાર ક્રાઉન મને મોકલી આપે. જામીનગીરીની એને ખબર તો છેજ. પણ પુરાવા સારૂ આ ચીટી લઈ જા, અને બાકીના પૈસા મને ૭ દિવસની અંદર યોર્કમાં આપે, એમ કહેજે. જો એ આમાંથી ચૂકશે તો હુ એનો શિરચ્છેદ કરાવીશ. આજે ક્રિડા યુદ્ધમાં લોકોને લૂટી મેળવેલા પૈસાથી ભપકાદાર કપડાં પહેરી એ આવ્યો હતો, તેથી રસ્તામાં જતાં એને ઓળખવામાં વાંધો નહિ આવે.



# પ્રકરણ ૧૪ મું.

પ્રિન્સ જોને આ મહત્વની મીજબાની એશ્બીના કિલ્લામાં આપી હતી. ઈંગ્લાંડના હાઇ ચેન્સેલરની પદવીધર લોર્ડ હેસ્ટીંગ્સે બંધાવેલો અને રાજા ત્રીજા રીચર્ડના જુલમનો ભોગ થઇ પડનાર કિલ્લો ઇતિહાસની નજરે જેટલો પકાયો છે, તેના કરતાં શેકસીપીયરના નાટકમાં સારો પકાયો છે. આ કિલ્લાના ખડેરો જોવા હજુ પણ ઘણા મુસાફરો જાય છે. આ કિલ્લો પ્રિન્સ જોને જે કિલ્લામાં મીજબાની આપી હતી તેના કરતાં ઘણાં વર્ષો પછી બંધાયો હતો. આ વખતે આ કિલ્લો અને એશ્બી શહેર, ' પવિત્ર દેશ 'માં ગએલા વીન્ચેસ્ટરના અર્લ રૉજર ડી. ક્વીન્સની માલિકીનાં હતાં. પોતાને હક્ક છે કે નહિ તેનો વિચાર કર્યા વગર પ્રિન્સ જોને હાલ એ કિલ્લાનો કબજો લીધો હતો, અને એમાં રહેતા સર્વ માણસોને કાઢી મુકયા હતા. પોતાની આગતાસ્વાગતા તથા પોતાનો ભપકો બતાવી લોકોની આંખો આંજી નાખવાના ઉદ્દેશથી મીજબાની જેટલી બને તેટલી ભવ્ય અને ખર્ચાળ બનાવવાના હુકમ એ આપી ચુક્યો હતો.

રાજાના હુકમનો આ અને બીજા પ્રસંગોએ પુરજ્ઞુટથી લાભ લેતાં રસોઇઆએ રાજાના ટેબલ પર કામ લાગે એવી દરેક ચીજો પ્રજા પાસેથી ઉઘરાવી આણવામાં કચાશ રાખી ન હતી. પરોણાઓને મોટી સંખ્યામાં આમત્ર્યા હતા, અને પ્રિન્સ જોનને અમીર ઉમરાવ વર્ગની પ્રીતિ સપાદન કરવાનો વિચાર હોવાથી પડોશમા રહેતા નોર્મન સરદારો અને અમીરોને આમંત્રવા ઉપરાંત નામીચા ગણાતા સેકસન અને ડેનીશ કુટુંબોને પણ નોતર્યાં હતાં. સાધારણ પ્રસગોએ આ એગ્લો–સેકસનોને તુચ્છકારતો હતો છતાં પોતાના ભાઈ સાથે લડાઈ કરવાના પાસે આવતા જતા પ્રસંગે એમની મદદ વગર ચાલે એમ ન હતું, તેથી જ એમને નોતર્યા હતા.

આ વિચારને લીધે, થોડી વાર સુધી તો આ સાધારણ રીતે ન

આવતાં પરોણાઓ તરફ પ્રિન્સ જોને કાંઇક સભ્યતા રાખી. પણ પ્રિન્સ જોનના મગરૂબ અને તોરીલા સ્વભાવને લીધે ડોળ કરીને તેમ લાગણીઓને વશ રાખીને ઉભી કરેલી સારી અસરોનો નાશ થઈ જતો હતો.

અગ્રેજ રાજ્યની સત્તા નીચે આયર્લેંડ આવ્યું અને આ નવા અને મોટા દેશની વસ્તીપર સારી છાપ બેસાડવા જ્યારે એના બાપ હેનરી બીજાએ એને આયર્લેન્ડ મોકલ્યો, ત્યારે આ પોતાના અસ્થિર સ્વભાવને એણે સારી રીતે દેખાડી આપ્યો હતો. આ વખતે આયર્લેન્ડના સરદારોમા પ્રિન્સ જોનને સૌથી પહેલા ચુમી કરી પોતાનો પુજ્યભાવ બતાવવા અંદર અદર સરસાઇ થઇ હતી, પણ એમની આ સલામો સભ્યતાથી સ્વીકારવાને બદલે પ્રિન્સ જોન તથા એના મીજાસી અનુયાયીઓ, આ આયરીશ સરદારોની લાંબી દાઢી ખેંચવાનુ મન થયું તે રોકી ન શકયા અને સાધારણ બને તેમ આ વર્તનથી આ અધિકારીઓને અપમાન લાગ્યું ને અગ્રેજોને આયર્લાંડમાં રાજ્ય કરવું મુશ્કેલ થઈ પડયું. વાચનારને આજની રાત્રે એણે રાખેલુ વર્તન બરાબર સમજવા, એના સ્વભાવમાં રહેલો આ પરસ્પર વિરોધ જાણવો જરૂરનો છે.

શાંત મને કરેલા વિચારની રૂએ પ્રિન્સ જોને સેડ્રીક તથા એથેલસ્ટાઇનને ખાસ માન આપી આવકાર આપ્યો, અને જ્યારે સેડ્રીકે તબીયત નરમ હોવાથી લેડી રૉવેના આ આમંત્રણ સ્વીકારી નથી શકયાં, એમ કહ્યું ત્યારે એમના ન આવવાથી પોતાને દીલગીરી થઈ છે, એમ કાંઇપણ ગુસ્સો બતાવ્યા વગર જણાવ્યું. સેડ્રીક અને એથેલસ્ટાઇને અસલની સેકસન ઢબ મુજબ કપડા પહેર્યાં હતાં. આ કપડાં ધાટમાં સુંદર હતાં, અને આવા ઉત્સવને વખતે પહેરવાનાં હોવાથી કિંમતી હતાં છતાં અસલી ધાટનાં હોઇ બીજા પરોણાઓ કરતાં જુદાં જણાઇ આવતાં હતાં. આ તે વખતની ફેશનની વિરૂદ્ધ પહેરેલાં કપડાં જોઇ પોતે હસ્યો નહિ તેથી પ્રિન્સ જોને

ફીટઝુર્સ આગળ શેખી મારી. નોર્મનોએ ગાડાવાળાઓના ઝુલતા ડગલા જેવી એક લાંબી બડી પર ટાઢ પણ ન શમે ને વરસાદથી પણ ન બચાવે એવો, અને દરજીએ કરામત કરી મુકી શકાય એટલાં રૂવાં, ભરતકામ, તથા કસબી કામ કરેલો ખાસ ટુંકો ને સાંકડો ઝબ્બો પહેર્યો હતો. એમના આ પહેરવેશ કરતાં સેક્સનોની બધબેસતી બડી, અને લાંબા ઝબ્બાનો પહેરવેશ વધારે સગવડભર્યો ને ખુબીવાળો જણાતો હતો. મહારાજા શારલેમનના વખતમાં આ ટુંકા ઝબ્બા પહેરવાની રૂઢી દાખલ થઇ હતી, અને આ રૂઢીને લીધે ઉપજતી અગવડો એ બરાબર સમજતો હતો. એ કહેતો કે " પરમેશ્વરનું નામ લઇને પુછું છું કે આ ટુંકા ઝબ્બા શા માટે પહેરાય છે ? પથારીમાં સુઇએ તો રક્ષણ મળતું નથી, ઘોડા પર જઇએ છીએ ત્યારે પવન અને વરસાદથી આપણો બચાવ થતો નથી, અને જ્યારે બેસીએ છીએ ત્યારે શરદી તથા ઝાકળથી ઠરી જતા આપણા પગને ગરમી મળતી નથી."

રાજાએ આ ટીકા કરી છતાં ટુંકા ઝબ્બા પહેરવાનો ચાલ આ જે સમયની વાર્તા લખીએ છીએ ત્યાં સુધી ચાલુ રહ્યો, અને આ જુના વંશજોમાં તો એ ચાલ ખાસ પ્રચલિત હતો. પ્રિન્સ જોનના સર્વ દરબારીઓ આવા ટુંકા ઝબ્બા વાપરતા, અને સેક્સનોના ઉપરના પહેરવેશ તરીકે વપરાતા લાંબા ઝબ્બાની મજાક થતી હતી.

ઠસોઠસ ભરેલાં ટેબલની આસપાસ પરોણાઓ ગોઠવાઇ ગયા. પ્રિન્સને ત્યાં રહેલા રસોઇયાઓએ જેમ હાલના રસોઇયાઓ મૂળ ચીજ કઇ હતી તે જણાય નહિ તેમ રાંધી ઉત્તમ વાનીઓ તૈયાર કરે છે તેવી જ રીતે સરાસરીમાં એકેક કરતાં ચઢી જાય એવી ઉત્તમ વાનીઓ તૈયાર કરી હતી. આ રોજની વાનીઓ ઉપરાંત પરદેશથી જાતજાતની મિઠાઇઓ અને અમીર ઉમરાવોને ઘેર પીરસાતી ઉત્તમ પ્રકારની બિસ્કિટ, આણી તૈયાર કરી હતી. પરદેશી અને ઇંગ્લાંડમાં બનતા કીંમતી અને સ્વાદિષ્ટ દારૂ પણ ટેબલ પર મુકી મિજબાનીની ઉત્તમતામાં વધારો કર્યો હતો.

સાધારણ રીતે નોર્મન ઉમરાવો શોખીન હોવા છતાં મિતાહારી ગણાતા હતા. મિજબાનીને પ્રસંગે ભાતભાતની વાનીઓનો એમને શોખ રહેતો પણ હારેલી પ્રજા સેકસનોમાં રહેલુ અકરાંતીયાપણું ને હદ બહારની દારૂ પીવાની ટેવ એમનામાં જણાતી નહિ. પણ પ્રિન્સ જોન તથા પ્રિન્સ જોનના અવગુણોનું અનુકરણ કરી એને વહાલા થવા ઇચ્છનાર દરબારીઓ ખાનપાનમાં હદ ઓળંગી જતા. એ તો જગજાણીતું છે કે હદપાર નવો દારૂ પીવાથી તથા અતિશય પીચ (એક જાતનું ફળ) ખાવાથીજ જોનનું મૃત્યુ નીપજ્યું હતું.

પ્રિન્સ જોનનો ખાવાપીવા તરફનો આ હદપાર શોખ એના નોર્મન જાતિ ભાઇઓમાં ન હોતો.

સેડ્રીક અને એથેલસ્ટાઇન નોર્મન ઉમરાવોને મનથી કાંઇક જંગલી રીતે જમતા હતા. તે તરફ નોર્મનો બહારથી ગંભીર મુખ રાખી અંદર અંદર નિશાનીઓ કરી મશ્કરી કરતા હતા, અને જ્યારે એમની રીતભાત તરફ નોર્મનો કરડાકીથી જોતા હતા ત્યારે સંસારિક બંધારણને લાગુ પડતા નવા નવા ઘડાએલા નિયમોથી બીનટેવાયેલા સેકસનો એ નિયમોનું અજાણતા ઉલ્લંઘન કરતા હતા.

એ તો જાણીતું જ છે કે હાલના વખતમાં ખરી સભ્યતા અથવા નીતિના નિયમના ભંગ કરવા કરતાં ઝીણા સંસારિક રિવાજોનું ને રીતભાતનું ઉલ્લંઘન કરવાનો ગુન્હો વધારે ગંભીર ગણાય છે. પરદેશથી આણેલી જાતજાતની ચીજોમાંથી બનાવેલી વાનીઓ એકી સામટી એથેલસ્ટાઇન ખાતો હતો અને એને ભળતાંજ નામો આપતો, ત્યારે જેટલી મજાક થઇ, તેના કરતાં સેડ્રીકે પોતાના હાથ હવામાં ધીમે ધીમે હલાવી સુકવવાને બદલે ટુવાલથી લૂછી નાખ્યા ત્યારે, વધારે મજાક થઇ. એથેલસ્ટાઇનનાં અકરાંતીયાપણા વિષે જો હાંસી કરી હોત તો શોભત પણ ખરૂ, પણ તેને બદલે, આ વાની શેની બનાવેલી છે તે કૉનિગ્સ-બર્ગનો લૉર્ડ સમજી ન શક્યો, તેથી નોર્મનોએ એની વધારે હાંસી કરી.

આખરે લાંબુ જમણ પુરૂં થયું, અને જ્યારે દારૂની પ્યાલીઓ

અપાઈ ત્યારે આગલા દિવસે થયેલા ક્રિડાયુદ્ધની વાતો ચાલી. અજાણ્યા ધનુર્ધારી વિષે, આત્મસંયમને લીધે મળનાર ઇનામ લેવા આગળ ના આવેલા બ્લેક નાઇટ વિષે, અને તે દિવસે યશસ્વી નીવડનાર પરાક્રમી આઇવેનહો વિષે રસભેર વાતો ચાલી રહી. ખુલ્લા દીલથી આ વાતો થઇ રહી હતી અને આખા ઓરડામાં મશ્કરી અને હાસ્ય પથરાઇ રહ્યાં હતાં. આ સર્વ વાદવિવાદ વખતે ફક્ત પ્રિન્સ જોનની ભમ્મરો પર ચિંતાનું વાદળ છવાયેલું હતુ. ચિંતાઓ ઉપજવાને લીધે એનું મન વ્યગ્ર જણાતું હતું. ને ફક્ત જ્યારે એના દરબારીઓ કઇક ટીકાઓ કરતા ત્યારે જ દિવાનખાનામાં થતી વાતચીત પર એ સહજ લક્ષ આપતો હોય એમ જણાતું હતું. આવે વખતે એ ચમકી ઉચો થઇ હોંશિયારી આણવા દારૂનો એકાદ પ્યાલો પી, વાતોમાં અસમ્બદ્ધ ટાપસીઓ પુરતો હતો.

એણે કહ્યું, " આપણે આ પ્યાલી ક્રિડાયુદ્ધમાં સૌથી બળવીર નીવડનાર આઇવેન્હોના વીલ્ફ્રેડની સલામતીના માનમાં પીએ છીએ, અને આજના જમણ પ્રસગે એમને થએલા સખ્ત ઘાને લીધે એમનાથી અવાયું નથી, માટે અમારી દીલગીરી પ્રદર્શિત કરીએ છીએ. ચાલો આપણે સર્વ આ પ્યાલી ભરીએ અને રોધરવુડના સેડ્રીકે તો અત્યારથી જ આવા હુશિયાર જણાતા પોતાના પુત્રના માનમાં ગર્વ ધરી પ્યાલી ભરવી જોઇએ. "

ઉભા થતાં થતાં અને મોઢે અડકાડયા વગરની પ્યાલી ટેબલપર મૂકતાં મૂકતાં સેડ્રીક બોલ્યો, " ના, મારા નામદાર, મારા હુકમનો અનાદર કરનાર અને પોતાના બાપ દાદાના રીતરિવાજોને તજી દેનાર આ બીનકહ્યાગર યુવાનને હું મારા પુત્ર તરીકે ગણતો નથી. "

ડોળ ધરી અજાયબ થયો હોય તેમ પ્રિન્સ જોને કહ્યું, " આવો પરાક્રમી વીરનર બીનકહ્યાગર પુત્ર હોય એવું તો ન જ બને ! "

" પણ મારા નામદાર, " સેડ્રીક જવાબ આપ્યો, " વીલ્ફ્રેડના સંબંધમાં એમ છે. આપ નામદારના ભાઇના દરબારમાં રહેતા શોખીન

અમીર ઉમરાવોમાં ભેળાવા એ મારૂં સાદું ઘર છોડીને ચાલી ગયો છે અને તમે જે અશ્વકૌશલ્ય માટે એનાં વખાણ કરો છો તે સર્વ એ ત્યાં જ શીખ્યો છે. મારા હુકમ તથા ઇચ્છાની વિરૂદ્ધ એ ગયો છે. આલફ્રેડના વખતમાં જો આમ આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું હોય તો સખ્ત શિક્ષા કરવામાં આવે."

"અફસોસ!" ઉપરથી લાગણી દેખાડતાં પ્રિન્સ જોને કહ્યું. "મારા ભાઇનો એ જ્યારથી અનુયાયી થયો છે, ત્યારથી માતપિતાની આજ્ઞાઓનુ ઉલ્લંઘન કરવાનું એ કયાંથી શીખ્યો હશે તેનો તમારે વિચાર કરવા નહિ જવું પડે."

"હેનરી બીજાના દરેક છોકરા બીન કહ્યાગરા તો હતા, પણ કૃતઘ્નતામાં અને બળવાખોર સ્વભાવમાં પ્રિન્સ જોન સૌથી ચડે એમ હતું. એ પોતે જાણતો હતો છતાં જાણી જોઇને એ ઉપરનુ વાકય બોલ્યો હતો.

કઇક અટકીને એ બેલ્યો, "મે સાંભળ્યુ છે કે મારા ભાઇએ આઇવેન્હોનો ભવ્ય કિલ્લો એને બક્ષીસ તરીકે આપવાનું કહ્યું હતું."

સેડ્રીકે કહ્યુ, "હા, તમારા ભાઈએ આ બક્ષીશ કરી હતી, અને મારા છોકરાએ, પોતાના પૂર્વજોએ સ્વતંત્ર હક તરીકે ભોગવેલા કિલ્લાઓ અને વતનો એક પટાવત સરદાર તરીકે સ્વીકાર્યા તે કારણથી પણ મારે એની સાથે લડાઇ થઈ છે."

પ્રિન્સ જોને કહ્યુ, "ત્યારે તો બ્રીટીશ તાજ હેઠળ રહી વતન લેવામાં અપમાન ન ગણનાર માણસને અમે આ વતન આપીએ તેમાં તમે ખુશીથી સંમતિ આપશોને?"–ફ્રન્ટ ડી–બૉફ તરફ ફરીને એણે કહ્યું,— "સર રેજીનાલ્ડ ફ્રન્ટ–ડી–બૉફ, મને ખાતરી છે કે સર વીલ્ફ્રેડ ફરીથી વતન સ્વીકારી એના પિતાના રોષનો ભોગ બીજી વાર થઈ પડે તેના કરતાં તમે એ વતન સાચવી લઇ એને છુટો કરશો."

કાળી ભમરોવાળા પ્રચંડ શરીરી રાક્ષસે જવાબ આપ્યો, "સેટ–એન્થોની, સેડ્રીક, આઇવેનહો, અથવા કોઈ સૌથી પરાક્રમી અગ્રેજ પણ

આવીને જો આ આપ નામદારે બક્ષીસ કરેલો કિલ્લો મારી પાસેથી પાછો લઇ શકે તો મને સેક્સન કહી સંબોધજો. "

સેક્સન જાત તરફ તિરસ્કાર બતાવવા હમેશ વપરાતા શબ્દોથી માનભંગ થયેલા સેડ્રીકે જવાબ આપ્યો, " કોઈ પણ જાતને સેક્સનનું ઉપનામ આપે તો તને તારી લાયકાત કરતાં વધારે માન મળ્યું જાણજે. "

ફ્રન્ટ-ડી-બૉફ-આનો જવાબ આપત, પણ ઉદ્ધત સ્વભાવવાળો પ્રિન્સ જોન જ બોલ્યો.

એણે કહ્યું, " ખરી વાત છે. મારા મહેરબાનો ! સેડ્રીક ખરૂંજ કહે છે. જેમ એ લોકોના ઝભા લાંબા હોય છે તેમજ એમના પૂર્વજોની મોટી સંખ્યાને લીધે એ લોકો આપણા કરતા મોટા તો ગણાય જ. "

માલવોઇઝીએ કહ્યું, " આપણા કરતાં એ લોકો રણભૂમિપર આગળ જાય છે જ-કુતરાઓની આગળ જેમ હરણ નાસે તેમ. "

એયમર ઉપમહતે કહ્યું, " જો ! જો ! ભુલશો નહિ. એમના સ્વભાવમાં યોગ્ય વિનય હોવાનો એ લોકો દાવો કરે છે એટલે આગળ જવાનો એમનો હક્ક છે. "

પોતાને સેક્સન કન્યા મળવાનું વચન મળ્યુ હતું તે ભુલી જઇને ડી-બ્રાસી બોલ્યો, " અલ્પભોગી ને મિતાહારી તો એ લોકોજ. "

બ્રાયન-ડી-બોઈ ગીલ્બર્ટે કહ્યું, " હેસ્ટીંગ્સ અને બીજી લડાઇમાં એમની હિંમત અને બહાદુરી જણાઇ આવ્યાં હતાં. "

પ્રિન્સનો દાખલો જોઇ જ્યારે એના દરબારીઓએ એક પછી એક હસતું મોઢુ રાખી ટાણાં માર્યાં ત્યારે સેડ્રીકનો ચહેરો ગુસ્સાથી લાલ પીળો થઈ ગયો, અને એકીસામટા થએલા આ હુમલાનો જવાબ દરેકને આપવાનો વખત ના મળ્યો માટે કે કોણ જાણે જેમ એક ગુસ્સો થયેલો ગોધો પોતાને હેરાન કરનારામાંથી સૌથી પહેલાં કોને મારવું એ વિચાર નક્કી ન થઇ શકવાથી જોઇ રહે તેમ સેડ્રીકે વારાફરતી સર્વના તરફ ગુસ્સાના આવેશભરી કરડી નજર ફેરવી. ગુસ્સાને લીધે ગુંગળાઇ જતા અવાજે આખરે એણે પોતાનું અપમાન કરવામાં મુખ્ય ભાગ લેનાર પ્રિન્સ જોનને સંબોધીને કહ્યું, " અમારી જાતિમાં ગમે

તેવા દુર્ગુણો અને મૂર્ખતા હશે, પણ આપ નામદાર આજે જે રીતે એક બીનઅપરાધી પરોણાનું આપના જમણ વખતે થતું અપમાન જોઈ રહ્યા છો તેવું અપમાન જો મારા ઘરમાં થતું જોઈ રહું કે કરૂં તો સેકસનો મને હલકો અને પાજી કહે. હેસ્ટીંગ્સની લડાઇ વખતે અમારા પૂર્વજોએ કમભાગ્યે હાર ખાધી હોય તો એ—" આટલું બોલી ફ્રન્ટ–ડી–બૉફ તથા ટેમ્પલર તરફ ફરીને એ બોલ્યો, " આ બે દિવસમાં જ એક સેકસનને હાથે બે ચાર વાર જમીનદોસ્ત થએલાઓને બોલવા જેવું રહ્યું જ નથી. "

"મારા સાહેબો, ઠીક જવાબ મળ્યો" પ્રિન્સ જોને કહ્યું, "કેમ કેવુ લાગ્યુ ? આ અંધાધુંધીના વખતમાં આપણી સેકસન પ્રજાની બુદ્ધિ તીવ્ર થઇ છે અને એમનામાં હિંમત આવી જણાય છે. મારા ઉમરાવો તમે શું ધારો છો ? મને તો એમ લાગે છે કે હવે આપણે નોરમંડી પાછા જવાની વખતસર તૈયારીઓ કરવી પડશે. "

આપણે મશ્કરી કરતા હતા તેમાં કોઇનું અપમાન કરવાનો ઇરાદો ન હતો એ વાતની આપ નામદારે સેડ્રીકને ખાતરી કરી આપવી જોઇએ. કારણકે આપણા નોર્મન રીતરિવાજોથી એ અજાણ્યા છે, તેથી કદાચ એમને ખોટું લાગ્યું હશે.

ડી–બ્રાસીએ હસતાં હસતાં કહ્યું, "સેકસનોથી બ્હી જઇને ? એમને કબજે કરવા આપણે શિકારમાં વાપરવાના ભાલા સિવાય બીજા શસ્ત્રની જરૂર નહિ પડે."

ફીટઝુર્સે કહ્યું, "વીરનરો, હવે તમારી મશ્કરીઓ બંધ કરો." સભ્ય ધરધણીને છાજતા વિવેકથી પ્રિન્સ જોને કહ્યું, "અપમાન ? હું ધારૂં છું કે કોઇનું હુ અપમાન કરૂં યા મારી હાજરીમાં અપમાન થવા દઉં એવું તો કોઈ માનેજ નહિ. જ્યારે એ એમના પુત્રની સલામતી લેવાની ના કહે છે ત્યારે એમની પોતાની તબીયતની સલામતી માટે હું આ પ્યાલી પી લઉં છું."

દરબારીઓએ આનંદનો ડોળ કરી દારૂની પ્યાલી પીધા પણ સેડ્રીક પર કરવા ધારેલી અસર કરી શકયા નહિ. સ્વાભાવિક રીતે એની

સમજશક્તિ જરા મંદ હતી. પણ આનું ઉપર ટપકેનું માન આપવાથી પહેલાં કરેલું અપમાન ભુલાઇ જવાશે એમ ધારવું ભુલભરેલું હતું. ફરીથી જ્યારે રાજા તરફથી કૉનિગ્સબર્ગના લૉર્ડ એથેલસ્ટાઇનની સલામતી લેવાઇ ત્યારે એ શાંત થઈ બેસી રહ્યો.

આ વીરનરે પોતાને મળેલું માન નમન કરી સ્વીકાર્યું ને દારૂનો મોટો પ્યાલો પીધો.

દારૂની અસર પ્રિન્સ જોનના મગજપર થવા માંડી હતી. એણે કહ્યું " આપણે આપણા સેકસન પરોણાઓની સલામતી તો લીધી પણ હવે આપણા કોઇની સલામતી લેવાનું એમને આમંત્રણ આપીએ." સેડ્રીકને સંબોધીને એણે કહ્યું, "માનવંતા ઉમરાવ, જેનું નામ દેવાથી તમને ઓછામાં ઓછા અપ્રિય લાગતા કોઇ નોર્મનની સલામતી લો અને પછી એનું નામ દેવાથી ઉપજેલો તિરસ્કાર દારૂના ઘુંટડા પી દૂર કરો એવી મારી તમને નમ્ર વિનંતિ છે."

પ્રિન્સ જોન જ્યારે આ બોલતો હતો ત્યારે ફીટઝુર્સ ઉભા થઈ સેડ્રીકની પાસે જઇને કહ્યું કે, "પ્રિન્સ જોનનું નામ દઇ બને જાતિ વચ્ચે રહેલો કડવાશ દૂર કરવાની આવી ઉત્તમ તક ચુકશો નહિ—આ ગ્રેગ્ય ઇશારાનો સેડ્રીકે કાંઈ જવાબ ન દીધો, પણ ઉભા થઈ પ્યાલો ઠલોઠલ ભરી પ્રિન્સ જોનને સબોધીને એણે કહ્યું "આપ નામદારે, આજની મીજબાનીના શુભ પ્રસંગે જેને યાદ કરવો જોઇએ એવા નોર્મનનું નામ દેવાનું કહ્યું છે, પણ કર્મયોગે, ગુલામ પાસે એના શેઠના ગુણ ગણાવાનું કામ જેવુ વિકટ હોય તેવું વિકટ છે. કેમકે હારેલા અને જીતનાર પ્રજાના સર્વ જુલમથી ત્રાસી રહેલા પાસે વિજેતા પ્રજાના ગુણ ગવડાવવા તે એટલુંજ કઠણ છે. પણ હું એક નોર્મનનું નામ દઇશ—બળવીર યોદ્ધામાં અને કીર્તિમાં સૌથી પહેલે નંબરે ગણાતા—અને આ જાતિમાં સર્વોત્તમ, અને ઉમદા પુરૂષના નમુનારૂપ નોર્મનનું નામ દઇશ. હું જેની સલામતી લેવાની કહું છું તે સલામતી લેવાની ના પાડનાર રાજદ્રોહી ગણાશે, અને એમાં એનીજ નામોશી થશે. આ

બળવીરની કીર્તિનું ખરાપણું, હું જીવના જોખમે પણ સિદ્ધ કરીશ. હું આ પ્યાલો સિહહૃદયી રીચર્ડની સલામતી સારૂ પીઉં છું."

સેડ્રીકના આ લાંબા ભાષણને અંતે પોતાનું નામ બોલાશે એમ પ્રિન્સ જોનને લાગવાથી જ્યારે પોતાના ભાઇનુ નામ એકાએક બોલાયું ત્યારે એ ચમક્યો. હમેશની ટેવ મુજબ એણે પ્યાલો હોઠે અડકાડ્યો, પછી ટેબલ પર મૂકી દઇ આ સલામતી લેવામાં તથા ન લેવામાં સમાયલા જોખમને લીધે શું કરવું તેના વિચારમાં પડી ગએલા પરોણાઓ તરફ નજર કરી. વૃદ્ધ અને અનુભવી દરબારીઓએ પ્રિન્સ જોનનું અનુકરણ કરી પ્યાલો મોંઢે અડકાડી મૂકી દીધો. વળી ઘણાઓએ તો "રીચર્ડ રાજા ઘણું જીવો; જલદીથી એમનો છુટકારો થાવ ને આપણી સમક્ષ આવી પહોંચો." એવા લાગણીભર્યા પોકારો પણ કર્યા. ત્યારે ફ્રન્ટ-ડી-બોફ અને ટેમ્પલર જેવા કેટલાકો તિરસ્કાર તથા ધિક્કારને લીધે પ્યાલાને અડક્યા જ નહિ, પણ રાજકર્તા રાજાની લેવાતી સલામતી નહિ લઇએ એવુ સ્પષ્ટ બોલી, પોતાનો વિરૂદ્ધ મત જણાવવાની કોઇએ હિંમત જ કરી નહિ.

એક મિનિટ સુધી પોતાનું સામ્રાજ્ય પ્રસરી રહેલુ જોઈ સેડ્રીકે પોતાના સાથીને કહ્યું, "ચાલો સદ્ગુણી એથેલસ્ટાઇન ! પ્રિન્સ જોનની મરજી મુજબ સલામતી લેવડાવે ઘણો વખત થયો છે. નોર્મન સભ્યતા અને રાજવંશી મીજબાનીઓનો આપણને હવે પૂરતો અનુભવ મળી ચૂક્યો છે. આપણા સેક્સનોની અસંસ્કૃત રૂઢીઓ હવે પછી જેને જોવાની ઇચ્છા હોય તેને આપણે ત્યાં જ આવવુ પડશે."

આટલું કહી એ ઉઠ્યો અને આ દીવાનખાનામાંથી બહાર ગયો. એથેલસ્ટાઇન એની પાછળ પાછળ ગયો, એટલુ જ નહિ પણ પ્રિન્સ જોન અને એના દરબારીઓની કરડાકીથી અપમાન પામેલા સેક્સન વંશના બીજા કેટલાક પરોણાઓ પણ એના ઉઠવાની સાથે ઉઠી ગયા.

પ્રિન્સ જોને કહ્યું, "સેંટ થોમસનું નામ દઇને કહુ છું કે આ સેક્સન રેંચાઓએ તો આજે ખૂબ કરી ને વળી જીતીને ગયા !"

એયમર ઉપમહંતે કહ્યું, "આપણે હવે તો ખૂબ પીધો છે ને બકવાટ કરવા માંડયો છે—હવે આપણે દારૂ પીવાનો બંધ કરવો જોઇએ."

ડી–બ્રાસીએ કહ્યું, "આ સાધુ મહારાજ જવાની આટલી ઉતાવળ કરે છે તે પરથી લાગે છે કે કોઇ સુંદરી * આજે પાપ કબુલ કરવા આવવાની હશે."

ઉપમહંતે કહ્યું, "ભલા વીરનર એમ તો કાંઇ નથી, પણ મારે ઘેર પહોંચવા કેટલાએ માઇલની મુસાફરી કરવી પડે તેમ છે."

પ્રિન્સ જોને ફીટઝુર્સના કાનમાં કહ્યું, "અત્યારથી જ નાસભાગની શરૂઆત થઇ ચુકી અને આ બીકણ ઉપમહંતે સૌથી પહેલી શરૂઆત કરી."

વૉલ્ડીમારે કહ્યું, "બ્હીશો નહિ મારા મહારાજા! યોર્કની આપણી સભા વખતે એ હાજર રહેવા લલચાય એમ હું કરીશ. ઉપમહંત પહેલાં મારે તમારી સાથે કાંઇ ખાનગી વાત કરવી છે, માટે મને મળ્યા સિવાય જશો નહિ."

પ્રિન્સ જોનના પક્ષના ખાસ બળવીરો અને એના અનુયાયીઓ સિવાયના સર્વ પરોણાઓ વિખેરાયા.

ક્રોધમય ચહેરો રાખી ફીટઝુર્સ તરફ ફરીને પ્રિન્સ જોને કહ્યું, "જોયુંને તમારી શિખામણ પ્રમાણે ચાલવાનું પરિણામ? મારે ઘેર આવી, આ સેકસન ગમારે મારો તુચ્છકાર કર્યો, અને મને જાણે રક્તપીત નીકળ્યો હોય તેમ મારા ભાઇનું નામ સાંભળતાંને વાર વીરનરો મારી પાસેથી નાસવા માંડયા!"

એના સલાહકારે કહ્યું, "ધીરજ રાખો નામદાર! હું એમ ધારૂં છું કે તમારી અવિચારી છુટ અને મશ્કરીને લીધે મારી શીખામણો પ્રમાણે ચાલવાથી મેળવી શકાય એવો લાભ તમે ગુમાવ્યો. પણ એક બીજાને દોષ દેવાનો કાંઇ આ વખત નથી. આ નાસી છુટનારા

*** ખ્રીસ્તી ધર્મ પ્રમાણે સ્ત્રીઓ તેમ પુરૂષો પોતાના પાપાચરણની સાધુઓ આગળ કબુલાત કરી પાપનો નાશ થયો ગણતા. અહીં તો કટાક્ષ જ છે.**

બાયલાઓને હું ને ડી-બ્રાસી હમણાં જ મળીએ છીએ, અને એમને સમજાવીશું કે હવે કાંઇ નાશી છુટે એમનું વળે તેમ નથી."

"એ બધું વ્યર્થ છે." પ્રિન્સ જોને ચિંતાને લીધે તેમ દારૂ પીવાને લીધે અસ્થિર પગલાં ભરી ઓરડામાં આમથી તેમ ફરતા ફરતા કહ્યું. "એ બધાં ફાંફાં છે. ભીંતો પર લખાએલા અક્ષર એમણે જોયા છે, રેતીમાં પડેલાં સિંહનાં પગલાં શોધી કહાડયાં છે. કોઇપણ ઉપાયે એમની ગએલી હિંમત પાછી આવવાની નથી."

ફીટ્ઝર્સે ડી-બ્રાસીને ધીમેથી કહ્યું, "એની પોતાની જ હિંમત ટકી શકે તો બધુ પાર પડે. એના ભાઇનું નામ સાંભળતાંને વાર જ એને ટાઢીઓ તાવ આવે છે. જે રાજાઓ સારાં કે ખોટાં કામ કરવામાં ખંત અને દૃઢતા રાખી શકતા નથી તેના સલાહકારોના પણ ભોગ જ જાણવા."



# પ્રકરણ ૧૫ મું.

પ્રિન્સ જોનની કાવતરાખોર ટોળીમાં જે ભાંગતુટ થઈ ગઇ હતી તેને પાછી એકત્ર કરવામાં જેટલી જહેમત વૉલ્ડીમાર ફીટઝુર્સે ઉઠાવી હતી તેટલી ભાગ્યે જ કોઇ કરોળીઆએ, પોતાનું ભાંગેલું જાળું સમું કરવામાં લીધી હશે. આ ટોળીમાં દાખલ થનાર કોઇને પણ પ્રિન્સ જોનની જાત સારૂ લાગણી ન હતી. એમનામાંનું ભાગ્યે જ કોઇ ઉત્સાહ થઇ આવવાથી ટોળીમાં જોડાયું હશે. આથી નવા નવા લાભો બતાવવાનું તથા વિવિધ પ્રકારના હાલ મળેલા સુખ વૈભવની યાદ આપવાની ફરજ ફીટઝુર્સને માથે આવી પડી. યુવાન અને વડેલા લૉર્ડોને કાયદા કાનુનો બીનશિક્ષાએ ભંગ કરી શકવાની સત્તાની, અને લોભીઓને ધન તથા વિસ્તારવાળી જાગીરોની લાલચ બતાવી અને પૈસાના જ વિચારથી વળગી રહેલાઓને ધન આપી મેળવી લીધા. કારણ કે એમની સાથે દલીલો કરવાથી કાંઈ જ વળે એમ ન હતું. આ ચચળ માણસે ધન આપવા કરતાં જાતજાતના વચનો આપીને લોકોને વશ કર્યા, અને ટુંકામાં કહીએ તો બ્હી ગએલા અને અનિશ્ચિત મનવાળા માણસોને પાછા એકત્ર કરવામાં એણે થાય તેટલા પ્રયત્ન કર્યા. વળી રીચર્ડ રાજાનું પાછા આવવાનું તો તદ્દન અશક્ય જ છે એમ પણ એણે કહ્યું, “ પણ બ્હી ગયેલા ચહેરા અને આનાકાની ભર્યા જવાબો આપતા સર્વ સાથીઓ રીચર્ડનું નામ સાંભળતાં જ ગભરાય છે એમ જ્યારે જોયું ત્યારે એ સવાલનો પણ હિમ્મતથી ફડચો કર્યો, કે જો રીચર્ડ રાજા આવશે તો એ આપણી રાજકીય સ્થિતિ પલટાવાની નથી જ.

ફીટઝુર્સે કહ્યું, “ જો રીચર્ડ રાજા આવશે તો ‘પવિત્ર દેશ’માં એની પાછળ ન ગએલા માણસોને લૂંટી, ધર્માર્થે યુદ્ધે ચડેલા ને ગરીબ થઇ ગએલા સરદારોને ધન આપશે. રાજાના હક્કનું અપમાન કરનારાઓ યા કાયદા કાનુનોનો ભંગ કરનારાઓને સખતમાં સખત શિક્ષા કરશે. ‘ પવિત્ર દેશ ’ લડાઇમાં ટેમ્પલર અને હોસ્પીટલરના વર્ગના સરદારોએ

એને મદદ ન કરતાં ફ્રાન્સના રાજા ફીલીપને મદદ કરી માટે એમનું વેર લેવા માટે જ એ પાછો ફરે છે. ટુંકામાં કહીએ તો એનો પાછા આવવાનો ઉદ્દેશ પ્રિન્સ જોનના પક્ષમાં જનાર સર્વ માણસને બળવાખોરો ગણી શિક્ષા કરવાનો જ છે." વળી પ્રિન્સના આ કુશળ સેવકે કહ્યું, "શું તમે એના બાહુબળથી બીઓ છો? અમે પણ કબુલ કરીએ છીએ કે એ એક શુરવર યોદ્ધો છે પણ આર્થર રાજાના વખતમાં એક શુરવીર યોદ્ધો મોટા લશ્કરની સરદારી ભોગવી શકતો હતો તે વખત હવે ગયો છે. જો રીચર્ડ પાછો આવશે તો એ એકલો જ આવશે. એની જોડે લશ્કર પણ નહિ હોય તેમ મિત્રો પણ નહિ હોય. એના બહાદુર અનુયાયીઓનાં હાડકાં, પેલેસ્ટાઇનની સફેદ રેતીમાં ભેળાઇ ગયાં છે. એના કેટલાક અનુયાયીઓ પાછા ફર્યા છે. તે સર્વ આઇવેનહોના વીલ્ફ્રેડની માફક શરીરે લથડી ગયા છે ને પૈસે ટકે ખુવાર થઇ ગયા છે." કેટલાકના કપાળ પર આ સાંભળવા છતાંએ કાંઇક શકા પ્રદર્શિત કરતી કરચળીઓ વળતી જોઇ વળી એ બોલ્યો, "શું તમને રીચર્ડ રાજાનો રાજગાદી પર જન્મસિદ્ધ હક્ક છે એમ લાગે છે? વીલ્યમ ધ કોન્કરર (વિજયી)ના સૌથી મોટા દીકરાનો ગાદીપર વડા દીકરા તરીકે હક હતો તેનાં કરતાં રીચર્ડ રાજાનો હક્ક કાંઇ વધારે થયો? અને છતાં પ્રજાવર્ગે તો એના બીજા અને ત્રીજા ભાઈ વીલ્યમ ધ રેડ* અને હેન્નરીને રાજગાદી મળે એવી ઇચ્છા જાહેર રીતે પ્રદર્શિત કરી હતી. રીચર્ડમાં જે સદ્‌ગુણો છે તે સર્વ સદ્‌ગુણો રોબર્ટમાં હતા—એ પણ બળવીર યોદ્ધો હતો. સરદારી કરી શકે એમ હતું. મિત્રો અને દેવળો તરફ એને પણ લાગણી હતી અને વળી વધારામાં 'પવિત્ર કબર' જીતી લાવવામાં એણે પણ ધર્મયુદ્ધનો ઝુડો ઉડાવ્યો હતો. છતાંએ પ્રજાવર્ગને એમ લાગ્યુ કે એ આપણુ પર રાજ્ય કરવા લાયક નથી, માટે એને કારડીફ કિલ્લાના કેદખાનામાં અંધાપામાં જીવન પુરૂં કરવું પડ્યું. રાજા તરીકે મળતી સર્વ સત્તાનો અમલ કરવામાં જે સૌથી નિપુણ

* વીલ્યમ-ધ-રયુફ્યુસ.

રાજકુંવર હોય તેને, અરે, અમીર ઉમરાવોના લાભ જોઈ શકે તેવાઓને ગાદીએ બેસાડવાનો આપણો હક્ક છે. કદાચ પ્રિન્સ જોનમાં એના ભાઈ રીચર્ડના એકાદ બે ગુણો નહિ પણ હોય, પણ જ્યારે આપણે જાણીએ છીએ કે રીચર્ડ રાજા વેર લેવાના અને શિક્ષા કરવાના વિચારથી જ પાછો આવે છે, અને પ્રિન્સ જોન બક્ષીશો, માફી, હક્ક, ધન અને માન આપવાની ઇચ્છા જાહેર કરે છે, ત્યારે મારા ધારવા પ્રમાણે આ બેમાંથી કોને રાજા તરીકે પસંદ કરવામાં પોતાનો લાભ સમાયેલો ગણવો તેને સારૂ વિચાર કરવાની અમીર ઉમરાવોને જરૂર નહિ પડે.

જે માણસ સાથે વાત કરવાની હોય તેને લલચાવવા તેના લાભની અને આવી બીજી વાતો કરવાથી, પ્રિન્સ જોનના પક્ષના અમીર ઉમરાવો પર ધારેલી અસર થઇ. પ્રિન્સ જોનને તખ્તનશીન કરવાની ગોઠવણો સંબંધી મસલત ચલાવવા યૉર્ક શહેરમાં ભરાનારી સભામાં હાજર રહેવાનું પણ ઘણાકોએ કબુલ્યું.

જાતજાતની સમજાવટો અને પટાવતો કરી થાકી જઇને પણ ધારેલી અસર કરવામાં ફતેહમંદ થવાથી ખુશી થતો થતો એ જ્યારે મોડી રાતે એશ્બીના મહેલમાં પાછો ફર્યો, ત્યારે એને ડી-બ્રાસી સામો આવતો મળ્યો.

ડી-બ્રાસીએ અત્યારે મીજબાની પ્રસંગે પહેરેલો પોષાક બદલી લીલા રંગનો ઝભ્ભો અને તગડી તથા ચામડાંની ટોપી પહેરી હતી. આ ઉપરાંત એણે કમરમાં ટુંકી તરવાર ખોશી હતી, ખભા પર તુરઈ લટકાવી હતી, હાથમાં મોટું ધનુષ્ય રાખ્યું હતું, અને કમર પટામાં થોડાંક બાણ ખોસ્યાં હતાં. બહારના ઓરડામાં જો ફીટઝુર્સે એને જોયો હોત તો ચોકીદારોમાંનો કોઇ ફરતો હશે, એમ ધારી ચાલ્યો જાત. પણ અંદરના ભાગમાં આવી આકૃતિ જોઈ એ કોણ હશે તે જાણવા જરા લક્ષ આપી નજર કરી તો અગ્રેજ તીરદાજોનો પોષાક પહેરેલા નૉર્મન વીર નરને એણે ઓળખી કાઢયો.

કાંઇક ચીડાઇને એણે કહ્યું, " ડી-બ્રાસી, આ શો ઢોંગ માંડયો છે ?

આપણા સરદાર પ્રિન્સ જોનનું પ્રારબ્ધ કેવું નીવડે છે તેના આ કટોકટીના વખતમાં, તે ક્રીસ્ટમસ—નાતાળ—વખતે થતા ઢોંગ અને જાતજાતના પોષાક પહેરી લોકોની મશ્કરીઓ કરવાનો કાંઇ વખત છે? આપણે સાંભળ્યું છે તે પ્રમાણે સારેસન લોકોના છોકરાઓ જેમ રીચર્ડ નામથી કપે છે, તેમ રીચર્ડનું નામ સાંભળી કપતા આ બાયલા સરદારોની સમક્ષ હુ ગયો હતો ત્યારે તું કેમ આવ્યો નહિ?"

ડી–બ્રાસીએ ઠંડે પેટે જવાબ આપ્યો, "ફીટઝુર્સ જેમ તું તારૂં પોતાનું કામ કરવામાં રોકાયો હતો, તેમજ હું મારૂં કામ કરવામાં રોકાયો હતો."

વૉલ્ડીમાર બોલી ઉઠયો, "હું શું મારૂં પોતાનું કામ કરવા ગયો હતો? આપણા બધાના આશ્રયદાતા પ્રિન્સ જોનના કામ સારૂ હુ તો ગયો હતો."

ડી–બ્રાસીએ કહ્યું, "વૉલ્ડીમાર, તું જે કામ સારૂ ગયો હતો તેમાં જાણે તારો પોતાનો સ્વાર્થ ન હોય તેમ તુ તો વાત કરે છે. જવા દેને હવે, ફીટઝુર્સ આપણે બન્ને એકમેકને ઓળખીએ છીએ. તને ઉચ્ચ પદનો લોભ છે, અને મને મોજશોખની હોંશ છે, અને આપણી ઉમ્મર જોતાં આપણી ઇચ્છાઓ સ્વભાવિક જ છે. પ્રિન્સ જોન વિષે તારો અને મારો એકજ મત બંધાયો છે. એનો સ્વભાવ અસ્થિર હોવાને લીધે એ દ્રઢ નિશ્ચયી રાજા થઇ શકવાનો નથી. એનો સ્વભાવ એવો જુલમી છે કે પ્રજા કદી શાન્તિમાં રહેવાની નથી. એની ચ ચળતા તથા બાયલાપણાને લીધે એ લાંબો વખત રાજગાદી ભોગવી શકવાનો નથી, પણ જો એ રાજા થાય તો ફીટઝુર્સ અને ડી–બ્રાસીની મહત્વકાંક્ષાઓ પુરી થાય એમ છે. માટે જ આપણે—તમારી કુશળ રાજનીતિ અને હું મારા સાથીઓની તરવારની મદદથી એને મદદ કરવા તૈયાર થયા છીએ."

અધીરાઇથી ફીટઝુર્સે કહ્યું, "મદદ તો તું ઠીક કરવાનો—અત્યારના કટોકટીના વખતમાં ઢોંગ મચાવવાનું ઠીક સુઝયું. આવી જરૂરી પળે તને આ મૂર્ખાઇભર્યો વેષ ધરવાનો વિચાર શા કારણથી થઈ આવ્યો?"

ઠંડે પેટે ડી–બ્રાસીએ કહ્યું, "બેન્જામીનના લોકોના રિવાજ મુજબ હું પત્ની શોધવા જાઉ છું."

ફ્રીટઝુર્સે કહ્યું, "બેન્જામીનના લોકોની માફક ? મને તારા બોલવાનો અર્થ જ સમજાતો નથી."

ડી-બ્રાસીએ કહ્યું, "ગઇ કાલે રાત્રે ગવૈયાએ જ્યારે કાલ્પનિક વાતો સંબંધી રચાયેલું કાવ્ય ગાયું તેના જવાબમાં એયમર ઉપમહતે જે વાત કહી હતી ત્યારે તું ન હતો ? કેટલાંક વર્ષો અગાઉ બેન્જામીનના વંશજો અને બીજી જયુ પ્રજા વચ્ચે એક ખુનખાર લડાઇ શાથી થઈ, કેવી રીતે આ જાતના બધા બહાદુર યોદ્ધાઓના એમણે ટુકડે ટુકડા કરી નાંખ્યા, આમાંથી બચી ગયેલા બળવીરોને પોતાની ઓલાદની કોઈ પણ સ્ત્રી સાથે પરણવા ન દેવાના એમણે આપણી પવિત્ર મેરીના સોગંદ કેવી રીતે ખાધા, આ સોગદ ખાવા માટે એ લોકો કેવા પસ્તાયા અને પછી એ સોગંદમાંથી છુટવા પોપને બોલાવી કેવો ફડચો આણ્યો; પવિત્ર પિતા પોપની સલાહ અનુસાર બેન્જામીનની ઓલાદના બળવીર યુવાનો સામા પક્ષની કન્યાઓ એમની કે એમના વાલીની સંમતિ લીધા વગર કેવી રીતે હરણ કરી લઇ આવ્યા તે સબંધીની રસમય દંતકથા કહી હતી."

ફીટઝુર્સે કહ્યું, "મેં આ વાત સાંભળી છે, પણ વાતના સમયમાં ને આજુબાજુના સંજોગોમાં તેં કે ઉપમહતે મોટા ફેરફાર કર્યા છે."

ડી-બ્રાસીએ કહ્યું, "તમને કહું છું કે, હુ બેન્જામીનના વંશજોની માફક સ્ત્રી જીતવા જાઉં છું—ટુંકામાં કહું તો આજે નીકળી પડેલા સેકસન ગમારોની ટોળીમાંથી, આ વેષ સજી હુ લૅડી રોવેનાનું હરણ કરવા જાઉં છું."

ફીટઝુર્સે કહ્યું, "ડી-બ્રાસી તું કાંઇ ગાંડો થઈ ગયો ? એટલું ધ્યાનમાં રાખજે હોં કે આખી સેકસન જાતિમાં આ સેકસનો સૌથી વધારે ધનવાન ને આબરૂદાર ગણાય છે અને તેથી એમની ઓથ બહુ મોટી છે."

ડી-બ્રાસીએ કહ્યું "અને મારો વિચાર એમના પર જીત મેળવી

એમને પણ બીજા સેકસનોની પદવીએ જ આણી મૂકવાનો છે."

ફીટઝુર્સે કહ્યું, "તે ખરૂં, પણ એમ કરવાનો આ વખત નથી. હાલ મધ્યમ પ્રજાજનની સહાનુભૂતિની પ્રિન્સ જોનને ખરેખરી જરૂર છે એટલે અન્યાય પામેલી સેકસન પ્રજાજનની ફરિયાદ સાંભળ્યા વગર પ્રિન્સ જોનનો છૂટકો નથી ડી–બ્રાસીએ કહ્યું, "એનામાં હિંમત હોય તો એમ ભલે કરે. બાયલા સેકસન ગમારોને ખુશી રાખવાનું જરૂરનું છે, કે મારા બળવીર યોદ્ધાઓને ખુશ રાખવાનુ જરૂરનુ છે, તે એને તરત જ સમજાશે. પણ હાલ તરત તો હુ મારો વેષ છુપો જ, રાખવાનો છું. મારા આ પોષાકમાં હું પણ એક જંગલવાસી જેવો નથી લાગતો ? યોર્કશાયર જંગલના બહારવટીઆઓએ ધાડ પાડી છે એમ જ સર્વને કલ્પના થશે. સેકસનોની હીલચાલપર તપાસ રાખવા મારા ભરોસાદાર માણસો મૂકયા છે. બરટન ઓન ટ્રેન્ટના સેકસન પાદરી સેંટ વીટોલના મંદિરમાં આજે રાત્રે એમનો મુકામ છે. આવતી કાલની મુસાફરી શરૂ કરશે. એટલે અમારા કબજામાં એ લોકો આવશે અને અમે બાજપક્ષીની માફક એમના પર એકદમ તરાપ મારીશું. આ પછી તરત જ સ્ત્રીઓની મદદે આવનાર વીરનર તરીકે હુ મારા ખરા રૂપમાં બહાર આવીશ ને ધાડપાડુઓના કબજામાં પડેલી બિચારી સુંદર અબળાને બચાવી ફ્રન્ટ–ડી–બોફના મહેલમાં અથવા નોરમંડીના મહેલમાં લઇ જઈને રાખીશ, પણ આ પછી મોરીસ–ડી–બ્રાસીની વહુ થવા કબુલ થશે ત્યારે જ એને એના સગાંઓ પાસે લઇ જઇશ."

ફીટઝુર્સે કહ્યું, "યુક્તિ તો સારી ગોઠવી છે. આ કાંઇ તારી અક્કલે કામ કર્યું હોય એમ લાગતુ નથી. ડી–બ્રાસી આ યુક્તિ રચવામાં તને કોણ મદદ કરવાનું છે ? કારણ કે હું જાણું છું ત્યાં સુધી તારી પોતાની ટુકડી તો યોર્કમાં છે."

ડી–બ્રાસીએ કહ્યું, "જો તારે જાણવું જ હોય તો લે સાંભળ. બેન્જામીનની વાત સાંભળી મને ઉદ્ભવેલા આ વિચારને બ્રાયન–ડી–બોઈ ગીલ્બર્ટે ટેકો આપ્યો અને અમે બંને જણે મળીને ચોકઠું ગોઠવ્યું.

આ હલ્લો કરવામાં એ મને મદદ કરવાનો છે. એ અને એના સરદારો બહારવટીઆઓનો ભાગ ભજવશે ને હું મારો પોષાક બદલીને મારા બાહુબળથી સુંદરીનો બચાવ કરવા એકાએક આવી ચઢયો હોઉં એવો દેખાવ કરીશ."

"એમ?" ફીટઝુર્સે કહ્યું, "ત્યારે આ યુક્તિ તો તમે બંને જણાએ મળીને ગોઠવી લાગે છે? પણ ડી-બ્રાસી, આ સુંદર સ્ત્રીને તારા સલાહકારના હાથમાં સોંપવામાં પણ તેં ડહાપણ વાપર્યું જણાય છે. સેક્સન ગમારો પાસેથી તો તું આ સુંદર સ્ત્રીનું હરણ કરી શકીશ પણ બ્રાયન-ડી-બોઇ ગીલ્બર્ટના હાથમાં આવેલી સ્ત્રીનો કબજો તું મેળવી શકીશ કે નહિ તે એક સવાલ છે. એ બાજપક્ષી જેવો છે. હાથમાં આવેલા શિકારનો ભક્ષ કર્યા વગર જતો મૂકે એવો એ નથી."

ડી-બ્રાસીએ કહ્યું, "એ તો ટેમ્પલર છે ને, એનાથી કાંઇ આ કુંવરી સાથે લગ્ન થઈ શકે નહિ, અને ડી-બ્રાસીની ભવિષ્યની વહુનું અપમાન કરવાની તો એ હિમત જ ન કરે. એના મઠનો ઉપરી હોયને તોએ મારૂં અપમાન કરવાની હિમત નાજ કરે!"

ફીટઝુર્સે કહ્યું, "તું જીદ્દીલો છું ને હવે મારૂં માનવાનો નથી જ તેથી કહું છું કે બને તેટલું જલદી આ કામ પુરૂં કરજે ને તારી આ મૂર્ખાઇ લાંબો વખત ટકવા ન દઇશ."

ડી-બ્રાસીએ કહ્યું, "આ કામ બે ચાર કલાકનું છે અને ધારેલા ગમે તેવા સાહસિક કામમાં મદદ કરવા હું મારા લશ્કરને લઇ યોર્ક આગળ હાજર થઇશ—પણ હવે મારા સાથીઓ એકઠા થતા હોય એમ મને લાગે છે, અને ઘોડાઓનો ખુંખારાનો ને પગ પછાડવાનો અવાજ સંભળાય છે. સલામ-હવે હું એક ખરા વીરનર તરીકે એક સ્ત્રીનો પ્રેમ જીતવા જાઉં છું."

એને જતો જોઇ ફીટઝુર્સ બોલ્યો, "વીરનરની માફક? અરે, એક મૂર્ખની માફક, ખરૂં કહું તો એક બાળક જેમ નકામી ચીજ લેવા મોટું ને જરૂરી કામ મુકી દઇ જાય તેમ એક બાળકની માફક—પણ

એવા માણસો સાથે જ મારે કામ લેવાનું છે—અને કોને સારૂ ? એ બધું આ પ્રિન્સ જોનને માટે કરવાનું–એ જેવો લફંગો છે તેવો જ અવિચારી પણ છે, અને જેમ એક કૃતઘ્ન બાપને કૃતઘ્ન દીકરો નીવડ્યો છે તેવો જ કૃતઘ્ન શેઠ પણ નીવડશે પણ એ—એ એ પણ એક નમુનો જ છે. ને મારે એવાઓ સાથે જ કામ લેવાનું છે. પણ જો મગરૂબીમાં ને મગરૂબીમાં મારાથી જુદો પડવા પ્રયત્ન કરશે તો એને તરત જ ખબર પડશે કે એ તો મારા હાથમાં એક રમકડુ જ છે. ”

આ કુશળ રાજનીતિજ્ઞની વિચારમાળામાં પ્રિન્સ જોનની બૂમની ત્રુટ પડી. “ વૉલ્ડીમાર ફીટ્ઝર્સ ? ” ભવિષ્યના ચાન્સેલર થવાની ઉમેદ રાખનાર, આ કાવાબાજ નૉર્મન બૂમ સાંભળતાં જ ને ભવિષ્યના રાજાના હુકમનો અમલ બજાવવા જલદી ગયો.



# પ્રકરણ ૧૬ મું.

વાંચનારને યાદ તો હશેજ કે પોતાના આગલા દિવસના કાંઇક બેપરવાઇભર્યા ને શાંત સ્વભાવને લીધે પ્રેક્ષક વર્ગ તરફથી "બ્લેક સ્લગાર્ડ" નું ઉપનામ પામેલા વીરનરના પ્રયાસને લીધેજ ક્રિડાયુદ્ધમાં ઉપર જણાવેલું પરિણામ આવ્યુ હતું. આ વીરનર જીત મળી કે તરતજ રંગભૂમિ છોડીને ચાલ્યો ગયો હતો અને જ્યારે એ શૌર્યને માટે ઇનામ આપવા એની તપાસ થઇ ત્યારે હાજર ન હતો. જ્યારે એને બોલાવવા માટ ચારણોના પોકારો અને શરણાઇ તુરાઇઓના અવાજો થઈ રહ્યા હતા ત્યારે આ વીરનર તો ઉત્તર દિશા તરફના અજાણ્યા રસ્તા શોધી મુસાફરી કરતો હતો. રસ્તાપર આવેલી એક નાની ધર્મશાળા આગળ એ જ્યારે રાતવાસા સારૂ અટક્યો ત્યારે કોઈ મુસાફર માટે એને ક્રિડાયુદ્ધના પરિણામની ખબર આપી હતી.

બીજી સવારે પરોઢીયું થતાંજ એ ઉઠ્યો અને બીજા દિવસની લાંબી મુસાફરીમાં આરામની જરૂર ન પડે માટે ખાસ મહેનત આપી થકવી ન નાંખેલા ઘોડાપર સ્વાર થઇ એ લાંબી મુસાફરી કરવા નીકળ્યો. પણ અટપટા રસ્તાપર થઇને જ મુસાફરી કરવાના વિચારને લીધે ધારેલે ઠેકાણે પહોંચતાં પહેલાં સાંજ પડી ગઇ ને યૉર્કશાયરની પશ્ચિમ સરહદ સુધીજ એ પહોંચ્યો. ઘોડાને તથા માણસને ખોરાક તથા આરામ બંનેની જરૂર પડી. ને વળી તે ઉપરાંત રાત પડવાનો પણ વખત થયો હતો એટલે રાતવાસાના ઠામની પણ શોધ કરવી જરૂરની થઇ પડી.

જે જગ્યાએ મુસાફર આવી પહોંચ્યો હતો ત્યાં છાંયો કે ખોરાક મળી શકવાનો સંભવ જણાતો નહોતો અને આવે પ્રસંગે જેમ ઘણા વીરનરો ઘોડાને ચરવા મુકી દઈ એકાદ ઝાડના આગળ ટેકો દઈ ઉભો ઉભો પોતાની પ્રિયાના વિચારમાં મશ્ગુલ થઇ રાત ગાળી નાંખતો તેવું કરવાનો પ્રસંગ આવી પહોંચ્યો, પણ આ 'બ્લેક' વીરનર ને કયાં તો ઈકો પ્રિયા હશે નહિ કે કદાચ લડાઇ તરફ જેમ એ બેપરવા હતો

તેમજ સ્ત્રીના પ્રેમ માટે પણ બેપરવા હોય એમ લાગ્યું. ગમે તેમ હોય, પણ કોઇ સ્ત્રીના પ્રેમરૂપના વિચારમાં ગરકાવ થવા કરતાં સુવા સારૂ પોચી પથારી તથા તાજુ ખાવાનું મેળવવાનો પ્રયત્ન કરવાનો એને વિચાર થયો. એણે પોતાની આસપાસ ઘાડું વન અને એમાં ચરતાં ઢોરો યા શિકારીઓથી ત્રાસેલાં પ્રાણીઓએ નહાસી છુટવા નાના ચીલાઓજ જોયા એટલે એ કાંઇક નારાજ થયો.

સૂર્ય દેવતાએ અત્યાર સુધી તો આ વીરનરના ભોમીયાની ગરજ સારી હતી, પણ હવે ડરબીશાયરની ટેકરી વચ્ચે આવવાથી અંધકાર પડયો ને આગળ મુસાફરી કયે રસ્તે કરવી તે અશકય થઈ પડયુ. જંગલના આ ભાગમાં ઘણી પગથીઓ હતી. આમાંની એકાદ વધુ વપરાયેલી પગથીયે જઇ કોઇ ખેડુતની ઝુંપડીએ પહોંચવાનો વિચાર થયો. પણ કઇ પગથીએ વળવુ તેના અનેક વખત વિચાર કર્યા છતાં નિશ્ચય પર આવી શકયો નહિ.

આગળ બનેલા આવા જ અનુભવોએ એને શીખવ્યુ હતુ કે આવી ગુંચવણમાંથી કેમ છૂટવું તે ઘોડાઓ સારી રીતે સમજી શકે છે માટે આ વખતે પણ એ પ્રયત્ન અજમાવવાનો એણે નિશ્ચય કર્યો.

બખ્તર સજેલા પ્રચંડ શરીરી સ્વારના ભાર સાથે આખા દિવસની મુસાફરી કરવાને લીધે થાકી ગએલા આ ઘોડાને માલીકે લગામ ઢીલી મૂકી દીધી એટલે રસ્તો શોધવાનું પોતાનાપર નાંખ્યુ છે તે સમજતાં વાર લાગી નહિ. એડીઓના મારને ગણકાર્યા વગર જે ઘોડો ધીમી ચાલે ઘસડાતો ચાલતો ચાલતો હતો તે પોતાના પર વિશ્વાસ મૂકાયાથી કાંઇ મગરૂબ થઈ ટટાર થયો ને આનંદમાં આવી જઇ ત્વરાથી ચાલવા લાગ્યો. વીરનરે જે રસ્તો લીધો હતો તેનાથી કાંઇક ઉલટી દિશા ઘોડાએ પસંદ કરી. પણ ઘોડાને જાણે કાંઈ જાણ થઇ હોય તેમ નીડરતાથી વીરનરે કાંઈ પણ વાંધો જણાવ્યા વગર ઘોડાને જતો હતો તેમ જવા દીધો.

ઘોડાએ લીધેલો રસ્તો ખરો નીવડયો. પગથી આગળ વધતાં જરા પહોળી થઇને થોડી વારે જરા મોટો રસ્તો જણાયો. આ ઉપરાંતદૂર

વાગતા એક નાના ઘંટના અવાજે, વીરનરને કોઈ દેવળ યા મઠ નજીક છે એની ખાતરી આપી.

આગળ વધતાં એક લીલોતરીવાળું ચોગાન અને તેને બીજે છેડેથી ઉપસતી ઝાડપાન વગરની એક નાની ટેકરી મુસાફરની નજરે પડી. આ ટેકરીની બાજુ પર લીલોતરી હતી. તે તથા ખડકના પોલાણમાંથી ઉગેલા ઑકના ઝાડો અને નાના નાના છોડવાઓ, લડવૈયાઓની ટોપી પર લટકી રહેતા ફુમતાંઓની માફક દેખાઈ, આ ટેકરીનો બીહામણો દેખાવ કાંઇક ઓછો કરવાના સાધનરૂપ થઇ પડયાં.

આ ખડકના તળીયા આગળ પાસેના વનમાંના ઝાડના થડથી બાંધેલી એક ઝુંપડી હતી. ઝુપડી પર લીલ ભેળેલી માટીનું લીંપણુ કરેલુ હતું. એક 'ફર' ઝાડની ડાળીઓ કાપી નાંખી બારણા આગળ એવી રીતે ગોઠવ્યું હતુ કે કાંઇક બેડોળ પણ ઇશુખ્રિસ્તના ક્રોસનો આકાર જણાતો. ખડકમાં જમણી બાજુએ થોડે દૂરથી નિર્મળ પાણીનું ઝરણું વહી એક પોકળ પત્થર પર પડતુ હતું, પણ માણસ જાતે પોતાની અક્કલ હોંશિયારી વાપરી આ પોલા પત્થરને કુંડા જેવો બનાવવા પ્રયત્ન કર્યો હતો. પણ અહીંથી કેટલાએ વખત અગાઉ કરેલા રસ્તે થઇને ગુજારવ કરતો કરતો આ ઝરો નીચે પડી પાસેના જંગલમાં જઈ અદૃશ્ય થઇ જતો હતો.

આ વહેળા આગળ એક જર્જરીત દેવળ હતુ. દેવળના છાપરાનો ભાગ પડી ગયો હતો. આ મકાન જ્યારે સારી હાલતમાં હતુ ત્યારે ફક્ત સોળ ફીટ લાંબુ ને બાર ફીટ પહોળુ હતું અને મકાનના કદના પ્રમાણને શોભતું એનું નીચુ છાપરૂ જાડા ટુંકા થાંભલા પર ટેકવતી દરેક ખૂણામાં આવેલી કમાનો પર ટેકવાઈ રહેતું હતું. છાપરૂં પડી ગયું હતું છતાં કમાનની બે બાજુઓ અખંડ રહી હતી અને બીજી કમાન પર છાપરૂ વળગી રહ્યું હતું. આ જર્જરીત દેવળમાં સેકસન બાંધણીને મળતો આવતો કમાન ઘાટનો ઘણો નીચો દરવાજો હતો અને એના પરની કોતરણી પણ તે વખતની કોતરણી જેવી જ હતી. જે ઘંટનો ધીમો અવાજ આપણા વીરનરે સાંભળ્યો હતો, તે ઘંટ આગલી પડાળી

પર ટેકવેલા ચાર થાંભલા ટેકવી કરેલા નાના મિનારાની વચમાં લટકી રહ્યો હતો.

સંધ્યાકાળના ઝાંખા અજવાળામાં ઉપર વર્ણવેલુ મકાન જ્યારે મુસાફરની નજરે પડયુ ત્યારે ભુલા પડેલા, અને ભ્રમીત મુસાફરોને રાતવાસો આપવાની દેવળોમાં રહેતા સાધુઓની ખાસ ફરજ છે, એ એ જાણતો હોવાથી એના જીવને તાઢક થઇ.

આપણે ઉપર વર્ણવેલા મકાનના દેખાવ, અને સ્થિતિ પર લક્ષ આપવા થોભ્યા વગર ઘોડા પરથી એ ઉતર્યો, અને ભાલાના બુઠ્ઠા છેડાથી બારણુ ઠોકયુ.

અંદરથી જવાબ મળતાં વાર લાગી અને આખરે જવાબ આશા મળે એવો ન મળ્યો.

કઇક જાડા અને ગાઢા અવાજથી અંદરના માણસે કહ્યું, " તું જે હોય તે આગળ ચાલી જા અને પરમેશ્વરના એક નમ્ર સેવકની પ્રાર્થનામાં ખલેલ ના પાડ. "

વીરનરે કહ્યું, " પુજ્ય ગુરુજી બારણે એક ભુલો પડેલો માણસ આવ્યો છે અને તમને પરોણાગત કરવાની ઉત્તમ તક મળી છે. "

મઠના રહેવાશીએ કહ્યું, " ભલા ભાઇ, સેંટ-ડનસ્ટાને અને આપણી પવિત્ર માતાએ કોઇ તરફ હું પરમાર્થ બુદ્ધિ કરી શકુ એવું ન રાખતાં, મને પોતાને એવો બનાવ્યો છે કે મારે પોતાને બીજાના પરમાર્થ પર રહેવું પડે છે. મારી પાસે એક કુતરો ખાઇ શકે એવો ખોરાક પણ નથી અને તારા કોડીલા ઘોડાની પથારીને લાયકનું ઘાસ પણ મારે ત્યાં નથી, માટે મહેરબાની કરીને ચાલ્યા જાવ અને ઇશ્વિર તમારી મુસાફરીમાં તમને મદદ કરો. "

વીરનરે કહ્યું, " પણ રાત પડવા આવી છે એટલે આ ઘાડા વનમાંથી અંધારામાં મને રસ્તો કેમ કરી જડે ? પુજ્ય ગુરુજી, મહેરબાની કરીને બારણું ઉઘાડીને મને રસ્તો તો બતાવો. "

સાધુએ જવાબ આપ્યો " ઓ ભલા ખ્રીસ્તી, હવે મને ખોટી ના

કર. ચંદ્રોદય થતાં પહેલાં મારે પુરા કરવાના સ્તોત્ર ને જપમાં તેં આટલો તો ભગ કર્યો છે."

"રસ્તો બતાવ! રસ્તો" વીરનરે ગુસ્સે થઇને મોટેથી બૂમ મારી. "જો તું મને ઘરમાં દાખલ નજ કરવાનો હોય તો મને વનમાંથી બહાર નીકળવાનો રસ્તો બતાવ.

સાધુએ કહ્યું, "રસ્તો શોધવો સહેલો છે. જગલમાંથી બહાર નીકળતાં જ કાંપવાળી જમીન આવે છે; પછી એક નાળુ આવે છે. વરસાદ હવે બંધ થયો છે એટલે હવે તો નાળાં પરથી જવાશે, નાળું વટાવ્યા પછી ડાબા કાંઠા પર ચડતી વખતે ધ્યાન રાખજે, કારણકે ઢોળાવ જરા વધારે સીધો છે અને નદીના કાંઠાનો રસ્તો (મારાથી તો દેવળનું કામ મુકી બહાર જવાતું નથી) મેં સાંભળ્યું છે તે મુજબ વચ્ચે વચ્ચે બગડી ગયો છે. આ પછીનો રસ્તો સીધો–"

વીરનર વચમાં બોલી ઉઠ્યો, "ભાંગ્યો તૂટ્યો રસ્તો, સીધો ઢોળાવ, નાળું અને કાંપ–દાઢી રાખી ને જપ જપી જો તમે પવિત્ર સાધુ થયા હો તો તો તમે મને અંધારામાં આ રસ્તે જવાની સૂચના નાજ કરો. દેશના ધર્મ ખાતામાંથી પોષણ લેનારને તારા જેવા એક નાલાયક સાધુને–મારા જેવા એક ભુલા પડેલાને રાતવાસો રહેવાની ના પાડવાનો હક જ નથી. એકદમ બારણું ઉઘાડ નહિ તો હું બારણું ભાંગીને દાખલ થઇશ."

સાધુએ જવાબ દીધો, "ભલા પ્રવાસી આટલો આકળો ન થા, જો દ્વંદ્વયુદ્ધની તું માંગણી કરીશ તો લ્હાણુ નહિ કાઢે."

દૂરથી ભસતાં કુતરાંનો અવાજ પાસે આવતો જણાવાથી વીરનરને લાગ્યું કે પોતાની ધમકીથી ડરી જઇને સાધુએ મદદ સારૂ કુતરાઓને પાસે બોલાવ્યા છે, એટલે રાતવાસો આપવાને બદલો સાધુને આમ લડ-વાની તૈયારીઓ કરતો જોઈ વીરનર ચીઢાયો ને રોષમાંને રોષમાં બારણાંને એવા જોરથી ધક્કો માર્યો કે થાંભલાઓ તથા મોભ પણ ધ્રુજી રહ્યા.

કદાચને બારણું બીજા આવા હુમલાથી ભાંગી જાય એ બીકે સાધુએ મોટેથી કહ્યું, " ધીરો પડ ! ધીરો પડ ! ભલા પંથી તારા જોરનો નાહક ઉપયોગ ન કર. હું બારણું ઉઘાડું છું ખરો પણ તેમાં તું કાંઇ ફાયદો કાઢવાનો નથી.

આ પછી તરતજ બારણું ઉઘડયુ ને મજબુત બાંધાના પ્રચંડ શરીરી સાધુના દર્શન થયાં. આ સાધુએ કતાનમાં શીવેલો ઝભો ને ટોપી પહેર્યાં હતાં, એ ઝભો બાંધવાનું દોરડું દર્ભમાંથી વણેલું હતું. એના એક હાથમાં બળતી મશાલ હતી ત્યારે બીજા હાથમાં દંડની ગરજ સારે એવી જાડી લાકડી હતી. બારણું ઉઘડે કે તરતજ મુસાફર પર હુમલો કરવા બે શિકારી કુતરાઓ તૈયાર થઇ ઉભા હતા. પણ મશાલના અજવાળાને લીધે વીરનરની ટોપી પરની કિંમતી કલગી તથા સોનાની એડીઓ પર નજર પડી કે તરતજ સાધુએ મૂળ ઇરાદો ફેરવી નાંખી ગુસ્સો સમાવી દઇ કાંઇક ગામડીઆ સભ્યતાથી વીરનરને ઝુંપડીમાં આવવા આદર આપતાં આપતાં, સાધુસંતોને પણ ન મુકનાર લૂંટનારાની બીકે બારણું ઉઘાડવામાં વાર લાગી એ કારણ આપી દીધું.

વીરનરની નજરે સુકાં પાનની પથારી, ખરબચડા લાકડાનું એક ટેબલ, તેવાજ લાકડાની બે બાજઠો અને બેડોળ ઘાટના ક્રોસ સિવાય બીજું કાંઇ ન જણાતાં એણે કહ્યું, " તમારી ઝુંપડીની ગરીબાઇ જ ચોરોને હાંકી મૂકવા માટે પુરતી છે. ને તેમાંએ વળી તમારા આ બે ખુનસી જાતના કુતરા છે, એટલે પછી તમારે બીવાનું શું કારણ છે ?

સાધુએ કહ્યું, " આ જંગલના દયાળુ રખેવાળે હાલ તો આ અંધાધુંધીનો કાળ પુરો થાય ત્યાં સુધી મને પોતાના આ બે કુતરા મદદ અર્થે આપ્યા છે. "

આટલું કહી એણે ઓકના ઝાડમાંથી બનાવેલી દીવી પર મશાલ ટેકવી, બળતી સગડીમાં બેએક લાકડાના કકડા નાંખી સતેજ કરી, પછી ટેબલની બાજુએ પડેલા એક બાજઠ પર બેસી બીજા બાજઠ પર વીરનરને બેસવા કહ્યું.

બને જણુ સામસામી બેઠક પર બેઠા. બને જણાને એક બીજા પ્રત્યે નજર નાંખતાં લાગ્યું કે પોતાની સામે બેઠેલા માણસ કરતાં વધારે મજબુત અને પહેલવાન બાંધાનો કોઈ માણસ હશે નહિ.

ઘણો વખત પોતાના યજમાન તરફ જોઇ રહ્યા પછી આખરે વીરનરે પૂછ્યુ, " પૂજ્ય સાધુ મહારાજ ! જો તમારા પવિત્ર વિચારોમાં ખલેલ ન પડે તો મારે તમને ત્રણ સવાલ પૂછવા છે, એક તો એ કે મારા ઘોડાને કયાં બાંધવો ? બીજું મારે માટે ખાવા કાંઇ છે કે નહિ ? અને છેલ્લું એ કે રાત્રે મારે કયાં સુવાનું છે ? "

સાધુએ કહ્યું, " જ્યાં નિશાનીથી ચાલતું હોય ત્યાં શબ્દ નહિ વાપરવા એવો મારો નિયમ હોવાથી હુ તમને નિશાનીથી જવાબ આપીશ." આમ કહી એણે ઝુંપડીના બે ખૂણા તરફ નિશાની કરી. " ત્યાં ઘોડો બાંધજો અને ખુણે પથારી કરજો. " પછી સુકા વટાણાની એક તાસક બાજુ પરની છાજલી પરથી ઉતારી ટેબલપર મૂકી. " આ તમારૂં ખાવાનું " એમ કહ્યું.

વીરનરે ખભા મરડયા. બહાર જઇ ઝાડ સાથે બાંધેલો ઘોડો અંદર લઇ આવી કાળજીપૂર્વક જીન તથા સામાન ઉતાર્યો અને પછી પોતાનો ઝભ્ભો ઘોડાને ઓરાઢયો.

ઘોડા માટે વીરનરને આટલી કાળજી કરતા જોઇ સાધુનું હૃદય કાંઇક પીગળ્યું. જંગલના રખેવાળના ટટ્ટુ માટે આણેલા ઘાસમાંથી થોડું વધેલું ઘાસ પડયું છે, એવી મતલબનું કાંઇક બોલી ઘાસનો એક પુળો કાઢી આપ્યો અને ઘોડાની પથારી સારૂ થોડી સુકી પરાળ પણ આપી. વીરનરે યજમાનનો આભાર માન્યો. પછી ટેબલપર બને જણુ બેઠા. વટાણાની રકાબી વચમાં પડી હતી. સાધુ લાટીન ભાષામાં કાંઇક મંત્ર ભણ્યો. બે ચાર વટાણાના દાણા મ્હોંમાં નાખ્યા. આમ કરતી વખતે એના સફેદીમાં અને તીણા આકારમાં જંગલી કુક્કરને મળતા આવતા દાંતોની હાર જણાઈ આવી.

વીરનરે વટાણા ખાવા જ્યારે ટોપી, બુરખો અને બખ્તરનો કેટલોક

બાગ ઉતારી નાખ્યો ત્યારે ભરચક સોનેરી વાળવાળું માથું, ભુરી ચકચકતી ને તેજસ્વી આંખો, ઘાટીલુ મ્હોં અને માથાના વાળ કરતાં સહેજ કાળશ પડતી મૂછોવાળી ભવ્ય મુખમુદ્રા સાધુની નજરે પડી. એના મજબુત કદ્દાવર બાંધા સાથે એની આ શૌર્યભરી ને તેજસ્વી મુખમુદ્રા બરાબર શોભતી હતી.

વીરનરે પોતાના પર વિશ્વાસ રાખી મુખમુદ્રા ખુલ્લી કરી ત્યારે સાધુએ પણ પોતાની ટોપી ઉતારી. એના માથાનો ઘાટ જુવાન માણસના જેવો ગોળમટોળ હતો. ચકચકતું તાલકુ અને બાજુ પર ઉગેલા ટુંકા બરછટ વાળથી દેખાવ કાંઇક વિચિત્ર જણાતો હતો. ચહેરા પરથી મઠ નિવાસી ભોજન યા તો પવિત્ર સાધુનું મિતાહારપણું જણાતું ન હતું. એનો બહાદુર ચહેરો, ગોળ મ્હોં, ભરાવદાર ભમરો, ઘાટીલું કપાળ, તુરઇ વગાડનાર જેવા ગોળ ને હીંગળોકીયા રંગના ગાલ અને લાંબી ભરચક દાઢી આથી ઉલટી જ સાક્ષી પુરતાં હતાં. આ પવિત્ર સાધુના લાલબમ શરીર અને ભરાઉ ચહેરા પરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું કે માણસનો ખોરાક સુકા વટાણાનો નહિ પણ ઉત્તમ પ્રકારનાં માંસાદીનો હોવો જોઇએ અને આ સાદાં ભોજનને માંસલ શરીર વચ્ચેની વિરૂદ્ધતા વીરનરના લક્ષમાં આવ્યા વગર રહી નહિ. મહા મહેનતે સુકા વટાણાનો એક બુકો ખાઇ રહ્યા પછી ન છુટકે વીરનરે આ પવિત્ર યજમાન પાસે કોઇ પ્રકારનું પીણું માગ્યું ત્યારે ઝરાના નિર્મળ પાણીનો વાડકો મળ્યો.

સાધુએ કહ્યું " સેંટ-ડનસ્ટાનના કુવાનું પાણી છે. એક જ દિવસમાં સેંકડો અંગ્રેજો અને ડેનોને આ કુવાના પવિત્ર પાણીથી સેંટ-ડનસ્ટાને પવિત્ર કર્યા છે. "

આટલું કહી પોતાની કાળી દાઢી વાસણને અડકાડી એણે એક ઘુંટડો પાણી પીધું. પાણીનાં આટલાં વખાણ કર્યા પછી એણે આટલું થોડું પાણી પીતો જોઇ વીરનરને જરા આશ્ચર્ય લાગ્યું.

વીરનરે કહ્યું, " પુજ્ય ગુરુજી, સુક્ષ્મ ખોરાક અને આ ઘુંટડા ભર પવિત્ર પાણીથી તમારા શરીરને સારું પોષાણ મળતું જણાય છે.

આ એકાંત વાસમાં જપજાપ કરવા કરતાં અને સુકા વટાણા અને નિર્મળ પાણી પર જીંદગી ગાળવા કરતાં, કુસ્તીબાજ તરીકે ઇનામ લેવાનું, દંડુકાની લડાઇમાં જીતવાનું અને તરવારબાજો સાથે ખેલ કરવાનું તમારે માટે વધારે યોગ્ય જણાય છે.

સાધુએ કહ્યું, "વીરનર! તારા વિચારો પામર અજ્ઞાન મનુષ્ય જાતિને છાજતાજ છે. આ સાદા ખોરાક પર મારા પવિત્ર પૂજ્ય ગુરૂ અને પવિત્ર મેરીએ આશીર્વાદ આપ્યા છે. સારેસન રાજાના જ્યુ કેદીઓએ જેમ માંસાદી ખોરાકનો અસ્વીકાર કરી, આ સાદો પણ પુષ્ટિકારક ખોરાક ખાઇ વધારે મજબુત ને તંદુરસ્ત રહી શકયા હતા તેમ મિતાહારી ખોરાકપર હું પણ મારૂં જીવન ટકાવી શકું છું."

"પૂજ્ય સાધુ મહારાજ, આવા મિતાહારી ખોરાકપર જીવન ગાળી, પરમેશ્વરની મહેર પામનારનું નામ મુજ પાપી જીવને જણાવવા કૃપા કરશો?"

"આ ભાગમાં હું કોપમેનહર્સ્ટના પાદરી તરીકે ઓળખાઉં છું. એ લોકોએ મને "પવિત્ર" ઉપનામ આપ્યુ છે ખરૂં, પણ હું મારી જાતને એ ઉપનામને લાયક ગણાતો નથી. બહાદુર વીરનર તમારૂં નામ શું?"

"કોપમેનહર્સ્ટના પવિત્ર ગુરૂજી; આ ભાગના લોકો મને "બ્લેક વીરનર" તરીકે ઓળખે છે, અને આગળ પડવાની મને હોંસ ન હોવાથી કેટલાકોએ મને 'સ્લગાર્ડ' (આળસુ) એ ઉપનામ પણ આપ્યું છે."

પરોણાનો આ જવાબ સાંભળી સાધુએ મહા પ્રયત્ને હસવું ડાબી રાખ્યું. 'સ્લગીશ' વીરનર તુ ઘણો પકકો આદમી જણાય છે. મહેલોમાં જાતજાતના ખોરાક ખાનાર તારા જેવાને આ ઝુંપડીનું સાદું ભોજન પસંદ પડયું હોય એમ લાગતું નથી. સ્લગાર્ડ વીરનર! જે રક્ષકે મારા રક્ષણ સારૂં આ કુતરાઓ રાખ્યા છે ને આ ઘાસ આપ્યુ છે, તેજ રક્ષક થોડુ ઘણું ખાવાનું પણ મુકી ગયો છે. પણ મારૂં ચિત્ત ગંભીર વિચારોમાં રોકાઇ ગયું હોવાથી મારે બીનોપયોગી એ ખોરાકની હું સરતજ ચુકી ગયો હતો."

વીરનરે કહ્યું, "એ મૂકીજ ગયો હોવો જોઇએ. તમારો ચહેરો જોયો ત્યારથીજ મને તો લાગ્યું હતું કે આ સુકા વટાણા સિવાય બીજો ખોરાક ઝુંપડીમાં હશે. તારો રક્ષક મિત્ર આનદી સ્વભાવનો જણાય છે. તેથી ઘોડાને લાયકના વટાણા ને પાણી તને પીવા દઇ બીજા કોઇ સારા ખોરાકથી વિમુક્ત રાખે એ વાત ધ્યાનમાં ઉતરે તેમજ નથી, ચાલ ત્યારે હવે તારા મિત્રની ભેટ જલદી કાઢ."

સાધુએ કાંઇક ચિંતાતુર નજરે વીરનર પર કેટલો વિશ્વાસ મુકવો તે જોયું, પણ વીરનરના ચહેરા પર જણાતું સ્પષ્ટ નિખાલસપણું અને વિશ્વાસ સૂચિત હાસ્ય યજમાનની ચિંતા ટાળવા પુરતાં હતાં.

એકાદ બીજી નજર નાખી યુક્તિથી સાધુએ સતાડી રાખેલો સચ ઉઘાડયો, ત્યાંથી એક મોટા વાસણમાં માંસની વાની તૈયાર કરેલી હતી તે આણી પરોણાની સામી મૂકી, કે તરત જ પરોણાએ શસ્ત્રના છેડા વતી કાપી ઇન્સાફ આપવો શરૂ કર્યો.

આ નવી વાનીના થોડાક કોળીઆ ખાઈ કાંઇક ભૂખ શાંત પડવા પછી વીરનરે પૂછ્યું "આ ભલા રક્ષકને અહીં આવે કેટલા દિવસ થયા ?"

કાંઇક ઉતાવળમાં સાધુએ જવાબ દીધો "આસરે બે મહીના. અજબ ! પવિત્ર ગુરૂ મહારાજ ! તમારી ઝુંપડીમાં તો બધું જ કાંઇ ચમત્કારી જણાય છે ! આ વાત જો તમે મને કહી ન હોત તો હું સોગંદ ખાત કે આ માંસ જે રૂષ્ટપુષ્ટ જાનવરનું છે તે જાનવર બે ચાર દિવસ પર તો દોડતું જ હશે."

આ જવાબથી સાધુ કાંઇક નારાજ થયો. પોતે મિતાહારીપણાનો ડોળ કર્યો હોવાથી સુંદર વાની ખાઇ શકાતી નહોતી ને ઝડપથી તે પુરી થતી જોઇ એની નારાજી કંઇક વધી.

વીરનરે ખાતાં ખાતાં એકાએક અટકી કહ્યું "ભલા સાધુ હું પેલેસ્ટાઇનિ ગયો હતો ત્યાં પરોણાને પીરસેલા ખોરાકમાં ઝેર ભેળવેલું નથી એ સિદ્ધ કરી આપવા યજમાન પણ સાથે જ જમે છે. તમારા જેવા પવિત્ર માણસ મને ઝેર દે એવો કાંઈ મને શક નથી પણ જો

આ પૂર્વના રિવાજો અનુસાર તમે પણ આ ભોજનમાં ભાગ લેશો તો હું ઘણો આભારી થઈશ. "

" તારી ખોટી શકાનું નિવારણ કરવા હું મારા નિયમનો ભંગ કરીશ " આટલુ કહી તે વખતે ચાલતા હાથથી ખાવાના રિવાજ મુજબ એકદમ સાધુએ હાથ વતી ખાવાનું શરૂ કરી દીધુ.

ખાવાનું શરૂ કર્યા પછી તો પરોણા અને યજમાન વચ્ચે વધારે કોણ ખાઇ શકે છે એની સરસાઈ થતી જણાઇ અને પરોણો ઘણા વખતથી ભૂખ્યો હતો છતાં યજમાન ખાવામાં પાછો હઠયો નહિ.

ભૂખ મટયા પછી વીરનરે કહ્યું, " પવિત્ર ગુરૂજી, હુ એક ઝેકીન સામે મારા ઘોડાને હોડમાં મુકી કહું છું કે જે ઉદાર રક્ષક આવું સ્વાદિષ્ટ ભોજન આપી ગયો છે તેણે તેની સાથે પીવા થોડો ઘણો દારૂ પણ આપ્યો જ હશે. તમારા જેવા તપસ્વીને આ વાત ધ્યાનમાં રહેવી સંભવિત નથી પણ જો તમે પેલા ભંડારિયામાં ફરીથી તપાસ કરશો તો મારી તો ખાતરી છે કે હું ખરો પડીશ. "

આના જવાબમાં 'સાધુ હસીને ઉઠયો અને ચારેક કુવાર્ટસ' (બશેર) દારૂથી ભરેલા શીશાની સાથે હાડકાંમાંથી બનાવેલા ને રૂપાની પટીથી શણગારેલા બે પ્યાલા લાવ્યો. આ પીણું આણ્યા પછી બીજી વાર કાંઈ વિવેકની વાટ જોતાં એણે બને પ્યાલા ભર્યા અને સેકસન ભાષામાં વીરનરની તબીયતની સલામતી લઇ એકકે ઘુટડે પોતાનો પ્યાલો ખાલી કર્યો.

" કોપમેનહર્સ્ટના પવિત્ર ગુરૂજીની સલામતી " એમ બોલી વીરનરે પણ યજમાનની સલામતી એવેજ ભરેલે પ્યાલે લીધી.

પ્યાલા પુરા કરી વીરનરે કહ્યું " પવિત્ર ગુરૂજી, તમારા જેવા મજબુત માંસલ શરીરવાળા અને ખાધાપીધાના આટલા શોખીન માણસને આવા એકાંત જંગલમાં પડી રહેતા જોઇ મને નવાઇ લાગે છે. મારા માનવા પ્રમાણે તો તમારૂં જીવન વટાણા ને પાણી પર થા તો ભલા રક્ષકની મહેરબાની પર ગાળવાને બદલે કોઇ કિલ્લા કે મહેલમાં

રહી ઉત્તમ માંસ ને તેજી દારૂ પર ગળાવા જ સર્જાયલું હોવું જોઇએ. તમારી જગાએ હું હોઉં તો આ જંગલમાં રહેતા અસંખ્ય હરણોનો શિકાર કરી મઝા માનું. આ જંગલમાં ટોળાંબંધ હરણ છે તેમાંનું એકાદ હરણ ઓછું વધારે થાય તો કાંઇ ખબર પડે તેમ નથી.

"સ્લગીશ વીરનર, આવું ના બોલો, આ શબ્દ બોલી તમે મને ભયમાં નાખો છો. હું રાજા અને કાયદાને માન આપનાર સાધુ છું. જો હું મારી ફરજમાંથી ચુકું તો કદાચ મારા વેષને લીધે ફાંસીમાંથી બચી જાઉં તોએ કેદમાંથી તો છુટું જ નહિ."

વીરનરે કહ્યું "એ તો ગમે તે થાય પણ જો હું તમારી જગાએ હોઉં તો ચાંદની નીકળી હોય ને રખેવાળો જ્યારે ભર ઉંઘમાં પડયા હોય ત્યારે જંગલમાં ફરવા નીકળું અને પ્રભુ નામનો ઉચ્ચાર કરતાં કરતાં ઘાસના ખેતરોમાં ચરવા નીકળી પડેલાં હરણપર એકાદ બે તીર ફેંક્યા વગર રહું નહિ. ખરું કહો, ભલા સાધુજી તમે કોઇ વાર આવું કર્યું નથી ?"

"ભલા મિત્ર જુલમથી બારણું ઉઘડાવી દાખલ થનારને બતાવી શકાય તે સર્વ ચીજ મેં તને બતાવી છે. તને જે મળ્યુ છે તે ક્યાંથી આવ્યું છે તેની તપાસ કર્યા વગર આનંદથી ખા. તારો પ્યાલો બીજીવાર ભર અને પી, અને કહું છું કે ફરીથી આવા સવાલ પુછી મને ચીડવીશ નહિ, બાકી તને ખાતરી કરી આપીશ કે તારી ધમકીથી ડરી જઇ બારણુ ઉઘાડવા જેટલો હું બાયલો નથી."

"આ જવાબથી તો મારી ઇંતેજારી ઘટવાને બદલે વધી. અત્યાર સુધી તારા જેવા ભેદુ સાધુને હું મળ્યો નથી અને આપણે છુટા પડીશું તે પહેલાં તેમાંનો કાંઇક ભેદ હું પામીશ. તુ બીક ભરાવે છે ખરો પણ ભલા સાધુ મારો સ્વભાવ લડાઇ અગર ભય શોધવાનો છે એટલે હું કાંઇ બીવાનો નથી."

"સ્લગીશ વીરનર હું તારી સલામતી ચાહું છું. તું બહાદુર જણાય છે પણ જરાક નાદાન જણાય છે. જો તું મારી સાથે એક સરખાં શસ્ત્ર લઇ ઉતરી પડે તો હું તને એવો તો ગુંદરપાક ચખાડું કે

ફરીથી હદપાર જીજ્ઞાસા કરવાની ખો તો તું ભૂલી જ જાય."

વીરનરે લડવાનું વચન આપી કહ્યું, કે "તારી પાસે ક્યા ક્યા શસ્ત્ર છે ? ચાલ બતાવ જોઇએ તારી હોંશિયારી ?"

સાધુએ કહ્યું, "નાનાંથી માંડી મોટા સુધીનું એકે શસ્ત્ર એવું નથી કે જે લઇને હું તારી સાથે લડી ના શકું. તું મારા શસ્ત્ર બળ સામું ટકી નહિ શકે પણ લે હું મારી પાસે પડેલાં નાનાં શસ્ત્રો કાઢું."

આટલું કહી બીજું ભંડારીયું ઉઘાડી તે વખતે સિપાઇ સપલગરોમાં વપરાતાં હથિયારો કાઢયાં. વીરનરે આ બીજા ભંડારીયાંમાં બે ચાર લાંબાં તીરકામઠાં અને તેને લગતો સામાન જોયો. ભંડારીઆમાં ત્રિકોણ આકારનું વાજીંત્ર હોવા ઉપરાંત સાધુને ખીનોપયોગી ચીજ પણ હતી.

"ભલા સાધુ મહારાજ હું તમને બીજા સવાલો નહિ પુછું. આ ભંડારીઆમાંની ચીજોએ મને જોઇતા જવાબ આપ્યા છે. તમારી જોડે શસ્ત્રોના ઉપયોગમાં સરાસરી કરવા કરતાં આ વાજીંત્ર પર જ આપણે આપણી હોંશિયારીની સરસાઇ કરીએ."

"બહાદુર યોદ્ધા, સ્લગીશ ઉપનામ ખરેખર તમને યોગ્ય નથી. તમે મને છેતર્યો હોય એમ લાગે છે. પણ આજે તમે મારા પરોણા છો તો તમારી ઇચ્છા વગર હું તમારી બહાદુરીનો કસ કાઢવા ઇચ્છતો નથી. બેસો પ્યાલો ભરો. ચાલો ખાઇ પી, આનંદ કરીએ. જો તમે એકાદ ગાયન સારૂં ગાઇ જાણતો હશો તો જ્યાં સુધી હું સેંટ–ડન્સટાન મંદિરનો પુજારી છું ત્યાંસુધી આ મઠમાં તમને હંમેશ આવકાર આપીશ અને હું ધારૂં છું કે હું આ મારો ભગવો વેશ બદલી, કબરમાં દટાઇશ ત્યાંસુધી અહીં જ રહીશ એમ માનું છું. પણ ચાલો વાજીંત્રના સૂર મેળવતાં વખત બહુ થશે ને દારૂના ઝણઝણાટ વગર કાંઇ એ કામ થવાનું નથી. માટે પ્યાલા ભરો, હું તો વાજીંત્ર હાથમાં લેતાં પહેલાં, એટલું પીઉં છું કે મારી દરેક નસોમાં ઝણઝણાટ થઇ રહે છે."

# પ્રકરણ ૧૭ મું.

સાધુના કહ્યા પ્રમાણે છુટથી દારૂ પીધો છતાંએ વાજીંત્રના સૂર મેળવતાં મેળવતાં વીરનરનો દમ નીકળી ગયો. આખરે એણે કહ્યું, "સાધુ મહારાજ વાજીત્રનો એક તાર તૂટી ગયો છે ને બીજા તાર પણ ખેંચાઇ ગયા લાગે છે."

"તમને એની સમજણ પડી? ત્યારે તો તમે ગાયન કળામાં પણ પ્રવીણ જણાવ છો." પોતાની આંખો ગંભીરાઇથી ઉચી ચઢાવી દહી સાધુ બોલ્યો, "હા, દારૂ અને ધીંગામસ્તીનું પરિણામ બીજું શું આવે? ઉત્તરના ભાટ એલેન-એ-ડેઇલને મેં બહુએ કહ્યું કે સાત પ્યાલા દારૂ પીધા પછી આ વાજીંત્ર હાથમાં લેવામાં માલ નથી પણ એણે લીધું. ચાલો મિત્ર એના સૂર મેળવવાની તમારી ફતેહ માટે એકાદ પ્યાલી લઇએ."

આટલું કહી અતિશય દારૂ પીવા માટે આ સ્કોટલાંડના ભાટની અતિશય દારૂ પીવાની ટેવ વિષે ટચાક કરતાં કરતાં એણે એક પ્યાલી દારૂ પીધો.

"વીરનરે આટલા વખતમાં તાર સૂરમાં આણ્યા પછી પૂછયું, કે કયા રાગનું ગાયન સાંભળવાનો તમને શોખ છે?"

સાધુએ કહ્યું, "એકાદ લાવણી લલકારો, વીરનર, હું એક અંગ્રેજ છું, અને સેંટ-ડનસ્ટાન પણ અંગ્રેજ હતા. મને બીજી ભાષાના ગાયન પર તિરસ્કાર છે. તેમજ એમને પણ હશે જ. આ મંદિરમાં અંગ્રેજી ભાષાનું ગાયન જ લલકારવું જોઈએ."

વીરનરે કહ્યું, "ત્યારે "પવિત્ર દેશમાં" એક સેકસને જોડેલી લાવણી લલકારૂં છું."

સંગીત શરૂ થયું કે તરતજ જણાઈ આવ્યું કે વીરનર પ્રવીણ સંગીતશાસ્ત્રી નહતો છતાં હોંશિયાર સંગીતશાસ્ત્રી પાસે એણે શિક્ષણ લીધું હોવું જોઇએ. એનો કુદરતી ઘાંટો જાડો તેમજ ખોખરો હતો




બ્લેકનાટઈ અને સાધુ.

છતાં કુદરતી ખોડોમાં એણે શિક્ષણની મદદથી કાંઇક સુધારા કર્યા હતા. તેથી ગાયનના મર્માર્થ જોડે એના અવાજમાં વચ્ચે વચ્ચે જુસ્સો, શાંતિ અને ઉત્સાહ જણાતાં હતાં, અને તેની કિંમત આંકવા સાધુ કરતાં કોઈ વધુ હોંશિયાર માણસની જરૂર હતી.

ગાયન ચાલતું હતું તેટલીવાર નવા નાટકમાં જેમ એક વિવેચક જે ધ્યાનથી સાંભળે છે તેવા ધ્યાનથી સાધુ સાંભળતો બેઠો હતો. અર્ધ મીંચેલી આંખો સાથે ખુરશી પર એ પડયો હતો, અને વચ્ચે વચ્ચે ગાયન સાથે એના હાથ ને અંગુઠા બંધ ઉઘાડ થતા હતા. એના હાથ ગાયનના ઢાળ સાથે આમથી તેમ ઝોલાં ખાતા હતા. 'વળી જ્યારે વીરનરનો ઘાંટો ઉંચો જતો નથી એવું એને લાગતું, ત્યારે એ સૂર પણ પુરાવવા લાગતો. ગાયન પુરૂં થયું એટલે આ તપસ્વીએ ગાયનના તેમજ ગાનારની શક્તિનાં ઘણાં વખાણ કર્યા.

એણે કહ્યું કે " મને લાગે છે કે નોર્મન લોકોમાં પ્રચલિત શોકમય લાવણીઓ ઘાડા સંસર્ગને લીધે સેકસન ભાઇઓમાં પણ ચાલુ થઈ ગઇ છે. આ પ્રમાણિક વીરનરને ઘેરથી જવાનું કારણ શું હતુ ? જ્યારે એ પાછો ફર્યો ત્યારે પોતાની પ્રમદાને પોતાના હરિફ સાથે પ્રેમમાં પડેલી જોઈ. તેમાં એને નવાઇ જેવું શું લાગ્યુ ? આ પ્રેમીના ગાયન તરફ, આ પ્રમદાએ દુર્લક્ષ કર્યું તેમાં અચબો લાગવા જેવું શું છે ? હશે, ચાલો આપણે ખરા પ્રેમીઓની ફતેહ ખાતરે એકેક પ્યાલી પીએ." વીરનરને સાદા પાણીથી પ્યાલો ભરતો જોઇ એણે કહ્યું, " કેમ પાણી પીવા માંડયું ? તમે હજુ કોઇના પ્રેમ પાસમાં બંધાયા હોય એમ જણાતું નથી. "

વીરનરે કહ્યું, " કેમ તમે જ નહોતું હો કહ્યું કે આ પાણી તો 'સેંટ ડનસ્ટાન'ના પવિત્ર કુવામાંથી આણ્યું છે. "

" હા, તે ખરી વાત છે, એણે સેંકડો નાસ્તિકોને આ કુવાના પાણીથી પવિત્ર કરી ખ્રસીતી ધર્મવાદી કર્યા છે. પણ આ પાણી એણે પીધું હોય એવું મેં સાંભળ્યું નથી. દરેક ચીજનો યોગ્ય ઉપયોગ કરવો જોઇએ.

જેમ બીજા સર્વ જાણે તેમ સેંટ-ડનસ્ટાનને પણ આનંદી સાધુના ખાસ હકની ખબર હતી."

આટલું કહી વાજીત્ર હાથમાં લઇ એક જાણીતું ગાયન સાધુએ લલકાર્યું.

વીરનરે કહ્યું, "ખરેખર તમારૂ ગાયન સાધુઓના વખાણથી ભરપુર છે. તમારો ઘાટો પણ મઝાનો છે. હાં સાધુ મહારાજ, તમે સેતાનની વાતો કરો છો ખરા, પણ એકાદ વખત તમે સાધુસંતોને ન છાજતા કામમાં રોકાયા હો તેવે વખતે એ આવીને તમને હેરાન કરશે એમ બીક નથી લાગતી?"

"હું ધર્મગુરૂને ન છાજતાં કામ કરૂ? તમારા આ આક્ષેપ સામે મને તિરસ્કાર છુટે છે. હું મદિરને લગતી મારી બધી ફરજ બરાબર અદા કરૂ છું. દિવસમાં બે વખત પાઠ, અને ત્રિકાળે માળા વગેરેમાં હું ચૂકતો નથી."

વીરનરે કહ્યું, "હા પણ શિકારની સહેલ માટે ચાંદની રાતે જવું હોય તો ચુકો ખરા."

"મારા પથના હુકમ મુજબ હુ મારી ફરજ બજાવતો હોઉં છતાંએ કોઇ સાધારણ મનુષ્ય મને આવા બીનજરૂરી સવાલો પુછે ત્યારે મને મારા ગુરુએ શીખવ્યું છે તે મુજબ હુ એટલુ જ કહુ છું કે,

"એકાદ અપવાદ જેવું આ છે."

વીરનરે કહ્યું, "પવિત્ર ગુરૂજી, એ ખરૂં પણ સેતાન આવા અપવાદોની શોધમાં જ ફરતો રહે છે. એ છેડાએલા સિંહની માફક ફરતો રહે છે એ તમે જાણો છો જ ને?"

સાધુએ કહ્યુ "અહીં એને આવવા દો. સેંટ-ડનસ્ટાનના શબ્દોથી જે અસર એને થઈ તે અસર મારા દોરડાંના મારથી થશે. મનુષ્યજાતિથી હુ કદી બીધો નથી અને સેતાન તથા તેના અનુયાયીથી હુ બીઉં તેમ નથી. સેંટ-ડનસ્ટાન, સેંટ-ડયુબ્રીક સેંટ-વીનીબાલ્ડ, સેંટ-વીનીફ્રેડ, સેંટ-સ્વીઅર્ટ, સેંટ-વીલીક, સેંટ-થોમસ અ. કેન્ટ અને મારી પોતાની

શક્તિની મદદથી હું કોઈ પણ સેતાનને હંફાવવા પુરતો છું—પણ જો તમને ખરૂં કહું તો મારી સવારની પાઠ પુજા પરવાર્યા પહેલાં હું કદી બીજા વિષયો સંબંધી વાત કરતો નથી. ”

આટલું કહી એણે વાતનો વિષય બદલ્યો. આનંદ ને તોફાનમાં એ લોકો ગુલતાન થઇ ગયા, અને એક પછી એક કેટલાંએ ગાયન ગવાયાં, પણ એટલામાં જોરથી બારણા ઠોકાવાને લીધે એમના આ રંગમાં ભગ પડ્યો.

આપણી વાર્તાના બીજા પાત્રોના સાહસને લીધે આ ખલેલ પડી હતી. જાણીતા એરીએસ્ટો કવિની માફક નાટકના એકના એક પાત્રની વાત ચલાવ્યા કરવાનો અમને શોખ નથી તેથી હવે આપણે બીજાં પાત્રો તરફ નજર નાંખીએ.



## પ્રકરણ ૧૮ મું.

એશ્બીના મેદાનમાં જ્યારે સેડ્રીક ધ-સેક્સને પોતાના પુત્રને બેભાન પડેલો જોયો, ત્યારે પોતાના માણસોને એની સારવાર કરવા મોકલવા એક પળ વિચાર આવ્યો, પણ આ હુકમના શબ્દ એના મ્હોંમાંથી નીકળી શક્યા નહિ. જે પુત્રને નાવારસ ઠરાવી ત્યાગ કર્યો હતો તેને આવી ભરસભા વચ્ચે પાછો બોલાવવાની હિંમત ચાલી નહિ. તેથી એણે આઇવેનહોનું શું થાય છે તેની નજર રાખવાનું ને લોકો વેરાઇ જાય તે પછી એ નોકરોની મદદ લઇ એશ્બીના ગામડામાં લઇ આવવાનુ ઓસ્વૉલ્ડને સોંપ્યું. પણ ઓસ્વૉલ્ડ આ સૂચના અમલમાં મૂકે તે પહેલાં તો કોઇ બીજા માણસો આઇવેનહોને ત્યાંથી લઇ જઇ ચૂકયા હતા.

સેડ્રીકના આ માનીતા નોકરે પોતાનો તરુણ શેઠ ક્યાં છે તે જાણવા ઘણોએ વૃથા પ્રયત્ન કર્યો. જે જગ્યાએ એ પડ્યો હતો તે લોહી લૂહાણ થએલી જગા એણે જોઇ, પણ જાણે પરીઓએ માલીકને અલોપ કરી દીધો હોય તેમ એ નજરે પડ્યો નહિ. સેક્સનો ઘણા વહેમી હોવાને લીધે ઓસ્વૉલ્ડે પણ વિચિત્ર પોષાકમાં સજ્જ થએલા ગર્થને ઓળખ્યો ન હોત તો એમજ ધાર્યું હોત. પણ પોતાના શેઠનું શું થયુ, તેની ચિંતામાં, રંગભૂમિ પર ચારે બાજુએ તપાસ કરવા નીકળી પડેલા ગર્થે ગભરાટમાં ને ગભરાટમાં પોતાની જાત છુપી રાખવા ધારણ કરેલો વેશ કાઢી નાખ્યો હતો. ઓસ્વૉલ્ડે આ નાસી છુટેલા ગુલામને શેઠને યોગ્ય લાગતી શિક્ષા ભોગવવા પકડી લઇ જઇ શેઠ પાસે ઉભો કરવાની પોતાની ફરજ ગણી

બાજુએ ઉભેલા લોકોમાં પૂછપરછ કર્યાથી ઓસવૉલ્ડને એટલી ખબર પડી કે પ્રેક્ષકવર્ગમાં આવેલી એક સ્ત્રીના સારા પોષાક પહેરી આવેલા નોકરો એને પાલખીમાં નાખી લઇ ગયા હતા. આટલી ખબર મેળવી આગળ શું કરવું તેનો હુકમ લેવા ઓસ્વૉલ્ડ પાછો ગયો. એ ગર્થને નાશી ગયો હતો તેથી ગુન્હેગાર ગણી સાથે લઇ ગયો.

દેશ તરફની વફાદારી અને પ્રીતિને લઇ પુત્રને તરછોડી કાઢ્યો હતો, છતાં કુદરતી પિતૃપ્રેમ કાંઈ અટકી રહ્યો નહિ, અને સેડ્રીકને પોતાના પુત્રના જાન સારૂ જાતજાતની અમગળ શંકાઓ થઇ, પણ જેવી ખબર પડી કે આઇવેનહોની સભાળ લેવાઇ છે અને એ કોઇ મિત્રને ત્યાં છે કે તરતજ સ્વદેશ વાત્સલ્યની લાગણી ઉશ્કેરાઈ અને વીલ્ફ્રેડની પિતૃભક્તિની ઉણપ સાંભળવાથી ગુસ્સો ને ક્રોધ વધ્યાં. "એને ફાવે ત્યાં ભટકવા દો, જેને સારૂ એણે આ ઘા વહોરી લીધા છે તે એના મલમપટા કરશે. પોતાના દેશનાં જુનાં શસ્ત્રો મુકી દઈ, પોતાનાં પૂર્વજોનાં માન અને કીર્તિ કોરાણે નાંખી નોર્મન લોકોમાં વખણાતા ક્રિડાયુદ્ધમાં જ એને મહાલવુ ગમે છે."

આ વખતે રોવેના હાજર હતી. એણે કહ્યું, "જો પૂર્વજોનાં માન ને કીર્તિ સાચવવાં હોય તો સભામાં ડહાપણ અને અમલમાં બહાદુરી રાખવી જરૂરનાં છે. બહાદુરોમાં બહાદુર અને ગૃહસ્થોમાં ગૃહસ્થ એવાને એના બાપ સિવાય બીજુ કોણ–"

"લેડી રોવેના–બસ કરો. ફક્ત આ વિષયમાં હું તમારૂ કાંઇ સાંભળવાનો નથી. પ્રિન્સની મીજબાનીમાં આપણે જવાનુ છે માટે તૈયારી કરો. હેસ્ટીંગ્સના આફતભર્યા દિવસ પછી મગરૂબ નોર્મનોએ આપણી જાત તરફ માન અને સભ્યતા બતાવી હોય એવો આ અસાધારણ દિવસ છે. બીજુ કાંઈ ન હોય તોએ એમના સૌથી બહાદુર લડવૈયાને હરાવનાર પુત્રનો એક સેકસન પિતા ત્યાગ કર્યા પછી રજમાત્ર પણ દરકાર નથી રાખતો તે બતાવવા ખાતર પણ હું ત્યાં જઇશ."

રોવેનાએ કહ્યું, "હુ ત્યાં જવાની જ નથી, અને તમને પણ કહું છું કે જો, જો, સંભાળજો, આ તમારી બહાદુરી ને દૃઢતા ક્રુરતા ને નિર્દયતામાં ન લેખાય."

સેડ્રીકે કહ્યું, "ત્યારે ભલે તમે ઘેર રહેજો. કઠણ હૃદયી તો તમે છો. આપણી ત્રાસ પામતી પ્રજાના લાભ કોરાણે મૂકી મુરબ્બીઓના હુકમથી વિરૂદ્ધ અને નિરર્થક લાગણીને વશ થતું તમારૂં હૃદય કઠણ

નહિ તો કેવું ? હું એથેલસ્ટાઇનિને લઈને જોન ઓફ આજ્જુની મીજબાનીમાં જવાનો છું. "

આટલું કહી એ મીજબાનીમાં ગયો. ત્યાં શું બન્યું તેનું વર્ણન તો આપણે વાંચ્યુ છે. મહેલમાંથી પાછા ફરતાં જ સેક્સન અમીરોએ નીકળવાની તૈયારી કરી. આ ધામધુમ વખતે ગર્થપર સેડ્રીકની નજર પહેલીવાર પડી. આપણે જાણીએ જ છીએ કે મીજબાનીમાંથી સેડ્રીક કાંઇ ખુશમીજાજમાં પાછો ફર્યો ન હતો. ઉલટું પોતાનો ક્રોધ કાઢવા એ કાંઇનું કાંઇ બહાનુ જ શોધતો હતો.

" ઓસ્વોલ્ડ-હન્ડરબર્ટ—સાળા ગદ્ધાઓ—આ ગુલામના હાથપગ હજુ કેમ બાંધ્યા નથી ? "

વધારે બોલચાલ થાય તે પહેલાં એક દોરડાંથી ગર્થના હાથ બંધાયા ગર્થે આ બધું મુગે મોંઢે કરવા દીધુ ને આખરે " મારા જીવના જોખમે તારા પુત્રની નોકરી કરી તેનું આ ફળ કે ? " એવી એક અર્થસૂચક નજર સેડ્રીક તરફ કરી.

સેડ્રીકે કહ્યું, " ચાલો હવે નીકળો. "

એથેલસ્ટાઇને કહ્યું, " ચાલો, ચાલો, મોડું તો થઇ ગયું જ છે. ને જો આપણે જલદી કુચ નહિ કરીએ તો ભલા પાદરી વૉલ્થીઓફની જમવાનું કરવાની બધી મહેનત ફોગટ જશે. "

સેંટ–વીથોલ્ડના મઠમાં પહોંચી જવા મુસાફરીએ જલદી જલદી રસ્તો કાપવા માંડયો. પાદરી જાતે સેક્સન હોવાથી આ સેક્સન અમીરોને એમનામાં પ્રચલિત રિવાજ પ્રમાણે માનથી આવકાર આપ્યો. અને તૈયાર કરેલું ઉત્તમ ભોજન નિરાંતે જમવામાં લગભગ સવાર થઈ ગઇ. એ લોકો સવારનો નાસ્તો લીધા પછી આગળ મુસાફરીએ નીકળી શક્યા.

જ્યારે મઠમાંથી એ લોકો નીકળતા હતા ત્યારે સેક્સનોમાં ગભરાટ ફેલાઇ રહે તેવો બનાવ બન્યો. સેક્સનો અજ્ઞાન હોવાથી વહેમી હતા. નોર્મન લોકો તે વખતની ઉન્નતિ પામેલા હોવાથી એમના પૂર્વજોમાં પ્રચલિત વહેમો ભૂલી ગયા હતા.

આ વખતે આગળ બનવાના બનાવની આગાહી આપનાર એક મોટો, સુકાએલો કાળો કુતરો હતો. પહેલો ઘોડેસ્વાર જેવો બહાર નીકળ્યો કે તરત જ કુતરાએ રડવા માંડયુ ને પછી ખૂબ જોરથી ભસતાં ભસતાં ને આમથી તેમ કુદતાં કુદતાં એણે જતી ટોળી જોડે ચાલવા માંડયું.

એથેલસ્ટાઇને કહ્યું, "પૂજ્ય સેડ્રીક, મને આ રડવું સાંભળી કાંઇ વિચાર આવે છે."

વૉમ્બાએ કહ્યું, "હુ પણ એમ જ કહું છું. મને એમ લાગે છે કે આપણે જરૂર આગળ હેરાન થઇશું."

એથેલસ્ટાઇનના મગજ પરથી દારૂની અસર ગઈ ન હતી. એણે કહ્યું "મને લાગે છે કે ચાલો આપણે પાછા જઇએ. સાધુ સામો મળે, કુતરૂં રડે યા સસલું સામે મળે ત્યારે એક પહોર વાટ જોઈ જમીને જ આગળ વધવું જોઇએ."

સેડ્રીકે અધીરા થઇને કહ્યું, "મૂળ દિવસ થોડો રહ્યો છે તેમાં આમ વખત ગુમાવો નહિ. આ કુતરો તો નિમકહરામ ગુલામ ગર્થનો છે." આટલુ કહી મુસાફરીમાં ખલેલ પડવાને લીધે કાંઇક ચીડાઇ, પેંગડામાં જરા ઉચા થઇ, એણે ફેન્ગસના શરીરમાં બરછી ભોંકી દીધી. આ કુતરો ગર્થનો જ હતો. પોતાના નાસી ગએલા શેઠની શોધે નીકળેલો આ કુતરો અહીં સુધી આવી રસ્તો ભુલી ગયો હતો, તે અત્યારે આમ અણધારે વખતે પોતાના માલીકને જોઈ ગેલમાં આવી ગયો હતો. બરછીથી એના ખભાપર સખ્ત ઘા પડયો હતો ને તે જરા વધારે જોરથી ભોંકાઈ હોત તો જમીનદોસ્ત પણ થઇ જાત. આમ વાગવાથી ફેન્ગસ ગુસ્સે થએલા ઉમરાવ પાસેથી રડતો રડતો દૂર ગયો. પોતાના કુતરા પર વર્તેલા જુલમને લીધે, ગર્થને પોતાને થએલા અપમાન કરતાં વધારે દુઃખ લાગ્યું ને એનું હૃદય ભરાઇ આવ્યું. પોતાના શેઠને ચીડાએલો જોઇ પાછળ નાસી ગએલા વોમ્બા તરફ ફરી ગર્થે આંખો લૂછી ન શકવાથી કહ્યુ, "ભાઇ તારા ઝભ્ભાના છેડાથી મારી આંખો લુંછ. મારી આંખોમાં ધૂળ ગઈ છે ને આ બંધનને લીધે મારાથી આંખો લૂંછી શકાતી નથી."

વૉમ્બાએ ગર્થના કહેવા મુજબ કર્યું. ગર્થની જોડે જોડે એ પણ ચાલતો હતો, પણ ગર્થ દિલગીરીમાં ગરક થઇ ગયો હતો. આખરે ગર્થથી બોલ્યા વગર ન રહેવાયુ.

"ભાઇ વૉમ્બા, સેડ્રીકની નોકરીમાં રહેનાર બધા મૂર્ખ છે, પણ તારા એકલામાં સેડ્રીકને ખુશ કરવાની કુશળતા છે, તો જરા જઇને સેડ્રીકને કહે કે લાગણીને ખાતર યા બીકને ખાતર–હવે ગર્થ એની નોકરીમાં રહેવા માંગતો નથી. એ કદાચ મારૂ માથુ કાપી નાખશે—કદાચ મને કોરડા મારશે—કે કદાચ મને લોખંડની બેડીઓમાં જકડશે, તોપણ આજ પછી કદીએ એ મને એનો હુકમ પાળવાની યા એના તરફ લાગણી રાખવાની ફરજ પાડી શકવાનો નથીજ. તો જરા જા, અને કહે કે બીઓવોલ્ફના પુત્ર ગર્થે એની નોકરી છોડી દીધી છે."

વૉમ્બાએ કહ્યું, "ખરેખર હુ મૂર્ખ છુ. તોએ તારા જેવા મૂર્ખનો આ સદેશો નહિ લઈ જાઉ. સેડ્રીક પાસે બીજો ભાલો છે, અને તું જાણે છે કે સેડ્રીક ધારી જગાએજ ભોંકી શકે છે."

મને તેની દરકાર નથી. ગઈ કાલે મારા તરૂણ શેઠ વીલફ્રેડને લોહીલુહાણ સ્થિતિમાં રખડતો મૂક્યો, અને આજે મારા તરફ લાગણી રાખનાર જીવતા રહેલા એકના એક આ પ્રાણીને મારી નાખવાનો પ્રયત્ન કર્યો. સેંટ–એડમડ, સેંટ–ડનસ્ટાન, સેંટ–વીથોલ્ડ, સેંટ–એડવર્ડ ધ કનફેસર અને બીજા દરેક સાધુ સતોના સોગંદ ખાઇને કહુ છુ કે હુ એને કદી માફ કરી શકવાનો નથી.

ઘરમાં થતી તકરાર વખતે સુલેહકારનો ભાગ ભજવનાર વૉમ્બાએ કહ્યું, "પણ મને લાગે છે કે સેડ્રીકની મરજી ફેન્ગસને ફક્ત બીવરાવવાની જ હતી, કારણ કે તે જો જોયું હોય તો એણે પેગડામાં ઉચા થઇ બરછી નાંખી હતી. જો ફેન્ગસ કુદ્યો ના હોત તો એને વાગત પણ નહિ. ફેન્ગસને સહેજ છોલાયું છે. તેપર જરા ડામર લગાડીશ તો ઘા તરત રૂઝાઇ જશે."

ગર્થે કહ્યું, "જો એમ હોત તો–જો એ વાત ખરી હોય તો–પણ ના, એમ નથી. મને બરાબર ખબર છે, કે બરછી બરાબર તાકી

હતી. બરછી હવામાં જોરથી વીંઝાઇને પછી પડી, તે તથા કુતરા પર પડવાને બદલે જમીન પર પડી ત્યારે જાણે ધારેલી જગાએ ન પડી હોય તેથી ક્રુજી ઉડી હોય એટલા જોરથી ઉછળી તે બધુ મેં જાતે જોયુ છે. સેટ-એનથોનીના સોગંદ ખાઇને કહું છું કે હું હવે એની નોકરીમાં રહેવાનો નથી. ”

આટલું કહી બીચારો ગરીબ ગર્થ ઉદાસીમાં લીન થઇ ગયો. મસ્કરા વૉમ્બાએ એને ખુશી કરવાના જાતજાતના પ્રયત્ન કર્યા પણ વ્યર્થ ગયા.

આ વખતે સેડ્રીક તથા એથેલસ્ટાઇન દેશની અસ્તવ્યસ્ત સ્થિતિ, રાજ્યકુટુંબની અંદર અંદરની ફાટફુટો, નોર્મન અમીરોમાં ચાલતા જાગીરો સબંધી ઝગડાઓ, નોર્મન દાસત્વમાંથી સેક્સનોને મુક્તિ મળવાના સભવ વિશે તથા છેક દાસત્વમાંથી છુટકારો તો થાય કે ન પણ થાય, પણ આ બધાને પરિણામે દેશ પર ઝઝુમી રહેલી આપસઆપસની લડાઇને વખતે, નોર્મનો સાથે સરખાપણાનો હક્ક તો મળશે જ મળશે-એવી એવી જાતજાતની વાતો કરતા હતા. પોતાની પ્રજાને ફરીથી સ્વતંત્રતા કેમ મળે એ વિચાર સેડ્રીકને એટલો પ્રિય હતો કે તે સાધવા પોતાના પુત્રના સ્વાર્થનો, તેમ કૌટુંબિક સુખનો ભોગ આપવામાં પણ એણે પાછી પાની કરી નહતી. પણ રાજ્યમાંની ઉથલ-પાથલનું પરિણામ પોતાના અંગ્રેજ જાતભાઇઓની તરફેણમાં આણવા સારૂ, અદર અદર સપની તથા એક નેતાનું ઉપરીપણું સ્વીકારવાની જરૂર હતી. આવો નેતા સેક્સન રાજ્યકુટુંબનો વારસ હોય તેને પસંદ કરવો જોઇએ, એ દેખીતું જ હતું, એટલું જ નહિ પણ જે જે ઉમરાવોને, સેડ્રીકે પોતાના આ ખાનગી આશયો ને યુક્તિઓ જણાવ્યાં હતાં તેમણે પણ આ સરતે જ કામમાં મદદ આપવાનું કબુલ્યું હતું. એથેલસ્ટાઇન આ માટે યોગ્ય હતો. એ રાજ્યકુટુંબી હતો, નેતા થવા માટે એ ખાસ હોંશિયાર નહોતો છતાં બહાદુર હતો, લશ્કરી કવાયતોનું

એને જ્ઞાન હતું, અને પોતાના કરતાં વધારે હોંશિયાર માણસોની સલાહને માને તેવો હતો. વળી એનો બાંધો પણ કદાવર હતો. આ ઉપરાંત એ ઉદાર ને અતિથિને ચાહનારો ને સ્વભાવનો સારો ગણાતો હતો. છતાં કેટલાકોના મનથી સેક્સન ટોળીના નેતા તરીકે એથેલસ્ટાઇન કરતાં લેડી રોવેના વધારે પસંદ હતી. એ આલફ્રેડની વંશજ હતી, અને એના બાપે કરેલા હોંશિયારીનાં, બહાદુરીનાં ને ઉદારતાનાં કામો એમની પ્રજામાંથી વીસરાયાં નહોતાં.

જો સેડ્રીકે ધાર્યું હોત તો પોતાના નેતાપણા નીચે એક ટોળી ઉભી કરી શકત. અને એનું વજન બીજા જેટલું પડી શકત. એની હિંમત, ચપળતા, ઉદ્યોગ, અને " ધ સેકસન " જેવું ઉપનામ મેળવવા જેટલી એની પોતાના દેશબંધુઓ માટે લાગણી તથા એથેલસ્ટાઇન તથા લેડી રોવેના પછી રાજ્ય કુટુંબના સગામાં એજ આવતો હોવાથી એ રાજ્યવંશી નહોતો છતાં ચાલત. પણ એનામાં સ્વાર્થીપણાનો અંશ નહોતો. પોતે નેતા થઈ મૂળ નબળી પડેલી પ્રજામાં ભાગ પાડવા કરતાં એથેલસ્ટાઇન તથા લેડી રોવેનાનું લગ્ન કરી, બધાને સંતોષ મળે તેવું કરી, એક નેતા નીચે પ્રજાને આણવા એનો વિચાર હતો. પણ એની આ યુક્તિમાં લેડી રોવેના તથા પોતાના પુત્ર વચ્ચે પ્રેમની સાંકળ ઉભી થતાં મુશ્કેલી નડી. ને તેજ કારણસર એણે પુત્રને નાવારસ ઠેરવી ઘર બહાર કાઢયો.

જો આઇવેનહો નજરથી દૂર હશે તો લેડી રોવેના એને ભુલી જશે એમ ધારી સેડ્રીકે આ સખત પગલું ભર્યું હતું, પણ એમાં એને નિરાશ થવું પડયું. તેમાં વળી પોતે પોતાની સગીરને જરા લાડમાં ઉછેરી હતી. તેથી જ આમ નિષ્ફળતા મળી એમ કહીએ તો કાંઈ નવાઈ જેવું નથી. સેડ્રીક આલફ્રેડને દેવ તરીકે પૂજતો હોવાથી, એના એકના એક વંશજ તરફ એક રાજકુમારીને અપાતાં માન કરતાં પણ વધારે માન એ આપતો. ઘરમાં રોવેનાની મરજી એક કાયદો ગણાતી, અને વધારે નહિ તો પોતાના નાના સરખા ઘરમાં તો એને રાણીપદ આપવું જ જોઇએ એમ માની પોતે

એ રાણીનો મુખ્ય સરદાર હોય એમ વર્તતો. કહ્યું માનવાની ટેવવાળી તેમ હાથ નીચે રહેનાર ધણીએ કન્યાઓ પ્રાતિના સવાલ વખતે માબાપ યા વાલીની ઇચ્છાની સામે થતી જોઇએ છીએ, તો આવી રીતે ઉછરેલી, સ્વતંત્ર ને કાંઇક સ્વછંદી બનેલી રોવેના પોતાની લાગણી વિરૂદ્ધ વર્તે એ બનવા જોગ જ નથી. પોતાનો મત એણે હિંમતથી જાહેર કર્યો, ને રોવેનાની સામુ ન થતાં વાલી તરીકે શો રસ્તો લેવો તે એ સમજી શકયો નહિ.

કાલ્પનિક રાજ્યસિંહાસન મળવાની ભવ્ય આશાઓથી એને એ આંજી ન શક્યો. રોવેના સમજુ હોવાથી બરાબર સમજી શકતી હતી કે સેકસનોને પાછું બધું મળે એ વાત અસંભવિત છે અને કદાચ બની શકે તો પણ આ વાત એને મનપસંદ ન હતી. એથેલસ્ટાઇન મૂળથી જ એને નાપસંદ હતો, પણ એને લીધે જ આ બધી હેરાનગતિ પોતાને ભોગવવી પડે છે એવું લાગવાથી એના તરફ કાંઇક ધિક્કાર છુટયો. વીલફ્રેડ તરફની પોતાની લાગણી એ જરાએ છુપાવતી નહિ. છતાં જો એ વીરનર સાથે લગ્ન કરવાની પરવાનગી ન મળે તો એથેલસ્ટાઇન સાથે પરણી સેકસન રાણી બનવા કરતાં સાધુડી તરીકે રહેવાની પોતાની ઇચ્છા એણે જણાવી દીધી હતી.

પણ સેડ્રીકને સ્ત્રીઓની દૃઢતા માટે કાંઇ ઉંચો મત નહોતો એટલે આ લગ્ન કરી સેકસન પ્રજાના લાભ થાટે કાંઇ મહત્વની ફરજ અદા કરવાની માન્યતાથી રોવેનાને સમજાવવા એણે નાના પ્રકારના ઉપાયો યોજવા ચાલુ રાખ્યા, પણ પોતાના પુત્રની એકાએક ને અદ્ભુત રીતે એશ્બીના મેદાનમા હાજરી જોઈ પોતાની આશાનાં મૂળ કપાઇ ગયાં લાગ્યાં. દેશભક્તિ અને સ્વમાનપર પિતૃભક્તિએ થોડો વખત તો જય મેળવ્યો, પણ આખરે દેશભક્તિ અને સ્વમાન જીત્યાં, અને એથેલસ્ટાઇન તથા રોવેનાના લગ્ન કરવા તથા સેકસન લોકોની સ્વતંત્રતા જીતવા તરફ એ વધારે ઉશ્કેરાયો.

આથી સેક્સન પ્રજાની સ્વતત્રતા પાછી કેમ મેળવવી એ સંબંધી એથેલસ્ટાઇનને સમજાવવા એ હાલ પ્રયત્ન કરી રહ્યો હતો. છતાં આવાં ઉત્તમ કામ સારૂ એથેલસ્ટાઇન જેવા આળસુ માણસને પસંદ કર્યા સારૂ

એને પસ્તાવો થતો હતો. પોતાનાં ઉચા કુળની તેમ, રાજ્યપદ મેળવવાના પોતાના હક્કની વાતો કરવામાં એથેલસ્ટાઇનને ઘણો આનંદ થતો. છતાં પોતાના સંસર્ગમાં આવતા સેક્સનો, અને નોકર વર્ગ તરફથી મળતાં માનથી એ સંતોષ માનતો. એ બહાદુર હતો પણ જોડે આળસુ હતો. સેક્સનોનો સ્વતંત્ર પ્રજા બનવાનો હક્ક અને સ્વતંત્રતા મળે તેથી પોતાનો તેમના પર રાજ્ય ચલાવવાનો હક્ક એ જોઈ શકતો ખરો, પણ જ્યારે આ સ્વતંત્રતા લેવા પ્રયત્ન કરવાનો વખત આવતો ત્યારે એ અનિશ્ચિત, ધીમો, ગલ્લાંતલ્લાં કરતો, અને જોખમમાં ન પડવાની ઇચ્છાવાળો જણાતો ને પોતાનું એથેલસ્ટાઇન "ધ અનરેડી" ઉપનામ ખરૂં કરી આપતો.

લાલ તપેલો લોખંડનો કકડો ઠંડા પાણીમાં પડે છે ત્યારે જેમ જરા જેટલો અવાજ કરી ઠંડો પડી જાય છે, તેમ આ સેડ્રીકના આવેશભર્યા ને ખરા મનથી કહેલા જુસ્સાભર્યા શબ્દો, એથેલસ્ટાઇનના જડ મગજપર નહિ જેવી જ અસર કરતા હતા.

રેઢીઆલ ઘોડાને પેગડા મારવા જેવા, ને ઠંડા પડી ગએલા લોખંડ પર ટીપણ કરવા જેવા આ પ્રયત્ન છોડી જો સેડ્રીક રોવેનાને સમજાવવા પ્રયત્ન કરતો તો ત્યાં પણ એને એવા જ ઉત્તર મળતા: રોવેના અને એની માનીતી દાસી એલજીથા વચ્ચે વીલફ્રેડની બહાદુરી વિષે વાતો ચાલતી હતી. તેમાં એના ત્યાં જવાથી ખલેલ પડી. એલજીથાએ એથેલસ્ટાઇન ક્રિડાયુદ્ધમાં પડી ગયો હતો તે વાત કાઢી સેડ્રીકને કાંઇક વધારે નાખુશ કર્યો. આવી રીતે આ મુસાફરી સેડ્રીકને દુઃખ ને કંટાળાભરી થઇ પડી. આ ક્રિડાયુદ્ધ ઉભું કરનારને તથા પોતે ત્યાં જવાનું નક્કી કર્યું માટે પોતાની જાતને એણે હજારો ગાળ દીધી. બપોર થતાં એથેલસ્ટાઇનના કહેવા મુજબ એક ઝરા આગળ વિસામો ખાવાને ભલા ધર્મગુરૂએ બંધાવેલા ભાથાંને ઇન્સાફ આપવા એ લોકો થોડી વાર થોભ્યા. ધાર્યા કરતાં અહીં એ લોકોને વધારે વાર થઇ, ને ઠેકાણે ઠેકાણે આમ વખત ગાળ્યો હોવાથી આખી રાત મુસાફરી કર્યા વગર રોધરવુડ પહોંચવું અશક્ય થઈ ગયું લાગવાથી જલદીથી કુચ કરવા માંડી.

---

# પ્રકરણ ૧૯ મું.

જુલમ ને ત્રાસથી કંટાળી પ્રજાનો થોડો ભાગ બહારવટીએ નીકળી પડયો હતો ને તે વખતની પોલીસને હફાવવા જેટલી શક્તિ એમણે ટાળીઓ બાંધી ઉભી કરી હતી. આપણા મુસાફરો જંગલની ઝાડીઓના જૂથમાં પ્રવેશ કરવાની તૈયારીમાં હતા. વિદુષક વૉમ્બા અને કેદી ગર્થ બીનોપયોગી હતા છતાં સેડ્રીક પાસે દશ નોકરો હતા એટલે એથેલસ્ટાઇન તથા સેડ્રીક ને બીજા બે એમ બધા મળી બારજણાની સહાયને લઇ જંગલમાં મોડી રાતે મુસાફરી કરવાનું જોખમભર્યું ન લાગ્યુ. આટલી મોડી રાત્રે આમ જવાની હામ ભીડવામાં પોતાની બહાદુરી પર જ છેક એમનો આધાર ન હતો. બહારવટે નીકળેલો મોટો ભાગ જંગલ સંબંધી બંધાએલા નવા કાયદાથી ત્રાસેલો ને હેરાન થએલો સેકસન પ્રજાનો હતો, અને એમ મનાતું કે એ લોકો સાધારણ રીતે પોતાના જાતિબંધુઓના જાનમાલને હાનિ નહિ કરે.

જેમ જેમ એ લોકો આગળ વધતા ગયા તેમ તેમ મદદને માટે બુમો પડતી, એમને સંભળાઇ ને ગભરામણ વધતી ગઈ, અને ત્યાં પહોંચ્યા ત્યારે ઘોડા પર મૂકેલી એક ડોળી જમીન પર પડેલી જોઈ. પાસે જ્યુ લોકોના રિવાજ મુજબ કિમતી પોષાક સજેલી યુવાન સ્ત્રી તથા પીળી ટોપી પરથી ઓળખાતા એક બુઢ્ઢા જ્યુ આદમીને કાંઇક આપત્તિ આવી પડી હોય તેમ હાથ પગ હલાવતો હલાવતો, ને વિચિત્ર પ્રકારના ચાળા કરતો, આમથી તેમ આંટા મારતો જોયો.

એથેલસ્ટાઇન ને સેડ્રીકના પૂછવાથી એણે પોતાને હેરાન કરવા નીકળી પડેલા સેતાન તથા મનુષ્ય વર્ગને જાતજાતની ગાળો દીધી. આખરે ભય કાંઇક ઓછો થતાં "આઇઝાક ઑફ યૉર્ક" (જ્યુ આઇઝાક જેને આપણે ઓળખીએ છીએ તે) પોતાનું નામ કહ્યું, અને કહ્યું, "મેં મારા માંદા મિત્રને માટે છ માણસો અને ખચ્ચરો ભાડે કર્યાં છે. એ લોકોએ ડોનકાસ્ટર સુધી ડોળી લઇ જવા કબુલ કર્યું હતું. અહીં સુધી તો

અમે વગર હેરાનગતિએ આવી પહોંચ્યા, પણ એક કઠીયારાએ કહ્યું કે, " બહારવટીઆઓની ટોળી જંગલમાં હથીઆર સાથે તૈયાર થઇને બેઠી છે, એ સાંભળતાં આ ભાડુતી લોકો નાસી ગયા. નાસી તો ગયા પણ સાથે ડોળીવાળા ઘોડા પણ લઇ ગયા છે, અને હવે અમે બાપ દીકરી નથી પાછાં જઇ શકતાં ને નથી આગળ વધી શકતાં. હવે નક્કી અમે લૂંટાઇશું ને કદાચ જીવથી પણ માર્યા જઇશું."

દીનસ્વરે આઇઝાકે વિનતિ કરી કહ્યું, " તમારા જેવા બહાદુર નર અમને તમારા આશ્રય નીચે જંગલમાંથી બહાર સલામત રીતે કાઢે તો હું સોગંદ ખાઇને કહુ છુ કે, એક જ્યુને મદદ કરવા માટે તમારૂં નામ મને હમેશ યાદ રહેશે."

એથેલસ્ટાઇનને નજીવી વાતો હમેશ ખાસ યાદ રહેતી હોવાથી એ એકદમ બોલી ઉઠયો. સાળા કુતરા ! ત્યાં મેદાનમાં તે અમારી સાથે કેવુ વર્તન ચલાવ્યુ હતુ તે ભૂલી ગયો ? દોડી જા, કે લઢીને બચાવ કર. નહિ તો બહારવટીઆઓ સાથે દંડ ભરવાની સરતે સંધિ કર. અમારી પાસે મદદની આશા રાખીશ નહિ. તારા જેવા આખો દુનિયાને લૂંટનારને જો એ લોકો લૂટે તો હુ એમને ખરે જ ધન્યવાદ આપુ."

પણ સેડ્રીકને દયા આવી. " આપણે આપણા બે ઘોડા એમને આપીશું, એ ઘોડા એમને પાસે આવેલાં ગામડાંમાં પાછા મૂકી આવશે, એટલામાં આપણા બળમાં ખાસ ઘટાડો નહિ થાય. એથેલસ્ટાઇન તમે છો અને બીજા નોકરો છે, એટલે વીસ પચીસ જણની ટોળીને હફાવતાં આપણને મુશ્કેલી નહિ નડે."

બહારવટીઆઓનું નામ સાંભળી કાંઇક બીધેલી રોવેનાએ પોતાના વાલીની સૂચનાને ટેકો આપ્યો. પણ એકાએક રેબેકા, સેક્સન સુંદરીના ઘોડા પાસે ગઇ, ઘૂંટણીએ પડીને પૂર્વના રિવાજ મુજબ રોવેનાના કપડાં પર ચુમી લીધી. પછી ઉઠતાં ઉઠતાં બૂરખો કાઢી નાંખી જે પરમેશ્વર એ બને જાતિમાં પૂજાતો ને માઉન્ટ સિનાઇના જે કાયદાને એ બને જાતિ માન આપતી તેમનાં ખાતર, એમને પોતાની સાથે

મુસાફરી કરવા દેવાની રજા માંગી. રેબેકાએ કહ્યું, " હું મારે ખાતર અથવા મારા બુઢ્ઢા બાપ ખાતર આ આશ્રય માગતી નથી. મને ખબર છે કે અમારૂં અપમાન કરવું અગર અમને લૂંટવાં એમાં ખ્રીસ્તીઓ મોટાઈ ન ગણતાં હોય તોએ ખોટું તો માનતા જ નથી. ત્યારે જંગલમાં લૂંટાઇએ કે શહેરમાં તેમાં અમને શો ફરક છે? પણ જે નામ તમને તેમ ઘણાંને ખાસ પ્રિય છે તેને સારૂ માંદા માણસને તમારા આશ્રયમાં લઇ જાવ. એનુ અનિષ્ટ થશે તો આજ મને મદદ ન આપવા સારૂ મરણ પર્યંત તમને પસ્તાવો થશે."

રેબેકાના શબ્દોમાં રહેલાં ગાંભીર્ય ને ખાનદાનીને લીધે સેકસન સુંદરીના હૃદય પર વધારે અસર થઈ.

એણે પોતાના વાલીને કહ્યું, " આ પુરૂષ બિચારો બુઢ્ઢો ને નબળો છે, સ્ત્રી જુવાન ને સુંદર દેખાવની છે ને એમનો મિત્ર જીવસટોસટ માંદગીમાં છે. એ લોકો જ્યુ છે એ ખરૂં, પણ એમને આમ આફતમાં મૂકીને જવું એ આપણા જેવા ખ્રીસ્તીધર્મીઓને શોભે નહિ. આપણાં બે સામાન લાવેલાં ખચ્ચર પરનો સામાન, નોકરોની પાછળ ખચ્ચર પર બંધાવી લેવાનુ કહી ખચ્ચર પર ડોળી મૂકાવો ને આ બે જણાંને બે ઘોડા અપાવો."

સેડ્રીકને રોવેનાનું કહેવું બરાબર લાગ્યું. એથેલસ્ટાઇનને પણ " આ લોકોને વૉમ્બાની જોડે બધાંની પાછળ ચાલવાનું કહેજો, એ એમનું રક્ષણ ડુક્કરના માંસની ઢાલથી કરશે" એટલું કહી અનુમતિ દર્શાવી.

મશ્કરાએ કહ્યું, " જેમ કેટલાક બહાદુર નરો પોતાની ઢાલ ક્રિડાયુદ્ધમાં ગુમાવી આવ્યા છે તેમ હું પણ મારી ઢાલ ગુમાવી આવ્યો છું."

એથેલસ્ટાઇન ક્રિડાયુદ્ધને છેલ્લે દિવસે પોતાની ઢાલ ગુમાવી આવ્યો હતો, એટલે ચીડથી રાતો પીળો થઇ ગયો ત્યારે રોવેના તેટલા જ પ્રમાણમાં ખુશ થઇ, અને એને કાંઇક ચીડવવાના ઉદ્દેશથી રેબેકાને પોતાની પાછળ ચાલવાનું કહ્યું.

ગર્વભરી દીનતાથી રેબેકાએ કહ્યું, " મને રક્ષણ આપનારને મારો સાથ આપી હાંસીપાત્ર કરવાનું મને છાજે નહિ. "

" બહારવટીઆ " શબ્દ માત્રથી ત્રાસ પામનાર લોકોએ, સંધ્યાકાળ વીતી જવા આવવાથી જલદીથી સામાનની ફેરફારી કરી દીધી. આ ગરબડમાં ગર્થને ઘોડા પરથી ઉતાર્યો, તે વખતે એણે એના હાથનાં બંધનો વૉમ્બા પાસે છોડાવી ફરી બધાવ્યાં. વૉમ્બાએ કાં તો જાણી જોઇને કે કાં તો ઉતાવળમાં એટલી ઢીલી ગાંઠો મારી હતી કે એ છોડી નાંખવામાં ગર્થને ખાસ મુશ્કેલી ન પડી ને એ આ ટોળીમાંથી નાસી છુટ્યો.

ધામધુમ બહુ થઇ હોવાથી તેમ દરેક જણે એ બીજા નોકરની દેખરેખમાં છે એમ માની લીધેલું હોવાથી ગર્થની ગેરહાજરી ઘણે વખતે જણાઇ—અને જ્યારે ગર્થ ખરેખર નાશી જવાની એમને ખાતરી થઇ ત્યારે સામા ઝઝુમતા બહારવટીયાના ભય આગળ આ વાત બીન વિસાતની ગણી કાઢી.

મુસાફરોને આગળ વધવાની પગથી બે સવારથી વધારે સામટા જઇ ન શકે એવી સાંકડી હતી. પગથી આગળ એક ઝરા પાસે ભાંગાતૂટા, કાદવવાળા ને ઘાસ વગેરે ઉગવાથી ખરબચડા કિનારા આગળ અંધારામાં વળતી હતી. આ ટોળીના આગેવાન સેડ્રીક તથા એથેલસ્ટાઇન—બંનેને આ જગ્યાએ જરા ભય જેવું લાગ્યું પણ લડાઇમાં ખાસ પ્રવિણતા પામેલા ન હોવાથી ત્યાંથી જલદીથી કુચ કરી જવા સિવાય બચાવનાં બીજાં કોઈ સાધન એમને સુઝયાં નહિ. ખાસ નિયમ વગર આગળ વધતી ટોળી ઝરા પર પુરી પહોંચી નહિ તે પહેલાં આગળ પાછળ ને ચારે મેરથી એવા ઝપાટાથી એ લોકો પર દુશ્મનનું વાદળ તુટી પડયુ કે કોઇ પણ રીતે બચાવ કરવાનું અશક્ય થઈ પડયુ. * એ વ્હાઇટ ડ્રેગન ! એ વ્હાઇટ ડ્રેગન ! સેંટ જ્યોર્જ ફોર મેરી ઇંગ્લાંડ ! નામની સેક્સન બહારવટીયાઓમાં પડતી બુમો પાડતા વેષધારી લૂંટારાઓ જલદીથી સંખ્યામાં વધતા જતા જણાયા.

બંને સેકસન આગેવાનો તેમ તેમની ટોળીના દરેક માણસ એકી વખતે કેદ પકડાયાં. સેડ્રીકે દુશ્મનને પાસે આવતા જોઈને એવા જોરથી ભાલો ફેંક્યો કે પાસે આવેલા એક ઝાડ સાથે પછડાઇને એ પડ્યો. આટલું કરી ઘોડો દોડાવી શું કરે છે તેના ભાન વગર, બીજા દુશ્મન સામે તરવાર એટલા જોરથી ઉગામી કે ઉપર આવેલી એક જાડી ડાળી પર વાગવાથી તરવારના કકડા થયા ને પોતે ઘોડાપરથી પડી ગયો. એને તરત જ લૂંટારાએ કેદ કર્યો. એથેલસ્ટેઇન સામું થવાનો કોઈ પણ જાતનો પ્રયત્ન કરે તે પહેલાં જ કેદ થઈ ચૂક્યો હતો.

પુષ્કળ સામાન પાસે હોવાથી તેમ પોતાના આગેવાનોને આમ પકડાએલા જોઇ નોકરો એવા તો ગભરાઇ ગયા કે એમને પકડવામાં કાંઈ જોર પડયું નહિ. લેડી રોવેના, જ્યુ ડોસો, તથા એની દીકરીની પણ એજ સ્થિતિ થઇ.

ડાહ્યા ગણાતા માણસો કરતાં વૉમ્બાએ આ વખતે વધારે બહાદુરી બતાવી. એણે બીજા નોકરોના ધ્રુજતા હાથમાંથી તરવાર ઝુટવી લીધી ને સિંહની માફક આગળ ઉભા રહી પોતાના શેઠને છોડાવવા વૃથા પ્રયત્ન કર્યા. જ્યારે એણે જોયું કે હવે બચવાનો કાંઇ ઉપાય રહ્યો નથી ત્યારે ઘોડા પરથી ગીચ ઝાડીમાં કુદી પડ્યો ને ધામધુમ તથા ગડબડનો લાભ લઇ નાશી ગયો.

આટલું છતાં નિમકહલાલ મશ્કરાએ પોતાના સ્વામીને કેદમાં સડતા રહેવા દઇ નાશી જવું કે કેમ એ વિષે ઘણો વખત વિચાર કર્યો.

"મે ઘણીએ વાર સ્વતંત્રતાના લાભ વિષે ડાહ્યા માણસોને વાતો કરતાં સાંભળ્યા છે. પણ હવે મને આ સ્વતંત્રતા મળી છે તેનો મારે શો ઉપયોગ કરવો તે કોઈ બતાવે છે?"

એ આ શબ્દો મોટેથી બોલ્યો એટલામાં પાસેથી કોઇએ "વૉમ્બા" નામ દઇ ધીમે અવાજે બૂમ પાડી. ને તેજ પળે ફેન્ગસ પૂંછડી હલાવતો આગળ આવ્યો. "ગર્થ કે?" એમ ધીમે રહી વૉમ્બાએ કહ્યું.

"શું થયું? આ બધુ બુમરાણ ને હથીયારના અવાજો શાથી થયા? વૉમ્બાએ કહ્યું "હા, હમણાં ચાલે છે તેજ. એ બધા પકડાયા છે."

ગર્થે અધિરાઇથી પૂછ્યું "કોણુ કેદ થયું છે?"

"આપણા સ્વામી, આપણાં બાઈ, એથેલસ્ટેઇન, ઓસ્વોલ્ડ, હનડીબર્ડ અને બાકીના બધાં"

"ઓ ઇશ્વિર! એ લોકો કેમ કેદી થયાં? કોણે કેદ કર્યાં?"

આપણા સ્વામીએ લડવામા જરા ઉતાવળ કરી, એથેલસ્ટેઇન તૈયારીમાં જરા પાછળ પડયા, અને બીજું કોઇ તો તૈયારજ ન હતું. લીલાઝભા પહેરેલા ને કાળી બુકાની બાંધેલાઓના એ કેદી બન્યા છે અને હાલ તો બધાંએ ઘાસમાં જેમ આપણા કુકરને ખાવાના ફળો પડી રહે તેમ પડયાં છે. મને રડવું આવી જાય છે; બાકી એ બધો દેખાવ તો હસવું આવે એવો છે" આટલું કહી એ રડી પડયો.

ગર્થના ચહેરા પર રોષ પ્રગટયો. "વૉમ્બા તારી પાસે હથીઆર છે ને તારામાં બુદ્ધિ કરતાં હિંમત વધારે છે. આપણે બેજ જણાં છીએ પણ દઢ બે માણસના એકાએક હુમલાથી એ લોકો ડરશે ખરા? ચાલ"

"ક્યાં? ને શું કરવા?" વૉમ્બાએ કહ્યું.

"સેડ્રીકને છોડાવવા."

"તે તો સેડ્રીકની નોકરી મૂકી દીધી છેને?"

"પણ એ જ્યારે સુખમાં હતો ત્યારે—ચાલ મારી જોડે."

વૉમ્બા ગર્થના કહેવા મુજબ કરતો હતો તેવામાં એક ત્રીજો માણસ આવ્યો ને તેમને ઉભા રહેવા હુકમ કર્યો. એના પોષાક ને હથીઆર પરથી પોતાના સ્વામીને પકડનાર ટોળીમાંના એક તરીકે વૉમ્બા ગણાત; પણ એણે બુકાની બાંધી નહતી. તે તથા છાતી પર લટકતા ચકચકતા પટામાં લટકતું નવું કિંમતી રણશીંગડુ ને ચહેરા પર જણાતી શાંત, ગૌરવભરી કાંતિને લીધે જમીનદાર લોક્સ્લી તરીકે ઓળખી કાઢયો.

એણે કહ્યું, "આ બધું શું છે? આ લૂંટ, કેદ વગેરે શું છે?"

વૉમ્બાએ કહ્યું, "એમના પોષાક તું બરાબર જો. એમના પોષાક તારા જેવા જ છે. પણ એ તારી ટોળીના છે કે નહિ તે તો તું વધારે જાણે."

લોક્સલીએ કહ્યું, "હું હમણાં જ તપાસ કરીને આવું છું, પણ તે દરમ્યાન આ જગાએથી મૃત્યુની વાટ જોતો હોય તો જ ખસજે. મારૂં કહ્યું માનીશ તો તને તથા તારા સ્વામીને ફાયદો થશે, પણ એ લોકોના જેવો જ વેષ મને પણ કરી લેવા દે."

આટલું કહી રણશીંગડું તથા ટોપીમાં ખોસેલું પીછું કાઢી વૉમ્બાને આપ્યું ને કોથળીમાંથી બુકાની કાઢી બાંધી ફરીથી એમને ત્યાંથી ખસવાની ના કહી, એ લોકો કોણ છે તેની તપાસ કરવા એ નીકળી પડ્યો.

"ત્યારે ગર્થ આપણે વચન પાળીશું? કે એને પણ થાપ આપીશું? એક પ્રમાણિક માણસ કરતાં એક લૂંટારા જેવો એ વધારે જણાય છે."

ગર્થે કહ્યું, "સેતાન હોય તો ભલે હોય, એના પાછા ફરવાની વાટ જોવામાં આપણને ખાસ નુકસાન થવાનું નથી. એ પણ લૂંટારાઓની ટોળીમાંનો એક હશે તો અત્યાર સુધીમાં એણે ખબર કહી દીધી હશે ને આપણા નાસવાથી કે લડવાથી કાંઇ ફાયદો થવાનો નથી. વળી મને હમણાં તાજો જ અનુભવ થયો છે કે લૂટારા તરીકે પંકાએલા આ ગૃહસ્થો કાંઈ ખાસ ખરાબ માણસો હોતા નથી."

થોડીક વારમાં જમીનદાર પાછો આવ્યો.

"મિત્ર ગર્થ, હું પેલા લોકોની ટોળીમાં ભળી આવ્યો, અને એ લોકો કોણ છે તે જાણી આવ્યો. મને લાગે છે કે એ લોકો કેદીઓને ખાસ ત્રાસ નહિ દે. આપણા જેવા ત્રણ માણસોએ અત્યારે એમની સામે થવું એ મૂર્ખાઇભરેલું છે. આ કામ આદરનારાઓ શૂરવીર લડવૈયાઓ છે, અને કોઇનો હુમલો આવી પહોંચે તો ખબર આપવા

એ લોકોએ ઠેકાણે ઠેકાણે માણસો નીમ્યા છે, પણ એમની બધી જાતની અગમચેતિથી ઘડેલી યુક્તિઓ નિષ્ફળ કરવાનો હું પ્રયત્ન કરૂં છુ. અંગ્રેજોના હક્કનું રક્ષણ કરનાર સેડ્રીક-ધ-સેકસનના તમે બંને જણા નિમકહલાલ નોકર જણાવ છો. અને આવી આપત્તિને વખતે અંગ્રેજો એને મદદ કરવામાં પાછી પાની નહિ કરે. હું વધારે મદદ એકઠી કરૂં ત્યાં સુધી મારી સાથે ચાલો."

આટલું કહી ગર્થ ને વૉમ્બાને લઇ જલદીથી એ જંગલમાં આગળ ચાલ્યો. આટલો બધો વખત ચૂપ રહેવું વૉમ્બા સારૂ અશક્ય હતુ.

પોતાના હાથમાં ઝાલેલા રણશીગડા તથા પટ્ટા તરફ જોતાં જોતાં એ બોલ્યો, "આ ઉત્તમ ઇનામ મેળવનાર તીરંદાજને જોવામાં હું પણ હાજર હતો, અને તે બનાવ ટુંક વખત અગાઉ જ બન્યો છે."

ગર્થે કહ્યું, "હુ પણ સોગદ ખાઇને કહુ છું કે ત્રણ રાત્રિ પર સાંભળેલો અવાજ જ હુ આજે ફરીથી સાંભળું છું."

જમીનદારે કહ્યું, "પણ હું કોણ છું ને ક્યાંથી આવ્યો છું? તેની સાથે કાંઇ આપણે સબધ નથી. તમારા સ્વામીને જો હું છુટકારી શકું, તો મને એક ખરો મિત્ર માનજો. હુ કયે નામે ઓળખાઉ છુ, હુ ભરવાડ કરતાં તીર તાકવામાં વધારે હોશિયાર છું કે નહિ, અને મને દિવસે કે રાત્રે બહાર ફરવાનો શોખ છે કે નહિ, તે જાણવામાં તમને કાંઈ ફાયદો નથી, માટે તે સબધી વિચાર કરવાની તસ્દી જ લેશો નહિ."

વૉમ્બાએ ધીમે રહીને કહ્યું, "આપણે સાપના સાંડસામાં સપડાયલા છીએ, એમાંથી છુટાય કે તરતજ નાશી છુટવું જોઇએ."

"ચાલ ચુપ રહે. મૂર્ખાઇ કરી એને ચીડવીશ નહિ. મને ખાત્રી છે કે બધુ સાંગોપાંગ પાર ઉતરશે."



# પ્રકરણ ૨૦ મું.

ત્રણેક કલાક ચાલ્યા પછી સેડ્રીકના નોકરો પોતાના ગુપ્ત મદદગાર સાથે જંગલ વચ્ચેની એક ખુલ્લી જગા આગળ આવી પહોંચ્યા. અહીં વચમાં ચારે બાજુએ પથરાઇ રહેલી મોટી મોટી ડાળીઓના વિસ્તારવાળું ભવ્ય ઓકનું ઝાડ હતું. આ ઝાડ નીચે ચાર પાંચ જમીનદાર જમીનપર નીચે પડયા હતા, ને એક જમીનદાર ચાંદનીના છાયામાં રહી પહેરો ભરતો હતો.

કોઇનાં પગલાંનો અવાજ સાંભળતાં જ ભયની નિશાનીઓ કરવાથી જમીનપર પડેલા જમીનદારો ચમકી ઉઠયા. અવાજ આવતો હતો તે બાજુએ છ તીરો ફેંકવાની તૈયારીઓ થઇ રહી, પણ ભોમીયાને ઓળખવાથી એકદમ માન ને લાગણી ફેલાઈ રહ્યાં ને લડવા કરેલી તૈયારી મંદ પડી ગઇ.

આવતાં ને વાર જ એણે પૂછ્યું, "મીલર કયાં છે ?"

"રોધરહામના રસ્તા પર."

"કેટલા માણુસો લઇ ગયો છે ?" પોતે ટોળીનો નાયક હોય તેમ એણે પૂછ્યું.

"સેંટ–નીકોલાસની મહેર હશે તો એ છ માણુસો લઈ ગયો છે; એટલે ઠીક લૂંટ લાવશે."

"એ ઠીક કર્યું, એલેન–એ–ડેઇલ કયાં છે ?"

"પ્રાયર ઓફ જ્યુરવોસકસની તપાસ રાખવા વોટલીંગ સ્ટ્રીટ તરફ ગયો છે."

નાયકે કહ્યું, "એ ઠીક જ કર્યું. ધર્મગુરૂ કયાં છે ?"

"એના મઠમાં."

લોક્ષલીએ કહ્યું, "હું ત્યાં જાઉં છું. ચાલો વેરાઇ જાવ ને તમારા મદદગારોને બોલાવી લાવો. બને તેટલી સહાય એકઠી કરો. કારણુ કે આપણે બીજાઓએ ધડેલી યુક્તિઓનો નાશ કરવાનો છે. પરોઢીયે

મને અહીં મળજો, પણ ઉભા રહો. ખરી અગત્યની વાત તો હું કહેવી જ ભુલી ગયો. ફ્રન્ટ-ડી-બોફના કિલ્લા ટાકવીલસ્ટોનને રસ્તે તમારામાંથી કોઇ બે જણાં જાવ. આપણા જેવા વેષધારી કેટલાક રંગીલા પુરૂષો એક ટોળીને કેદ કરીને ત્યાં લઇ જાય છે. એમના પર બરાબર દેખરેખ રાખજો. આપણી તૈયારી થઇ શકે તે પહેલાં જો એ લોકો કિલ્લામાં જઇ પહોંચે, તોએ આપણો વેષધારી-એમણે આપણા નામને લાંછન લગાડ્યુ છે, માટે શિક્ષા કરવી જ પડશે. એમની હીલચાલ પર બરાબર દેખરેખ રાખજો, અને એ કિલ્લાની આજુબાજુમાં આપણા સાથીઓ કેટલા છે તેની મને બને તેટલી વહેલી ખબર પહોંચાડજો."

હુકમનો બરાબર અમલ કરવાનું વચન આપી, દરેક પોતપોતાને સોંપાએલું કામ કરવા છૂટા પડયા, આટલું કરી ટોળીનો નેતા કાંઇક બીકથી ને કાંઇક માનથી જોતા વૉમ્બા તથા ગર્થને લઇ કોપમેનહર્સ્ટના દેવળ તરફ જવા નીકળ્યો.

એક સાધુને છાજતું જર્જરીત થએલું મંદિર ચાંદનીના અજવાળાંને લીધે દેખાયું, કે વૉમ્બાએ ધીમેથી ગર્થને કહ્યું કે એ આ જગ્યાએ ચોરોનો વાસ હોય તો આપણામાં જુની કહેવત છે કે "દેવળની પાસે જતા જઇએ તેમ તેમ પરમેશ્વરથી આઘા જવાય છે" તે ખરી જ પડે, અને મારી ટોપીના સમ ખાઇને કહુ છું કે છે પણ તેમજ. જો સાંભળ મઠમાં ચાલી રહેલુ ગાનતાન!

આ વખતે સાધુ અને એનો પરોણો કહાય તેટલા મોટા અવાજે અસલના વખતમાં દારૂના વખાણ સંબંધી ગવાતું ગાયન લલકારતા હતા.

વૉમ્બાએ ગાયનમાં ભાગ લેતા લેતા કહ્યું, "ઠીક ગાયન છે હોં. પણ મધ્ય રાત્રિએ એક મઠમાંથી આવું ગાયન સંભળાશે એમ કોણ ધારી શકે?"

ગર્થે કહ્યું, "હું તો માનું, કારણકે આ જંગલમાં ચોરાતાં અડધો-અડધ હરણનાં શિકાર કરવા માટે કોપમેનહર્સ્ટના શોખીન સાધુ જાણીતા છે. એમ કહેવાય છે કે જંગલના રક્ષકે સાધુના ઉપરી પાસે

ફરિયાદ કરી છે ને જો હવે સાધુ રીતસર નહિ વર્તે તો એને કાઢી મૂકવામાં આવશે એમ ધમકી પણ આપી છે."

એ લોકો આવી વાતો કરતા હતા, ત્યારે લોક્સલીએ વારંવાર બારણા જોરથી ઠોકી સાધુ તથા એના પરોણાને જાગૃત કર્યા.

ગાતાં ગાતાં અટકી એકાએક સાધુએ કહ્યું, "આ માળા હાથમાં લઇને કહું છું કે રાતને વખતે ભૂલો પડેલો કોઇ બીજો પરોણો આવેલો જણાય છે. આપણને આવા ગાનતાનમાં ગરક થઇ ગએલા એ જુએ તો મારા અચંબાને લાંછન લાગે. ભલા સ્લગાર્ડ વીરનર, બધાને શત્રુ હોય છે. તારા જેવા થાકયાપાક્યા આવેલા પરોણાનો સત્કાર કરવા મેં આ ત્રણ કલાકમાં ગાનતાન કર્યું ને બે ચાર દારૂના પ્યાલા પણ પીધા. તેથી કેટલાક દ્વેષી લોકો મને દારૂડીઓ ને છાકટો કહેવામાં આંચકો ખાય નહિ. આ બને ચીજો મારા ધર્મથી વિરૂદ્ધ છે, એટલું જ નહિ, પણ મને પણ તે તરફ તિરસ્કાર છે."

વીરનરે કહ્યું, "જુઠા આળ મૂકાનારાઓ ! હું ઇચ્છુ છું કે એવાઓને શિક્ષા કરવાની મને તક મળે તો સારૂ. પણ પવિત્ર સાધુ મહારાજ તમે કહો છો તે વાત ખરી છે કે દરેકને શત્રુ હોય છે. હું પણ મારી લોખંડી ટોપી પહેરી એના સળીઆમાંથી જ કેટલાક સાથે વાત કરવી પસદ કરૂ છું."

સાધુએ કહ્યું, "ત્યારે તારાથી બને તેટલી ઉતાવળે ટોપી પહેરી લે. હું પણ આ વાસણ ખસેડી નાખું છું. એમાંની ચીજોને લીધે મારૂં માથું ફરવા માંડયું છે. અર્થ ન સમજાય તો ફીકર નહિ, પણ મોટેથી હું ગાઉ છું તે ગાયન ગાવા લાગજે."

આટલું કહી વાસણ ખસેડવાનો અવાજ ન સંભળાય માટે મોટા ઘાટે સાધુ ભજન લલકારવા લાગ્યો ને વીરનરે પણ શસ્ત્ર સજતાં સજતાં હસવું દાબી શકાતું ત્યારે મોટા અવાજે ગાયનમાં ભાગ લઈ મદદ કરવી શરૂ કરી.

બહારના માણસે કહ્યું, "અત્યારે આટલી રાત્રે શી અધર્મી પ્રાર્થના લલકારો છો ?"

પોતાના બરાડાને લીધે તેમજ દારૂની અસરને લીધે આવનારને સાધુ ઓળખી શક્યો નહિ. તેથી કહ્યું, "ભલા મુસાફર પરમેશ્વર તારા ગુન્હા માફ કરો. પરમેશ્વરનું તથા સેંટ્‌-ડનસ્ટાનનું નામ દઈ તારે રસ્તે પડ ને મને તથા મારા સાધુભાઇને ભજન કીર્તન કરવા દે."

બ્હારથી અવાજ આવ્યો, "ગાંડા સાધુ 'લોક્ષલી' આવ્યો છે. બારણું ઉઘાડ."

સાધુએ પરોણાને કહ્યું, "બધુ બરાબર છે, ફીકર કરવા જેવું નથી."

શ્યામ વીરનરે કહ્યું, "પણ એ કોણ છે તે મારે જાણવું જોઇએ ને?"

"એ કોણ છે? એક મિત્ર છે!"

વીરનરે કહ્યું, "પણ કોણ મિત્ર? એ તારો મિત્ર હોય પણ મારો ન પણ હોય."

"કયો મિત્ર? એ પૂછવાની જરૂર નથી. એ બીજું કોઇ જ નહિ પણ જે જંગલના રક્ષક વિષે મેં વાત કહી હતી તે જ એ છે."

વીરનરે કહ્યું, "હા, તું જેવો પવિત્ર સાધુ છે તેવો જ એ પ્રમાણિક રક્ષક હશે, એમાં મને શક જ નથી. પણ જા, એ ભાંગી નાંખે તે પહેલાં બારણું ઉઘાડ."

બહારનો અવાજ સાંભળી ભસવા મંડી પડેલા કુતરાઓ અવાજ ઓળખવાથી શાંત પડયા હતા, અને જાણે એને આવકાર આપી અંદર લેવા અધીરા થયા હોય તેમ દેખાતું હતું. સાધુએ બારણું ઉઘાડયું ને લોક્ષલી બે સાથીઓને લઈ દાખલ થયો.

વીરનર પર નજર પડતાં ને વારજ એણે પૂછયું, "આ તમારા આનંદી મિત્ર કોણ છે?"

સાધુએ માથુ હલાવતાં હલાવતાં કહ્યું, "એ પણ અમારા પંથનો છે, અને અમે બને જણાએ આખી રાત પ્રાર્થનામાં ગાળી છે."

લોક્ષલીએ કહ્યું, "એ લશ્કરી પંથનો સાધુ જણાય છે, અને

એમના જેવા હાલ ઘણા બહાર નીકળી પડયા છે. સાધુ, હું તમને કહું છું કે હાલ આપણને ભલે સાધુ હોય કે સાધારણ પ્રજાજન હોય એ બધાની મદદની જરૂર છે. માટે આ ઝભ્ભો કાઢી નાંખી શસ્ત્ર સજી લે." પછી એને જરા બાજુએ લઇ જઇને કહ્યું, "જે વીરનરને તું ઓળખતો નથી તેને અંદર દાખલ કરવા જેવી મૂર્ખાઇ તેં કેમ કરી? આપણા નિયમો શું ભુલી ગયો?"

"હું એને ઓળખતો નથી એમ તુ કહે છે? હું એને બરાબર ઓળખું છું."

લોક્ષલીએ સત્તાથી પૂછ્યું, "ત્યારે એનું નામ શું છે?"

"સાધુએ કહ્યું, એનું નામ? સ્કેબેલસ્ટોનનો એનથની છે. જાણે નામઠામ જાણ્યા વગર જ મે એની જોડે ખાનપાન કર્યું હશે."

જંગલવાસીએ કહ્યું, "તે જોઈએ તેં કરતાં વધારે દારૂ પીધો છે અને મને લાગે છે કે ખપ કરતાં વધારે તું બોલ્યો હઇશ."

વીરનરે આગળ આવી કહ્યું, "ભલા જમીનદાર મારા આનંદી યજમાન પર ગુસ્સો ન કરશો. જો એણે ના કહી હોત તો હું એને ફરજ પાડી આ પરોણાગત લેત એવું હતું."

સાધુએ કહ્યુ, "મને ફરજ પાડત? મને આ સફેદ ઝભ્ભો બદલી લીલો ઝભ્ભો પહેરવા દે, અને પછી જોઈ લે કે તારૂં માથું આ દંડાથી ભાંગી શકુ છું કે નહિ. જો એમ ન કરી શકું તો સાધુ યા જંગલવાસી એ બેમાંથી એકે નામ મને શોભે નહિ."

આટલું કહી એણે અંચળો કાઢી નાંખ્યો. અંદર બંધબેસતું કુરતું ને લેંઘો પહેર્યો હતો. તેના ઉપર લીલા રંગનો ઝભ્ભો, અને તેજ રંગનાં મોજાં પહેરી વૉમ્બાને કહ્યું, "મારાં બટન ઘાલ જોઇએ. હું તને તે બદલ થોડો દારૂ આપીશ."

"એ ખરૂં, પણ તું માને છે કે ભલા સાધુનો પહેરવેશ બદલી તું એક પાપી લૂટારાનો પહેરવેશ પહેરે તેમાં હું મદદ કરીશ?"

સાધુએ કહ્યું, "ગભરાઇશ નહિ. ફરીથી આ કપડાં ઉતારી હું મારો સાધુનો ઝભ્ભો પહેરી સર્વ પાપ ધોઈ નાખીશ."

"આમીન ! પણ તારા જેવા અંચળા પહેરેલા સાધુ પાસે આવી પૈસાવાળા લોકો પાપ કબુલી મોકળાં થાય છે, તેવી જ રીતે મુજ ગરીબનાં પાપ પણ તમારા અંચળાથી ધોવાશે ખરાં."

આટલું બોલી સાધુનાં બટન ઘાલ્યાં ને મોજાં તથા ઝભ્ભાનાં અસંખ્ય બંધ બાંધ્યા.

અહીં આ ચાલતું હતું ત્યારે લોક્ષલીએ વીરનરને જરા આઘે લઇ જઇને પૂછ્યું કે "વીરનર, ખરૂં કહેજો, એશ્બીના ક્રિડાયુદ્ધના બીજા દિવસે નોર્મનો અને અગ્રેજો વચ્ચે થયેલા યુદ્ધ વખતે અગ્રેજોને જીત તમે જ અપાવી હતી ને ?"

વીરનરે કહ્યું, "તારી વાત ધાર કે ખરી છે તો શું કરવું છે ?"

"એ ખરૂં હોય તો નબળાને સહાય આપનાર તરીકે હું તમને ગણી શકું."

શ્યામ વીરનરે કહ્યું, "એ તો ખરા વીરનરની ફરજ જ છે. એમાં હું પાછો પડું એમ તને ધારવાનું કારણ હું ન છુટકે જ આપું."

"પણ મારા કામ સારૂં તો તું એક વીરનર હોવો જોઇએ. એટલુજ નહિ પણ સાથે સાથે ખરો અગ્રેજ પણ હોવો જોઇએ. હું જે કરવાનું કહું છું તે કરવાની દરેક પ્રમાણિક માણસની ફરજ છે એ ખરૂં પણ ખરા અગ્રેજ બચ્ચાની તો એ ખાસ ફરજ છે."

વીરનરે કહ્યું, "ઇગ્લાંડ દેશ અને દરેક અંગ્રેજની જીદગી મને જેટલી વહાલી છે તેટલી બીજા કોઇને નહિ હોય."

"હુ આ માનું છું. હાલ આ દેશને ખરા અંતઃકરણથી ચહાનારની જેટલી જરૂર છે તેટલી બીજે કોઈ વખતે પડી નહિ હોય. મારી વાત સાંભળ ને જો તું ખરો અંગ્રેજ હઇશ તો જે સાહસ ખેડવાનું હું કહું છું તેમાં સહાય કરવામાં પાછો નહિ પડે. પોતાના કરતાં વધારે પ્રમાણિક માણસોનો વેશ લઇ, કેટલાક દુષ્ટ લોકો અગ્રેજ અમીર સેડ્રીક ધ સેકસન,

એની સગીર, એથેલસ્ટાઇન તથા એની ટોળીને કેદ કરીને ટોરકવીલ સ્ટોનના કિલ્લામાં લઇ ગયા છે. એમને છોડાવવાના પ્રયત્નમાં એક અંગ્રેજ તથા એક વીરનર તરીકે તું મદદ કરીશ કે કેમ તે મારે જાણવું છે."

વીરનરે કહ્યું, "મારી વીરનર તરીકેની ફરજને લીધે હું મદદ કરવા બંધાએલો છું. પણ મને કહીશ કે આ લોકોને છોડાવવા ઇચ્છનાર તું કોણ છું ? "

"હું નામ વગરનો માણસ છુ. પણ મારા દેશનો તેમ મારા દેશ બંધુઓનો મિત્ર છું. આટલી ઓળખાણથી જ તારે હાલ તરત સંતોષ માનવો પડશે, કારણ કે તારી પણ મને તેટલી જ ઓળખ છે. પણ જ્યારે હું વચન આપુ છું ત્યારે "મેરૂ ચળે પણ હુ ચળું નહિ" એટલો વિશ્વાસ રાખજે."

વીરનરે કહ્યું, "હું એ માનું છું. ચહેરા પરથી મનુષ્ય સ્વભાવ ઓળખવાની મને ટેવ છે. તેથી તારા ચહેરાપર પ્રસરી રહેલી પ્રમાણિકતા અને દૃઢતા મને જણાઇ આવે છે. હવે હું તને વધારે સવાલ નહિ પુછું, ને આ લોકોને છોડાવવામાં મદદ કરીશ ને મારી ખાતરી છે કે પછી છુટા પડતાં પહેલાં આપણે એકમેકને વધારે ઓળખી શકીશું."

સાધુને કપડાં પુરાં પહેરાવી દઈ વૉમ્બા પાછો ગર્થ પાસે જઇ પહોંચ્યો હતો. એણે આ સાંભળ્યું ને કહ્યું "લે વળી બીજો મદદગાર મળી આવ્યો. સાધુના ધર્મીપણા પર ને જમીનદારની પ્રમાણિકતા કરતાં આ વીરનરના બાહુબળ પર મને વધારે વિશ્વાસ બેસે છે, કારણ કે લોક્સલી હરણ ચોરવા જ જન્મ્યો હોય તેમ લાગે છે ને આ સાધુ તો વિષયલપટ બગભક્ત જેવો જણાય છે."

ગર્થે કહ્યું, "તારા વિચાર મનમાં રહેવા દે. તું ધારે છે તે બધું ખરૂં હશે પણ જો સેતાન પણ આવીને મને આપણા સ્વામી સેડ્રીક તથા બાઇ લેડી રોવેનાને છોડાવવા મદદ કરવા તૈયાર થાય તો હું ધર્મને કોરાણે મૂકી એની પણ મદદ લેવા તૈયાર થાઉં."

હવે તરવાર, ઢાલ, તીરકામઠાં અને કમ્મર પર લટકાવેલા દંડુકો સજી

સાધુ, સાધુ મટી જમીનદાર થઇ ગયો. બધાં બારણાં બરાબર બંધ કરી કુચીઓ વાડમાં સતાડી ટોળીને મોખરે નીકળી આગળ થયો.

લોક્ષલીએ પૂછયું, "તું કામ કરી શકે એવી સ્થિતિમાં તો છું ને ? કે દારૂનો નીશો હજુ ઉતર્યો નથી ?"

"સેંટ-ડનસ્ટાનના ઝરામાંથી જરા પાણી પીશ કે તરત માથામાં થતો જરાતરા ઝણઝણાટ ને પગમાં થતો ધ્રુજારો જતો રહ્યો જણાશે."

પાસેના ફુવારામાંથી ઉડતું પાણી ચાંદનીના કિરણો પડવાને લીધે ચમકી રહ્યું હતું. આ પાણી નીચે પડી પત્થરના બાંધેલા કુંડમાં પડતું હતું, ત્યાં જઇ એણે ખૂબ પાણી પીધું.

શ્યામ વીરનરે કહ્યું, "કોપનમેન હર્સ્ટના પવિત્ર સાધુ મહારાજ આટલું બધુ પાણી આ ઝરામાથી તમે હમણાનું પીધું છે ખરૂં ?

"હા, એકવાર મારા દારૂના પીપમાં કાઇક કાણું પડયુ હતુ ને એમાનો દારૂ મને ખબર પડયા પહેલાં ઢોળાઇ ગયો હતો ત્યારે પીધું હતું." આટલુ કહી માથું ને હાથ ઝરાના પાણીથી ધોઇ નાખ્યાથી રાતે કરેલી મઝા તથા તોફાનની અસર જતી રહી જણાઇ.

આમ તાજા ને સાવધ થઇ જુવારનો સાંઠો ઉચકતો હોય તેટલી સહેલાઇથી ભારે લડાઇની કુહાડી ત્રણ આંગળી પર રાખી સમતોલપણું આણવા પ્રયત્ન કરતો હોય તેમ આમથી તેમ ફેરવી એ બોલ્યો, "સ્ત્રીઓને બળાત્કારે લઈ જનારા કયાં છે ? એમના જેવા બારને જો હું હરાવું નહિ તો મારૂં નામ નહિ."

શ્યામ વીરનરે કહ્યું, "પવિત્ર સાધુ મહારાજ, તમારાથી સોગંદ ખવાય ?"

વેષ બદલનાર સાધુએ કહ્યું, "મને સાધુ ન કહેશો. સેંટ જ્યોર્જ અને ડ્રેગન જાણે છે તેમ હાલ હું સાધુ નથી. જ્યારે હું લીલો ઝભ્ભો પહેરૂં ત્યારે હું બીજા વનવાસીની માફક જ દારૂ પી શકું, સોગંદ ખાઈ શકુ, અને કોઇ કુમારીકાની સાથે પ્રેમ પણ કરી શકું."

"ચાલ મૂર્ખા ચાલ, હવે શાંત થા. એબટ ધર્મગુરૂ સુધ્ધ જાય છે

તે પછી આખા મઠમાં જેટલો ઘોંઘાટ થાય છે તેટલો ઘોંઘાટ તું એકલો આજે કરી મૂકે છે. મારા મુરબ્બીઓ તમે પણ વાતોમાં વખત ગુમાવો નહિ. ચાલો હજુ તો આપણે ઘણું કામ કરવાનું છે, કારણ કે જો ફ્રન્ટ-ડી-બૉફના કિલા પર આપણે હુમલો કરવો હશે તો કામ કાંઇ સહેલું નથી," લોક્સલીએ કહ્યું.

"શું! ફ્રન્ટ-ડી-બૉફ રાજ્યની નિર્દોષ પ્રજાને રસ્તે જતાં લૂંટી છે? શું એ જુલમી લૂટારો થયો છે?" શ્યામ વીરનરે પૂછ્યું.

"એ જુલમી કયારે નહતો?" લોક્સલીએ કહ્યું.

સાધુ બોલ્યો, "લૂટારો? લૂટારામા રહેલી પ્રમાણિકતાની અડધી પ્રમાણિકતા પણ એનામાં છે કે નહિ તે શંકાસ્પદ છે."

"સાધુ ચાલ ને મૂગો રહે" જમીનદાર બોલ્યો. "ન બોલવાનું બોલ્યા કરતાં આપણાં સમાગમ સ્થાન પર જવાની ઉતાવળ કરે તો વધારે સારૂં."



# પ્રકરણ ૨૧ મું.

જ્યારે સેડ્રીકને મદદ કરવા નીકળનારા આમ ગુંથાયા હતા ત્યારે એમને લૂંટનારાઓ, પકડાઇ ન જવાય એવી સલામત જગ્યાએ કેદીઓને લઈ જવાની ઉતાવળમાં રોકાયા હતા, પણ રાતનું અંધારૂં વધતું ગયું ને રસ્તાથી બરાબર ભોમીયા ન હોવાથી એમને વારંવાર અટકવું પડ્યું. કેટલીક વાર તો કઇ દિશાએ આગળ વધવું તે ન સમજાતાં એમને પાછા પણ ફરવું પડ્યું હતું. ખરે રસ્તે જ જઇએ છીએ કે કેમ તેની એમને ખબર પડે તે પહેલાં ઉનાળાનું પ્હો ફાટ્યું. અજવાળું થતાં હિંમત આવી ને જલદીથી કુચ કરવી શરૂ થઇ. લૂટારાઓમાંના બે વચ્ચે આટલો વખત નીચેની વાતો ચાલી.

ટેમ્પલરે ડી-બ્રાસીને કહ્યું, "ભાઇ મોરીસ, આપણે ઠેરવ્યા મુજબ ભાગ તારે ભજવવાનો છે. તેને માટે હવે તારે જવું જોઇએ. તને યાદ હોય તો લૂટારાઓના હાથમાંથી છોડવનાર વીરનર તરીકે તારે આગળ આવવાનું છે."

ડી-બ્રાસીએ કહ્યું, "મેં એ સંબંધી વિચાર કરી જોયો છે. ફ્રન્ટ-ડી-બૉફના મહેલમાં હું સલામત રીતે એમને મૂકી આવીશ નહિ ત્યાંસુધી હું જવાનો નથી. ત્યાં હું લેડી રોવેના પાસે ઉઘાડે છોગે જઇશ અને મારી ખાતરી છે કે એના તરફના પ્રેમને લીધે જ મે આ ગુન્હો કર્યો છે એવું એ માનશે જ."

"ડી-બ્રાસી આમ વિચાર ફેરવવાનું શું કારણ?"

"તે જાણીને તારે શું કામ છે?"

ટેમ્પલરે કહ્યુ, "હું ધારૂં છું કે ફીટઝુર્સના કહેવાથી તો મારાપરનો વિશ્વાસ જતો રહ્યો નથી ને?"

ડી-બ્રાસીએ કહ્યું, "એ તો જે હશે તે મારૂં મન જ જાણે છે. જ્યારે એક ચોર બીજાને લૂંટે છે, ત્યારે સેતાન હસે છે, પણ સેતાન

જો એને જીવતો બાળી મૂકવાની ધમકી આપે તોએ ટેમ્પલરો ધાર્યું કરવામાંથી પાછા હઠે એવા નથી.”

ટેમ્પલરે કહ્યું, “સર્વ પ્રજાજનને રંજાડનાર ફ્રી કમ્પનીનો આગેવાન, પોતાનો એક મિત્ર અને સાથી પોતાને જ દુભશે એવું ધારે તો તેને પણ સેતાન અટકાવી શકતો નથી.”

“આવી રીતે એક બીજાના છીદ્રો શોધવા એ બીનોપયોગી તેમ નુકસાનકારક છે. ટેમ્પલરપંથના નીતિ સંબંધીના આચારો મને બરાબર ખબર છે, અને આટલુ જોખમ ખેડી મેળવેલા આ જવાહીરને તને સોંપીને જાઉ એવો મૂર્ખો હું નથી.”

ટેમ્પલરે કહ્યું, “ઓહો! અમારા પંથના કાયદા અને સોગંદથી તું ક્યાં અજાણ્યો છું?”

ડી–બ્રાસીએ કહ્યું, “બરાબર જાણું છું અને વળી તે કેવી રીતે પળાય છે તે પણ જાણું છુ. ટેમ્પલર, પેલેસ્ટાઇનમાં બહાદુરી ને સ્ત્રી સન્માનનો અર્થ જુદો જ થાય છે. અને આ બાબતમાં તારા પર ભરોંસો મૂકવાનો મારો જરા પણ વિચાર નથી.”

ટેમ્પલરે કહ્યું, “ત્યારે સાંભળ, તારી ભુરી આંખોવાળી સુંદરીની મને દરકાર નથી. આ આપણા કેદીઓમાં મારે યોગ્ય બીજી એક સુંદર રમણી પણ છે.”

“કેમ હવે દાસી જોડે પ્રેમ કરવાનો વિચાર થયો છે?”

ટેમ્પલરે ગર્વથી કહ્યુ, “ના, વીરનર દાસી જોડે પ્યાર કરૂં એવો હું નથી. કેદીઓમાં તારા જેવું જ બીજું જવાહીર છે.”

ડી–બ્રાસીએ પૂછ્યું “શું તુ પેલી જ્યુ સ્ત્રી છે તેની વાત કરે છે?”

“હું એમ કરૂં તો મને અટકાવનાર કોણ છે?” બ્રહ્મચર્ય પાળવાના તમારા સોગંદ તથા જ્યુ જેવી હલકી ગણાતી સ્ત્રી સાથે પ્રેમ કરવા આનાકાની કરનાર તમારૂં અંતઃકરણ જો હા કહે તો બીજાને વચમાં પડવાનું શું કારણ?”

“અમારા પંથના મુખ્ય આગેવાને (ગ્રાન્ડ માસ્તરે) મને મારા

આ સોગદમાંથી મૂક્ત કર્યો છે અને અંતઃકરણની બાબતોમાં તો ત્રણસે સારેસનોના પ્રાણ લઇ મહાન પુણ્ય કરનારને આવા નાના પાપથી ડરવાનું શું હોય ?"

ડી-બ્રાસીએ કહ્યું, "તારી વાત તો તુંજ બરાબર જાણે. તારૂ ધ્યાન આ કાળી આંખોવાળી સુંદરી તરફ દોરાવાને બદલે બુઢ્ઢા જ્યુની તીજોરીપર દોરાશે એમ હું તો ધારતો હતો."

"બંને મને ગમે છે, પણ બુઢ્ઢા જ્યુની મિલ્કતની મને બહુ કિંમત નથી. ફ્રન્ટ-ડી-બૉફ બુઢ્ઢા જ્યુને લૂંટીશું તેમાંથી અર્ધું તો પોતાના કિલ્લાના ભાડા તરીકે લીધા વગર છોડવાનો નથી, પણ આપણે કરેલી આ લૂંટમાંથી મને-મારૂજ-એવું કાંઈ પણ મળવું જોઇએ, અને સુંદર જ્યુ યુવતી મને ઠીક મળી ગઈ છે. પણ મારા આ વિચાર જાણ્યા પછી તું મારો મૂળ વિચાર અમલમાં મૂકવા ધારે છે કે નહિ ? તું સમજી તો શકયો જ હઇશ કે મારા તરફથી તારે કાંઇ બીવા જેવુ નથી."

ડી-બ્રાસીએ કહ્યું, "ના, હું મારા રત્નની પાસે જ રહીશ. તું કહે છે તે વાત ખરી લાગે છે, પણ મુખ્ય આગેવાને આપેલી છુટ અને ત્રણસે સારેસનોને મારી નાંખવાથી મળેલા પૂણ્યને લીધે હુ જરા અચકાઉ છું. તમે કરેલા પાપની માફી મેળવવાનું તમારે માટે બહુ સહેલુ છે."

આ વાતચિત ચાલતી હતી, ત્યારે સેડ્રીક પોતાના રક્ષક કયી જાતના છે તે જાણવા મથી રહ્યો હતો. મને લાગે છે કે તમે અંગ્રેજો છો, પણ ઓ ઇશ્વર ? તમે નોર્મન લોકોની માફક જ તમારા અંગ્રેજ બંધુઓને હેરાન કરો છો. તમે તો મારા પાડોશી હોવાથી મારા મિત્ર કહેવાઓ. કયા અંગ્રેજો મારા પાડોશી નથી ? જમીનદારો તમારામાંથી જે લોકો બહારવટે નીકળ્યા છે તેમને પણ મેં ઘણી વાર રક્ષણ આપ્યું છે. એમના પર દયા બાધી છે ને જુલમ વર્તાવનાર અમીરોને મે શાપ દીધા છે. તમારે મારી પાસેથી શું લેવું છે ? આવો જુલમ કરવાથી શું ફાયદો થશે ? જંગલી પશુઓ કરતાં પણ તમે ખરાબ કામ કર્યું છે, પણ જેમ એમને વાચા નથી તેમ તમારે પણ શું મુગા જ રહેવું છે ?

સેડ્રીકે સમજાવી પટાવી તેમજ કાંઇક ગુસ્સો કરી પકડનાર માણસો કોણ છે તે જાણવા ઘણા પ્રયત્ન કર્યા, પણ વૃથા ગયા. પુરાણો ને સફેદ રંગનો રેજીનોલ્ડ ફ્રન્ટ-ડી-બૉફ્નો કિલ્લો આવી પહોંચતાં સુધી, બને તેટલી જલદીથી એમણે મુગે મોઢે ચાલ્યા કર્યું. કિલ્લો સાધારણ કદનો હતો. અદર મોટા વાડાની વચ્ચે જરા નીચાં મકાનોની વચમાં મોટો ને ચોખંડો મિનારો હતો. બહારની ભીંતની આજુબાજુ ખાઇ હતી, તેમાં પાસેના ઝરામાંથી પાણી ભરાતુ.

ફ્રન્ટ-ડી-બૉફ્ની ચાલચલગતના પરિણામે એને વારંવાર લડાઇઓ થતી, તેથી આવા વખતને સારૂ એણે પોતાના કિલ્લાની બહારની ભીંતપર નાના નાના બુરજ બાંધી મજબુતીમાં ઘણો વધારો કર્યો હતો. દરેક બીજા કિલ્લાની પેઠે આ કિલ્લાના દરવાજાપર મોટો ગઢ હતો, અને ગઢની દરેક બાજુએ નાના નાના ગઢ હતા, જેમાં બેસી સિપાઇઓ લડાઈ વખતે દરવાજાનુ તેમ કિલ્લાનું રક્ષણ કરતા.

જગલની ઝાડીઓમાંથી લીલથી છવાએલી ને ભૂખરી થએલી, સવારના સૂર્યના તડકાને લીધે ચળકતી ફ્રન્ટ-ડી-બોફ્ના કિલ્લાની ભીંતો સેડ્રીકે જોઇ ત્યારે જ પોતાના પર આવી પડેલી આફતનું ખરૂં કારણ એ કલ્પી શકયો.

આ જગલમાં રહેનારા લૂટારાઓએ જ મને પકડયો છે એ ધારવામાં મેં એમને અન્યાય કર્યો. આ તો સાધારણ લોંકડીઓને ફ્રાન્સમાં વસતા જગલી વરૂ ધાર્યા જેવી ભૂલ કહેવાય. “ બોલી દો કુતરાઓ-તમારા શેઠને મારો જીવ લેવો છે કે એની નજર મારી દોલત પર બગડી છે ? અમારા પૂર્વજોની માલિકીની સર્વ જમીનમાંથી બે નાના કકડા મારી તથા એથેલસ્ટાઇન પાસે છે, તે પણ એમનાથી ખમાતું નથી કે શું ? અમારી સ્વતંત્રતા જેમ તમે નાશ કરી છે તેમ અમારા જીવ લઇ તમારો જુલમ પૂર્ણ કરો. સેકસન સેડ્રીક ઇંગ્લાંડને બચાવી નહિ શકે તો મરવા તૈયાર છે. તમારા ઘાતકી સ્વામીને કહેજો કે ફક્ત લેડી રોવેનાને માન ને આબરૂભેર છોડી દે. એ સ્ત્રી છે, એનાથી બીવાનું

કાંઇ કારણ નથી અને એની મદદે નીકળનાર માણસો પણ અમારી સાથે કેસરીયાં કરશે."

રક્ષકો જેમ પહેલા મુગા રહ્યા હતા તેમ હાલ પણ ચૂપ જ રહ્યા. આખરે એ લોકો કિલ્લાના દરવાજા પાસે આવી પહોંચ્યા. ડી–બ્રાસીએ એનુ રણશીગડું ત્રણ વખત ફુંક્યુ એટલે પાસે આવતાં પગલાંઓ સાંભળી બુરજો પર નીકળેલા તીરંદાજોએ પૂલ નીચે ઉતાર્યો ને દરવાજો ખોલ્યો. એમના રક્ષકે કેદીઓને જુલમથી ઉતાર્યા ને એક મોટા ઓરડામાં જમવાનું પીરસ્યુ, પણ એથેલસ્ટાઇન સિવાય બીજા કોઈએ ખાવાની ઇચ્છા જણાવી નહિ. રોવેનાને સેડ્રીક તથા એથેલસ્ટાઇન કરતાં બીજા ઓરડામાં પુરવાની છે, એવું રક્ષકોએ કહ્યું. એથેલસ્ટાઇનને પણ ખાવાનો પૂરતો વખત મળ્યો નહિ. સામા થવાનું નકામુ હતું; હજુ પણ પુરાણા મહેલના પુરાણા ભાગોમા નજરે પડતા, જમવાના ઓરડા જેવા દેખાતા ઓરડામાં એમને જવુ પડયુ.

આ પછી રોવેનાને એની મરજી પૂછ્યા વગર, પણ કંઇક માન સાથે દૂર આવેલા જુદા ઓરડામાં લઇ ગયા. રેબેકાને પણ જ્યારે એવી જ રીતે બીજા ઓરડામાં પૂરવા લઈ જવા માંડી ત્યારે આમ હેરાન ન કરવા તથા પોતાને રાખે ત્યા રાખવા આઇઝાકે પૈસાની મોટી લાલચ આપી પણ વૃથા ગઇ. એમાંનો એક બોલ્યો, "સાળા નાસ્તિક, તને રાખવાની જગા તુ જોઇશ પછી ત્યાં તારી દીકરીને લઇ જવાનું તું નહિ કહે." આટલુ બોલી આઇઝાકને જોરજુલમથી ખેંચી બીજા કેદીઓથી જુદો લઇ ગયા. નોકરવર્ગની ઝડતી લીધી ને એમનાં શસ્ત્ર છીનવી લઇ તેમને મહેલના એક ભાગમાં રાખવામાં આવ્યા. રોવેનાએ એલ્જીથાને પોતાની પાસે રાખવાની ઇચ્છા બતાવી, પણ તે માન્ય રખાઇ નહિ.

જે ઓરડામાં સેકસન અમીરોને પૂર્યા હતા, તે ઓરડો અસલના વખતમાં દીવાનખાના તરીકે વપરાતો હતો, પણ હાલ તો એ સિપાઇ સપલસારોને બેસવામાં જ વપરાતો. હાલના આ કિલ્લાના માલિક અમીરે જેમ મહેલમાં સગવડ, સૌંદર્ય ને જાપ્તો વધારવા સુધારાવધારા કર્યા

હતા તેમ નોર્મનોનાં પ્રચલિત બાંધકામ ને શિલ્પકળાની કોતરણીવાળું, સુંદર ને નાજુક થાંભલા પર ટેકવેલુ, ઘુમટ આકારના છાપરાવાળું મોટું દીવાનખાનું બાંધ્યુ હતું, તેથી આ જુના દીવાનખાનાનો ઉપયોગ ઉપર કહ્યા મુજબ નોકરચાકરોની બેઠક માટે થતો હતો.

સેકસનોની અસલની જાહોજલાલી, અને હાલની પરવશતા જોઇ દુઃખથી સેડ્રીક ચીડાઈ ગયો હતો તેથી ઓરડામાં આમથી તેમ આંટા મારતો હતો. એથેલસ્ટાઇન ધીરજ તથા શીલસુશી ખાતર નહિ પણ જાતને દુઃખ ન પડયું એટલે બસ એજ વિચારવાળો હોવાથી ઝોકાં ખાતો હતો. તેમાંથી એની પાસે સેડ્રીકના દુઃખમય શબ્દો પરાણે હુંકારો ભણાવતા હતા. જાણે એથેલસ્ટાઇનને કહેતો હોય ને વળી વચમાં વચમાં પોતાની સાથે જ વાત કરતો હોય તેમ સેડ્રીક બોલ્યો, “બળવાખોર ટોસ્ટી સાથે ભળી જનાર નોરવીજીઅનો સાથે લડવા જનાર બહાદુર પણ કમનસીબ હેરોલ્ડને જ્યારે ટોરકવીલ વુલ્ફગેન્ગરે જમવા બોલાવ્યો હતો, ત્યારે મારા પિતા પણ અહીં જમવા આવ્યા હતા પોતાના બળવાખોર ભાઇના એલચીને હેરોલ્ડે આજ દીવાનખાનામાં નિડરતાથી જવાબ વાળ્યો હતો. આ વાત કરતાં કરતાં મારા પિતા હંમેશ ઉશ્કેરાઈ જતા. આજ મોટા દીવાનખાનામાં પોતાના રાજાની આસપાસ વીંટળાઇને સેંકડો સેકસન અમીર ઉમરાવો જ્યારે દારૂ પી મોજશોખ કરતા હતા તે વખતે ટોસ્ટીના એલચીને એણે દાખલ કર્યો.”

આ વાતચિતથી જાગૃત થએલો એથેલસ્ટાઈન બોલ્યો, “આપણને બપોરે થોડો દારૂ ને કાંઇક ખાવાનું એ લોકો આપે તો સારૂં. ઘોડા પરથી તરતનો જ જ્યારે આવું છું, ત્યારે મારાથી બરાબર ખવાતું જ નથી, અને એ લોકોએ તે વખતે ઉતાવળ બહુ જ કરી.”

સેડ્રીકે પોતાના સાથીના આ ભાષણ પર ધ્યાન આપ્યું નહિ.

દીવાનખાનામાં બેઠેલા અમીરોના ક્રોધભર્યા ચહેરા જોઈ, જરાએ બીધા વગર ટોસ્ટીનો એલચી રાજા હેરોલ્ડના મુગટને નમસ્કાર કરવા આગળ વધ્યો.

" મહારાજા જો તમારો ભાઇ શસ્ત્ર મૂકી દે, અને સુલેહ કરે તે બદલામાં શું આપો ?" એણે પૂછયું.

" નોર્‌ધમબરલેન્ડનું અમીરપણું અને ભાઈનો ખરો પ્યાર."

" પણ જો આ સંધિ ટોસ્ટી કબુલ રાખે તો એની જોડે સંધિ કરી આવેલા નોર્વેના રાજા હરદ્રાદાને કઇ જમીન આપશો ?"

હેરોલ્ડે ચીડાઇ જઇને કહ્યું, " સાત ફીટ જમીન, પણ લોકો કહે છે તેમ એ રાક્ષસી કદનો હશે તો વળી એક ફુટ વધારે."

આથી દીવાનખાનામાં આનંદનો અવાજ થઈ રહ્યો અને આ નોર્વેનો રાજા આ મોટા પ્રદેશનો જેમ બને તેમ જલદી કબજો લેવા આવે એવી શુભેચ્છા છે. એમ કટાક્ષમાં બોલી બધાએ દારૂના પ્યાલા લીધા.

એથેલસ્ટાઇને કહ્યું, " હું હાજર હોત તો હું પણ એમજ કરત. અત્યારે એ મારી જીભ એટલી સુકાઈ ગઈ છે."

સાંભળનારને બીલકુલ રસ પડતો નહોતો, છતા સેડ્રીકે પહેલાં જેટલા જ ઉત્સાહથી વાત આગળ ચલાવી.

આ નિષ્ફળ થએલો એલચી, રાજાના ભાઇ તથા એના સાથીઓ પાસે આ જવાબ લઇને ગયો તે પછી જ પોતાના દશ હજાર બહાદુર લડવૈયા સાથે નોર્વેના રાજા તથા ટોસ્ટી આવીને નિડરતાથી ને શૌર્યથી રણે પડયા. લડતા લડતાં દૂર આવેલા યોર્કના મિનારા પાસે તથા ડરવન્ટના કિનારા સુધીના પ્રદેશમાં લોહીની નદીઓ વહી, અને આ બધા રણવીરો માર્યા ગયા.

સેકસનોની જીતનો ડંકો વાગી રહ્યો હતો, તે મગરૂબ દિવસે અને જે પવનના જોરથી એમનો વાવટો ગર્વથી ફરકી રહ્યો હતો, તે દિવસે તેજ પવનના બળે હંકરાઇ સસેકસના કમનશીબ કિનારા પર નોર્મન લોકોના વહાણો આવી લંગરાશે એવો કોને ખ્યાલ હતો ? અને તે દિવસે કોઇને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે હેરોલ્ડને પોતે ક્રોધાવેશમાં નોર્વેના રાજાને જેટલી જમીન બક્ષીશ તરીકે આપવા

કર્યું હતું, તેટલી જ જમીન પોતાના બહોળા વિસ્તારવાળા રાજ્યમાંથી ભોગવવા મળશે ? તે વખતે કોઇએ ધાર્યું પણ હતું કે જ્યાં આ આપણા પૂર્વજોએ આવું મોટું ને મહત્વનું ભોજન કર્યું હતુ તેજ જગ્યાએ એક દુષ્ટ નોર્મન અમીર હેરોલ્ડના પોતાના વશજ તમને તથા સેકસન રાજ્યના એક સ્તંભ જેવા પકાતા શુરવીરના પુત્ર મને કેદ પકડશે ? "

એથેલસ્ટાઇને કહ્યું, " ખરેખર આ દુઃખમય કહાણી છે. હું ધારૂં છું કે થોડાઘણાં પૈસા લઇ આપણને છોડશે ખરા. હુ ધારૂં છું કે આપણને ભૂખે મારવાનો તો એમનો ઇરાદો ન જ હોય–તોએ ખોરાક સંબંધી કાંઈ તૈયારીઓ થતી જણાતી નથી. જુઓ તડકા પરથી જણાતું નથી કે બપોર થઇ ગયો છે ? "

સેડ્રીકે કહ્યું, " થયો હશે બપોર–પણ આ રંગેલા કાચની બારીપર નજર પડતાંને વારજ મને અસલના વખતના વિચાર આવે છે. ને તે વિચારમાં ને વિચારમાં હાલના દુઃખનું મને ભાન સરખુંએ રહેતું નથી. જ્યારે આ બારીઓ ઘડાઇ ત્યારે આપણા હાડી પૂર્વજોને કાચ બનાવતાં યા રગતાં આવડતું નહિ. આવી રીતે કાચમાં રગ પુરવાથી સૂર્યનાં કિરણો રગબેરગી દેખાય છે. વુલ્ફ્ગેન્ગરના બાપને આવાં રગીન ચિત્રવાળાં કાચની બારીઓ દીવાનખાનામાં મૂકાવી મહેલની શોભા વધારવાનો ગાંડો શોખ થવાથી એણે નોર્મંડાથી એક કારીગરને બોલાવ્યો. આ પરદેશી કારીગર આવ્યો ત્યારે દીન, ગરીબ ને ખુશામતીઆ સ્વભાવનો, કામ કરી છુટે એવો, અને ઘરનાં હલકામાં હલકા નોકરને પણ માન આપતો. એ એથેલસ્ટાઇન, સેકસન લોકોએ હેનજીસ્ટના વખતમાં ચાલતી પોતાના પૂર્વજોની સાદી રહેણીકરણીમાં જરાએ ફેરફાર કર્યો ન હતો. એમણે આ કારીગરને પોતાની સાદાઇ ને ઐશ્વર્ય બતાવ્યા, અને જ્યારે એ મોટાઇ ને માનપાન પામી પાછો ગયો, અને તે સંબધી પોતાના જુલમી દેશબંધુઓને વાત કરી ત્યારે તેનું પરિણામ સેકસનોએ ધાર્યું ન હતું તે આવ્યુ. અમે આ પરદેશીઓને અમારા મિત્ર માન્યા ને વિશ્વાસપાત્ર નોકરીઓ સોંપી.

એમના કારીગરોને રાખી એમની કળાઓ અમે શીખ્યા, અને નોર્મનોએ અમને શસ્ત્રને બળે કબજે કર્યા તે પહેલાં એમની હોંશિયારી તથા જાતજાતની કળાઓને પરિણામે અમે અમારૂં અસલી કૌવત અને હાડીપણું ગુમાવી બેઠા."

"જે સ્વાદિષ્ટ વાનીઓ ખાવાના શોખને લીધે અમે આ પરદેશીઓના ગુલામ બન્યા છીએ, તેના કરતાં સ્વતંત્રતા ને શાંતિમાં જમેલું અમારૂં સાદું ભોજન સેંકડો રીતે સારૂં હતું."

એથેલસ્ટાઇને કહ્યું, "ગમે તેવા સાદા ભોજનને પણ હું અત્યારે પકવાન માની લઇશ. સેડ્રીક, આ ભૂતકાળની વાતોમાં જમવાનો વખત થઇ ગયાનુંએ ભાન તમને રહેતુ નથી, એ જોઇ હું તાજુબ થાઉં છું."

સેડ્રીક કાંઇક ધીમે ને ચીડાઇને બબડયો, "આની આગળ એના પેટ સિવાય બીજી કાંઇ વાત કરવી નકામી છે. અત્યારે એને ખધા રાક્ષસ વળગ્યો જણાય છે. અફસોસ! આવા મોટા જાજરમાન ને મજબુત માણસમાં જોઇતું મનોબળ નથી! અફસોસ! ઈંગ્લાંડનું પુનર્જીવન કરવાનું આને હાથે નિર્માણ થયુ છે! પણ લગ્ન થયા પછી એની ગુપ્ત રહેલી શક્તિઓ અને ઉમદા ગુણો રોવેના સતેજ કરી શકશે ખરી? અમે છુટા હોઇએ તો કદાચ અંગ્રેજ પ્રજા ફરીથી સ્વતંત્ર બને એ બીકથી જો અમને આ જુલમી લુટારાએ કેદ કર્યા હશે તો તો એમાંનું શું થવાનું છે?"

જ્યારે સેકસન અમીર આવા દિલગીરીભર્યા વિચારમાં લીન થઇ ગયો હતો તેવામાં બારણું ઉઘડયું અને એક માણસ દાખલ થયો. તેની પાછળ ચાર માણસો ટેબલ અને જાતજાતની વાનીઓ લઇને દાખલ થયા. આ વાનીઓની વાસથી એથેલસ્ટાઇન એવો ખુશ થઇ ગયો કે પોતે ભોગવેલું બધુ દુઃખ ભૂલી ગયો. જે લોકો ભોજન લાવ્યા હતા તેમણે બુરખા ને ઝભ્ભા પહેરેલા હતા.

સેડ્રીકે કહ્યું, "બુરખા પહેરી વેષ શું કરવ કાઢયો છે? તમે એમ ધારો છો કે તમારા સ્વામીના મહેલમાં આવ્યા પછી પણ અમે કોના

કેદી છીએ તે સમજી નહિ શકીએ ?" વાતચિત ચલાવી કાંઇ સંધિ થાય એ ઇચ્છાથી સેડ્રીકે કહ્યું, "તમારા સ્વામી રેજીનોલ્ડ ફ્રન્ટ-ડી-બૉફને કહેજો કે અમારી દોલતપર એમની આંખ બગડયા સિવાય અમને કેદ કરવાનું કારણ મળે એવો કોઇ ગુન્હો કર્યો નથી. એક લૂંટારો આવે ત્યારે જેમ આપણી જાત લૂટવા દઇએ છીએ, તેમ અમે પણ એની આ ઇચ્છા પુરી પાડીશું. એને કહો કે અમારાથી આપી શકાય એટલી દોલત લઇ અમને છુટા કરે."

માણસે બોલ્યા વગર માથું નમાવ્યું.

એથેલસ્ટાઇને કહ્યું, "અને રેજીનોલ્ડ ફ્રન્ટ-ડી-બૉફને કહેજો કે અમને છુટા કર્યા પછી એક અઠવાડિયું રહીને એક યોગ્ય જગ્યા પર જઇ જોઇએ તો પગે યા ઘોડા પર દ્વંદ્વયુદ્ધનું આવાહન એથેલસ્ટાઇને મોકલ્યુ છે ને હું ધારૂં છું કે જો એ ખરો વીરનર હશે તો ના નહિ કહે અને ઢીલ પણ નહિ કરે."

"હુ તમારૂં આમંત્રણ મારા સ્વામીને પહોંચાડીશ. તમે આ ભોજન તો જમી લ્યો." મોઢામાં મોટો કોળીઓ હોવાને લીધે તેમ બોલતાં ઉપજેલા કાંઇક ડગડગાને લીધે એથેલસ્ટાઇને આપેલા દ્વંદ્વયુદ્ધના આમંત્રણનો જુસ્સો ભાગી ગયો હતો. એથેલસ્ટાઇન તરફ એના ઉત્તમ વંશ ખાતર માન હોવા છતા એની બેદરકારીથી સેડ્રીક એના પર કાંઇક ચીડાયો હતો પણ આ આવાહનથી પોતાના સાથીમાં પાછું નવું ચેતન આવતુ જણાયુ ને સેડ્રીક ખુશી થયો, પણ જ્યારે એથેલસ્ટાઇન ફરી બોલ્યો કે "જો બંદીખાનામાં આવી સ્વાદ વગરની રસોઇ મળે તેમાંથી છૂટવા હું ફ્રન્ટ-ડી-બૉફ જેવા બાર લડવૈયા સાથે લડવાની બાથ ભીડું" ત્યારે ફરીથી સેડ્રીકના મનમાં ગ્લાનિ છવાઇ રહી. એથેલસ્ટાઇનને પાછો મોજશોખમાં પડતો સેડ્રીકે જોયો. જ્યાં સુધી ભોજન પીરસાયુ ન હતું ત્યાંસુધી સેડ્રીકને દેશના દુ:ખના વિચારોને લીધે ખાવા સંબંધી ભાન રહ્યું ન હતું. ભોજન પીરસાયા પછી પોતાના પૂર્વજોના બીજા ગુણો

સાથે ખાવા પીવા તરફનો મોહ એનામાં પણ ઉતરી આવ્યો છે એ જણાઇ આવ્યુ.

આ કેદીઓ પોતાનું ભોજન બરાબર પુરૂં કરી રહે તે પહેલાં તો દરવાજા પાસે રણશીંગડું ફુકાયુ ને જમવામાં ભગ પડયો. જેના હુકમ માત્રથી બુરજ ને ગઢ, કિલ્લો ને દરવાજો જાણે ઝાકળ ઉડી જાય તેમ તૂટી પડવાના હોય તેવા જોરથી ત્રણવાર રણશીંગડું ફુંકાયુ. સેક્સન અમીરો ચમક્યા ને બારી પાસે ગયા. એમની બારીઓ કિલ્લાના અંદરના ભાગમાં જ પડતી હતી, અને અવાજ તો કિલ્લાની બહારથી આવતો હોવાથી એ લોકો નિરાશ થયા, પણ કિલ્લાની અદર એકાએક ધામધુમ થતી જણાવાથી લાગ્યુ કે કાઇ મહત્વનો બનાવ બનવાનો છે.



## પ્રકરણ ૨૨ મું.

પોતાની કુતુહલતા કાંઇક શાંત પડે જમવાનું અર્ધું મૂકી ઉઠેલા સેક્સન અમીરોને પાછા જમવા બેસતા મૂકી આપણે વધારે સખ્ત કેદખાનું ભોગવતા આઇઝાક ઑફ્ યૉર્ક તરફ નજર નાંખીએ. આ બિચારા જ્યુને કિલ્લાના ભોંયરામાં આવેલી એક ઓરડીમાં પૂર્યો હતો. આ ઓરડો બહારની ખાઇ કરતાં પણ નીચો હોવાથી ત્યાં ભેજ અતિશય હતો. અંદર પુરેલા કેદીથી પહોંચાય નહિ એટલી ઉંચાઇએ આવેલા એકાદ બે જાળીયાંમાંથી ત્યાં અજવાળું આવતું હતું. ત્યાં ભર બપોરે એકાદ બે કલાક ઝાંખું અજવાળું આવતું. પહેલા પૂરાયેલો કેદી નાસી જાય નહિ એ બીકે પહેરાવેલી બેડીઓ ને સાંકળો કાટ ખાઇ ખીંટીપર લટકતી હતી. કડીઓના એક બે આંકડામાં માણસના પગના હાડકાં દેખાતાં હતાં. તે પરથી જણાતું હતું કે કોઈ બિચારાને મરતાં સુધી પૂર્યો હશે ને આખરે ધીમે ધીમે એના હાડકાં સાંજ ખવાઈ ગયાં હશે.

આ ભયાનક ઓરડામાં બીજા ખૂણામાં મોટી લોખંડની સઘડી હતી, તેના પર અર્ધા કટાઇ ગએલા લાખડના સળીઆ પડયા હતા. આઇઝાક કરતાં મજબુત મનનો માણસ પણ આ દેખાવ જોઇ બીકથી છળી જાય તેમ હતું, પણ ભવિષ્યમાં પડનાર દુઃખના વિચારથી એ જેટલો બીતો હતો, તેના કરતાં હાલ વધારે શાંત જણાતો હતો. શિકારીઓ કહે છે કે સસલું પકડાતાં પહેલાં જેટલું બીએ છે તેટલુ પકડાયા પછી મરતાં બીતું નથી તેવી જ રીતે કદાચ ચારે બાજુએથી કઇ વખતે આફત આવી પડશે એ બીકમાં ફરતા જ્યુ લોકો આફતને સમયે જોઇતી શાંતિ રાખી શકતા હશે, અને ગભરાઇ જતા નહિ હોય. વળી આવી આપત્તિમાં આઇઝાક કાંઇ પહેલીવાર સપડાયો ન હોતો. આવે વખતે શું કરવું તેનો અનુભવ હોવા ઉપરાંત કદાચ પોતાના જુલ્મીના હાથમાંથી કોઈ પણ રીતે છુટી જવાની એને આશા હતી. પોતાની જાતિના ખાસ

ગુણો ચીવટપણું ને દૃઢતાને લીધે જ્યુ લોકો ગમે તેટલો જુલમ વર્તે તોએ એકના બે ન થતા ને જુલમગારને હંફાવતા. આ ગુણો પણ એનામાં હતાં.

આવા સત્યાગ્રહના વિચારવાળા, નીચેનો ભેજ ન લાગે માટે પોતાનો ઝભ્ભો નીચે દબાવી આખું શરીર સંકોચી, હાથ જોડી દાઢી ને વાળ ચુંથી નાંખી, ઉંચી ટોપી ને રૂંઆરૂંઆવાળો કોટ પહેરી કારાગૃહના એક ખુણામાં બેઠેલા આઇઝાકને નોરેમ બ્રાડી ચીતારાએ જોયો હોત તો એકાદ જગજાણીતું ચિત્ર દોરત. ત્રણ કલાક પછી કારાગૃહનાં બારણાં પાસે પગલાં સંભળાયાં ત્યાંસુધી આ જ્યુ હાલ્યાચાલ્યા વગર આમ જ બેસી રહ્યો. બારણું ઉઘડતાં મીજાગરાં તથા અડગરાના કાટને લીધે કર્કશ અવાજ થયો, ને ટેમ્પલરના બે સારેસન નોકરને લઇ રેજીનોલ્ડ ફ્રન્ટ-ડી-બૉફ દાખલ થયો.

ફ્રન્ટ-ડી-બૉફે કહ્યું, “આઇઝાક પેલા સળીઆ નીચે ચેતતા કોલસા તને દેખાય છે? પથારીમાં સુવાડયો હોય તેમ એના પર તને પટા બાંધી સુવાડવામાં આવશે. આમાંનો એક નોકર નીચે ચેતતો અગ્નિ સાચવી રાખશે ને બીજો ઉપરથી તેલ રેડશે. તારે કોઇ બીજો આરો તો છેજ નહિ. તો આ સળગતી ચિતાપર સુવાનું પસંદ કરીશ કે થોડું ઘણું રૂપું આપવું પસંદ કરીશ?”

બિચારો દુઃખી જ્યુ બોલી ઉઠયો, “એ તો અશકય છે, તમે આવું કરશો એ મનાય તેમ નથી. પરમેશ્વરે તમારૂં હૃદય આટલું બધું કઠણ નહિ જ કર્યું હોય?”

ફ્રન્ટ-ડી-બૉફે કહ્યું, “આઇઝાક, એવું માની તું ભૂલ ખાઇશ નહિ. તને લાગે છે કે મારા હજારો ભાઇબેનોને, તરવાર, આગ ને રેલથી નાશ પામતાં જોઇ રહેનાર હું એક જ્યુની આજીજી કે ચીસોથી બ્હી જઇશ? આ ગુલામો જેને પોતાના શેઠના શબ્દ આગળ દેશ, કાયદો, અંતરઆત્મા જેવું કાંઇ છેજ નહિ અને શેઠની આંખના અણસારા માત્રથી જે લોકો ઝેર દેવા, ખંજર ભોંકવા, યા ફાંસી દેવા તૈયાર થઇ જાય છે તે તારી ભાષા તો સમજતા નથી તો તારાપર દયા કેમ

દેખાડશે ? બુઢ્ઢાભાઇ, ડાહ્યો થા, તારી વધી ગએલી મિલ્કતમાંથી થોડી કાઢી નાંખ, અને ખ્રીસ્તી લોકોને લૂંટી લૂટી એકઠી કરેલી તારી મિલ્કતનો થોડો ભાગ એક ખ્રીસ્તીને આપ. થોડા જ વખતમાં આ ગયેલી મિલ્કત ચુસ્ચાઇ વડે તું ફરી મેળવી શકીશ, પણ આ લોખંડના સળીઆ પર તપી દાઝી બળી ગએલી ચામડી ને માંસ કોઇ પણ જાતની દવાથી પાછાં નહિ મળે. આ રકમ આપી, આ કારાગૃહમાંથી બહાર નીકળી શકીશ માટે ખુશી થા. હું વધારે બોલતો નથી. તારો જીવ ને તારી મિલ્કત એ એમાંથી એક ચીજ પસંદ કર."

"અમારા લોકોના દરેક ધર્મગુરૂ મારી વ્હારે થાઓ, તારી આ ભારે માગણી પૂરી પડાય એટલી મારી શક્તિ નથી. એટલે પસંદ નાપસંદનો સવાલ જ નથી."

વીરનરે કહ્યું, "ગુલામો, એને પકડો ને કપડાં કાઢી નાંખો. જોઉં તો ખરો કે એના ધર્મગુરૂ એને કેવી મદદ કરે છે ?"

એના નોકરો ભાષા પરથી જેટલુ ન સમજ્યા તેના કરતાં હાથની નિશાનીઓ પરથી વધારે સમજ્યા. આગળ આવી, બીચારા કમનસીબ આઇઝાકને આગળ ધસડી આણી, પોતાના ક્રુર શેઠના બીજા હુકમની રાહ જોતા ઉભા રહ્યા. ફ્રન્ટ-ડી-બૉફ તરફથી કાંઇક રહેમ મળશે કે કેમ તે જોવા એના તથા એના નોકરો સામુ આ ભાગ્યહીન જ્યુ જોઈ રહ્યો. પણ આ નિર્દય કામ કરવાની શરૂઆતમાં એના ચહેરા પર પ્રસરી રહેલું કટાક્ષભર્યું ગંભીર હાસ્ય હાલ પણ પ્રસરી રહ્યું હતું. અને સારેસન નોકરોની આંખોની કીકીઓ ઘાતકી કામ કરવાની તક ક્યારે મળે એવી વાટ જોતી હોય તેમ તત્પર થઇ રહી હતી. આ તથા પોતાને સુવાડવા તૈયાર થયેલી બળતી સઘડી જોઇ, ઉગરવાનો એકે આરો ન દેખાતાં જ્યુની હિંમત ભાંગી ગઇ ને એનો નિશ્ચય તૂટી ગયો.

એણે કહ્યું, "હું હજાર પાઉન્ડ રૂપુ આપીશ—એટલે મારા જાતભાઇઓની મદદ વડે જ. આટલી મોટી રકમનું મેં તો નામ પણ સાંભળ્યું નથી એટલે અમારા તાલેવંત શેઠીયાઓને ત્યાં ઘેર ઘેર ફરી

ભીખ માગી હું આપી શકું તો—ક્યાં અને ક્યારે આપવાના ?"

ફ્રન્ટ-ડી-બૉફે કહ્યું, "અહીંયા, અહીંયા મળવા જોઇએ.—જોખાવા જોઇએ—આજ ઓરડામાં જોખાવા જોઇએ. તું આ રકમ આપે નહિ ત્યાં સુધી હું તને છોડીશ એવુ તને લાગે છે ખરૂં ?"

જ્યુએ પૂછ્યું, "આટલી રકમ આપતાં હું છુટીશ એની શી ખાતરી ?"

પૈસા ધીરનાર ગુલામ, એક નોર્મન અમીરનું વચન માત્ર પુરતું છે' તારા સોના રૂપા કરતાં, અને તારી આખી જાન કરતાં એક નોર્મન અમીરનું વચન વધારે વિશ્વાસજનક છે."

ગભરાતે અવાજે આઇઝાકે કહ્યું, "ઉમદા વીરનર, હુ માફી માગુ છું; પણ મારા એક પણ શબ્દ પર તમે વિશ્વાસ રાખતા નથી, ત્યારે તમારા પર મને કેમ વિશ્વાસ રહે ?"

વીરનરે કાંઇક ગુસ્સાથી કહ્યું, "તારે તેમ કર્યા વગર છૂટકો જ નથી. જો અત્યારે તુ યોર્ક શહેરમાં તારા ઘરમાં હોત, અને હુ પૈસા ઉછીના લેવા આવ્યો હોત તો કેટલી જામીનગીરી મુકાવવી ને કેટલી રકમ ધીરવી તે તુ નક્કી કરી શકત. હાલ તું મારા મહેલમાં છું. હાલ તું મારા હાથ નીચે છું, હવે હુ ફરીથી મારી સરત કહેવાનો નથી."

જ્યુએ દુખથી ઉંડો નિ શ્વાસ નાંખ્યો. "મને છોડો તેની સાથે જેમની જોડે હું મુસાફરી કરતો હતો તે મારા સાથીઓને છોડશો ને ? હુ જ્યુ જાતનો છું માટે મને ધિક્કારે છે ખરા, પણ મારી આફતને વખતે એ લોકોએ દયા આણી છે. મને રસ્તે જતાં મદદ કરી માટે મારૂં કમભાગ્ય એમને પણ નડ્યું. વળી આટલી મોટી રકમ તને આપવામાં એ લોકો મને કાંઇક મદદ કરશે ખરા.'

ફ્રન્ટ-ડી-બૉફ બોલ્યો, "જો તું પેલા સેક્સન અમીરોની વાત કરતો હોય તો એ લોકોને પોતાના છૂટયા બદલ બીજી જ શરતો પાળવી પડશે. હુ તને કહુ છુ કે તારી જ વાત તું કર અને બીજાની પંચાતમાં નાહક ન પડ."

આઇઝાકે કહ્યું, " ત્યારે મારા માંદા મિત્રને તો મારી સાથે છોડશો ને ?"

ફ્રન્ટ-ડી-બૉફે કહ્યું, " મારે તને કેટલીવાર કહેવું પડશે કે તારે તારી જાત સિવાય બીજાની પચાત કરવાની નથી ? તેં કબુલ કર્યું છે, તેથી કહું છું કે આટલી રકમ થોડા દિવસમાં મંગાવી આપીશ કે તને છોડી મૂકીશ."

જ્યુએ કહ્યું, " સાંભળ. તને આ દોલત મેળવવામાં કાંઇ-" રખેને નોર્મન સરદાર ગુસ્સે થઇ જશે એ બીકે એ આગળ બોલતાં અટકી ગયો. પણ ફ્રન્ટ-ડી-બૉફ હસ્યો અને જ્યુ અટકયો હતો તે શબ્દ પોતે બોલ્યો, " આઇઝાક તું એમ કહે છે ને કે મારા આત્માને છેતરીને હું આ પૈસા પડાવવાનો વિચાર રાખું છું ? હું કહું છું કે મારી માગણી વાજબી છે. મારા હાથ નીચે આવેલા માણસનો ઠપકો પણ હું સાંભળી રહુ છું. જેકવીસ ફીટઝડોટરેલના બાપનો વારસો પણ તેં લેણા પેટે પડાવી લીધો હતો ને તે એના પર કામ ચલાવ્યુ હતું ત્યારે એણે તને લોહી ચૂસનાર કહ્યો, તે પણ તું ખમી શક્યો ન હતો."

"હુ ખરૂ કહુ છુ કે આમાં તારી કાંઇ ભૂલ છે. મારી મીલ્કત સોંપી દેવાની મુદત પુરી થઇ ગઇ હતી, છતાં મારા પોતાના ઘરમાં જ્યારે મે એની પાસે આ પૈસા માગ્યા ત્યારે એણે મારા સામુ ખંજર ઉગામ્યું હતું."

ફ્રન્ટ-ડી-બૉફે કહ્યું, "એણે શું કર્યુ તે જાણવાની મને દરકાર નથી; મારી આ માગણી કયારે પાર પડશે તેજ મારે જાણવું છે. આઇઝાક, તું આ મહોરો કયારે આપીશ ?

આઇઝાકે કહ્યું, "મારી દીકરી રેબેકાને સહીસલામત રીતે યોર્ક શહેરમાં મૂકીને તારા ઘોડા ને માણસો પાછા ફરશે કે તરત જ નાણું ગણી આપીશ-" મોટો હુંકારો ભણી વળી બોલ્યો, "આ ઓરડામાં જ હું તને આ નાણું ગણી આપીશ."

જાણે અજાયબ થયો હોય તેમ ફ્રન્ટ-ડી-બૉફ બોલ્યો, "તારી

દીકરીને ! મને જો એ વાતની ખબર હોત તો ઠીક થાત. કાળી આંખો વાળી એ યુવતીને જોઈ, એ તારી "રાખ" હશે એમ મેં ધાર્યું. અસલના-દિવસના શુરવીર પુરૂષોના દાખલા મુજબ મે તો એને સર બ્રાયન ડી-બ્રાઇ ગીલ્બર્ટને નોકરડી તરીકે આપી દીધી છે."

નિર્દય અવાજે બોલાયલા આ શબ્દ સાંભળી આઇઝાકે એક ઉંડી હાય મારી, તેના અવાજથી ભોંયરૂ ગાજી રહ્યું ને સારેસન લોકો એવા ચમકી ઉઠયા કે જ્યુને પકડેલા એમના હાથ છુટા પડી ગયા. આવી રીતે છુટા થવાથી ફ્રન્ટ-ડી-બોફને પગે પડીને એ બોલ્યો "તું માગે છે તે સર્વ લે-એના કરતાં દશ ગણું લે. તારી ઇચ્છા હોય તો મને ભિખારી બનાવ—ના, જોઇએ તો મને ખંજર ભોંકીને યા, આ બળતી ચિતા પર જીવતો બાળી દે, પણ મારી પુત્રીને સહીસલામત ને આબરૂભેર છોડી મુક."

"તને એક સ્ત્રીએ જન્મ આપ્યો છે, એટલા ખાતર આ નિરાધાર કુમારી યુવતીની આબરૂ સાચવ. મારી સ્વર્ગસ્થ પત્ની રેશેલની એ આબેહુબ નકલ છે. મારા છ છોકરામાંથી એ એકલી જ જીવી છે. મારા જેવા વિધુર માણસનુ રહ્યુંસહ્યું આ આટલુ સુખ તું છીનવી લઇશ? અમારા પૂર્વજો સાથે આ પુત્રી પણ કબરમાં દટાઇ ચુકી હોત તો સારૂ થાત એવું મને લાગે એવું તુ ઇચ્છે છે?"

કાંઇક પસ્તાતા અવાજે નોર્મન સરદાર બોલ્યો "આની મને પહેલેથી ખબર પડી હોત તો સારૂ થાત. હુ તો એમ જ ધારતો હતો કે તમારી જાતને પૈસા સિવાય બીજી કોઈ ચીજની લાગણી જેવું હશે જ નહિ."

નોર્મનના હૃદયમાં કંઇક દયા વશી હોય એવું જણાતાં આઇઝાક બોલ્યો, "અમારા વિષે એવો હલકો મન ન રાખીશ. અમે જ્યુ છીએ ખરા પણ જેમ ફાડી ખાનાર લોંકડી ને જંગલી બિલાડી પણ પોતાનાં બચ્ચાં તરફ પ્યાર રાખે છે તેમ અબ્રાહમનાં તરછોડાએલા અને ત્રાસ પામેલા વશજોમાં પોતાના બાળક પ્રત્યે પ્રેમ હોય છે."

ફ્રન્ટ–ડી–બૉફે કહ્યું, " એમ હશે. આઇઝાક તને લાગણી છે એ વાત હવેથી હુ માનીશ. પણ એથી હાલ કાંઇ વળવાનું નથી. જે બન્યું હોય કે બનવાનું હોય તેમાં હું કાંઇ ફેરફાર કરી શકું તેમ નથી. મારા સાથીને મે વચન આપ્યું છે તે હુ દશ જ્યુ અગર જ્યુ સ્ત્રીઓ સારૂ તોડી શકું તેમ નથી. પણ જો આ છોકરી બોઇ–ગીલ્બર્ટને કબજે જાય તેમાં તુ શું નુકસાન દેખે છે ?"

દુ:ખથી હાથ હલાવી નાંખતાં નાંખતાં આઇઝાક બોલ્યો, " જે થવાનું હોય તે થાય. માણસો તરફ નિર્દય થવું ને સ્ત્રીઓની લાજ લુટવા સિવાય ટેમ્પલરોને બીજો ધધો શું છે ?"

" સાળા કુતા " જાણે ક્રોધ કરવાનો લાગ મળ્યો હોય તેમ ફ્રન્ટ-ડી-બૉફે ક્રોધથી લાલચોળ થએલી આંખો કાઢી કહ્યું." ઝાયનનાં ટેમ્પલરના પવિત્ર માણસોનું નામ દઈ એમને પાપમાં ન નાંખ. તને કહી છે તે રકમ આણવાનો વિચાર કર. બાકી તને બતાવેલી સજા ખમવા તૈયાર થા. " પોતાના પર જુલમ કરનાર પર ચીડ કરવી એ તદ્દન નકામુ છે એ સારી રીતે જાણતો હતો છતાં ક્રોધ ખાળી ન શકાયાથી એ બોલ્યો, " દુષ્ટ લુંટારા હું તને કશું આપવાનો નથી. મારી દીકરીને સલામત અને આબરૂભેર તું નહિ સોંપે ત્યા સુધી એક રાતી પાઇ હું તને આપવાનો નથી."

નોરમને તોછડાઇથી પૂછ્યું, "જ્યુ, તારૂં મગજ તો ઠેકાણે છે ને ? કે તપી ગએલી લોખંડની જાળીઓ અને ટપકતા તેલ નીચે તારાં હાડકાં માંસ નાખવાનો તને શોખ થયો છે ?"

વાત્સલ્ય પ્રેમથી સાહસિક બનેલા જ્યુએ કહ્યું, "મને દરકાર નથી. થાય તે કરી લે. તું જે શરીર પર ક્રુરતા કરીશ એમ બતાવે છે તે શરીર કરતાં મારી દીકરી મને હજાર ગણી વધારે વહાલી છે. એક રાતી પાઈ હું તને આપવનો નથી. આ ઉકળતા સિક્કા તારા લોભી ગળામાં નાંખવાનાં હોય તો જુદી વાત છે. ના, ના. ભલા સરદાર તારી આખી જીંદગીમાં કરેલા પાપમાંથી છોડવવા પણ એક દમડી હું આપવાનો નથી.

જોઇએ તો મારી જીંદગી લે, તને ખબર પડશે કે દુઃખને વખતે પણ એક ખ્રીસ્તીને એક જ્યુએ હરાવ્યો."

ફ્રન્ટ-ડી-બૉફે કહ્યું, "હા, એ પણ જોઇશું. ક્રોસના સોગદ ખાઇને હું કહું છું કે લોખંડના તપેલા સળીયાનો તાપ કેવો છે તે તને બતાવવો જ પડશે. નોકરો એને કપડાં કાઢી બાંધીને લોખંડની જાળી પર સુવાડો."

બુઢ્ઢા માણસના ફોગટ પ્રયત્ન છતાં સારેસન નોકરોએ એનાં ઉપરનાં કપડાં ચીરી નાંખ્યા અને નગ્ન કરવાની તૈયારીમાં હતા તેવામાં આટલા ઉંડાણમાં આવેલા ભોંયરામાં પણ દરવાજા પર ફુંકાતાં રણશીંગડાંના બે વખત અવાજ સંભળાયા ને ફ્રન્ટ-ડી-બૉફને બોલાવવા મોટી મોટી બુમો પડી. આવાં નીચ કામ કરતાં પકડાઇ જવાનું નાપસંદ હોવાથી આઇઝાકને કપડાં પાછાં આપી દેવાની નિશાની કરી, આ ઘાતકી અમીર પોતાની દીકરીનાં દુઃખના યા પોતાની હેરાનગતિનાં વિચારમાં પડેલા કેદીને પરમેશ્વરને આશરે મૂકી નોકરોને લઇ બહાર નીકળ્યો.

